શ્રી.

# ઘેલી કુસુમ

કિંવા

## સરસ્વતીચંદ્રનો ગૃહસ્થાશ્રમ.

લોક-કલ્યાણ મંત્ર તંત્રજ સાક્ષર જીવનોનું જીવન છે.
સ્વાત્મ-યથાર્થ નિરીક્ષણજ સર્વાંગ પૂજન છે-હોય છે.
( લ. વ. યાદવ. ગ્રન્થકર્ત્તા. )

વાંચો પુસ્તક પ્રેમથી, કુસુમ સરસ્વતી જાણ,
સાર ગ્રહી તત્પર થઇ, કરોને રૂડાં કામ.
[ મ. પ્રે. દલાલ પ્રસિદ્ધ કર્ત્તા. ]

ગ્રન્થકર્ત્તા
લક્ષ્મણસિંહ વરવાજી યાદવ-ઇડર.
પ્રસિદ્ધ કર્ત્તા.
મયાભાઇ પ્રેમચંદ દલાલ-અમદાવાદ.

અમદાવાદમાં
ફદોઇની વાડીના મેડા ઉપર પોતાના ધી 'ચંદ્રપ્રકાસ' પ્રેસમાં
શા. સોમચંદ કેશવલાલે છાપ્યું.

પ્રથમાવૃત્તિ.

સંવત ૧૯૬૦ સન ૧૯૦૪

મૂલ્ય દોઢ રૂપિયો.


2019



મહારાણા શ્રી ભાવસીંહજી મુ. પોરબંદર.

શ્રી.

# અર્પણ પત્રિકા.

અનેક સામન્ત સીમન્ત, મણિરંજીત,ચરણકંજ, શ્રી સરસ્વતી યુગ્મ મંદિરમૂર્તિ, માર્તંડ, વંશાવતંસ, રણવક્ર, ક્ષત્રિયકુલકિરીટ, મહામણિ, શસ્ત્રાસ્ત્ર, હૃદય મહોદધિ, ક્ષાત્ર પ્રતાપ પ્રકાશિત, દિક્ મંડલ, અનેક સ્વામીગુણ સમેત નામદાર રાણાસાહેબ **શ્રી ભાવસિંહજી સાહેબ.**

**સ્વસ્થાન પોરબંદર.**




રસ્વતીનો દીવ્ય સુવાસ આપના સહૃદય મંદિરમાં સર્વત્ર પ્રસરી રહ્યો છે, શ્રીયુત્ આપ, શ્રી (લક્ષ્મી)નો સદુપયોગ કરી વિશ્વ-વિખ્યાત છો, સ્વધર્મના યથાર્થ જ્ઞાતા હો છો; આપ, સ્વ,પર-જનને દર્શનીય છો, અનેક રિદ્ધિસિદ્ધિયોમાં રમવા છતાં નિરૂહંકાર છો, અને મનનું સઘળું લક્ષ્ય પ્રજા-કલ્યાણ, લોક-કલ્યાણમાં પરોવાયલું છતાં સ્વકુટુમ્બના શ્રેય સાધક પણ છો. ........આવાં આવાં આપના સુખપ્રદ કીર્તિ-કિરણોનો પ્રકાશ મ્હારા ક્ષુદ્ર હૃદય પર પડતાંજ. આકૃષ્ટ બની, લોક-કલ્યાણની સામગ્રીથી છલા છલ, **'ઘેલી કુસુમ કિંવા સરસ્વતીચંદ્રનો ગૃહસ્થાશ્રમ'** એ નામક ગ્રન્થ, 'ચંદ્રનું યોગ્ય સ્થળ આકાશજ, પૃથ્વી નહિ, અને વસ્તુ માત્રની સિદ્ધિ અને જીવન ભાવથીજ છે'. એમ જાણી, આ ગ્રંથ આપ મહાનુભાવ માહારાજશ્રીને, અવિચ્છિન્ન સેવક ભાવથી, અર્પણ કરી કૃત્ય કૃત્ય થાવછું.

આપ

**નામદાર શ્રીયુત્ રાણા સાહેબશ્રીનો**

નમ્ર સેવક.

**લક્ષ્મણ વરવાજી યાદવ.**

**ગ્રન્થ કર્ત્તા.**

# પ્રસ્તાવના.



સરસ્વતી-શાળામાં સંસ્કૃત થયેલાં સત્વવાન જીવનોના સત્વ-પ્રદેશ સત્વંજ સત્વ છલાછલ હોય છે. એ સત્વ-પ્રભા બાલ-સૂર્યસમ હોય છે. તેનો અરૂણોદય સ્થાવર-જંગમના ભ્રાતૃત્વ, શ્રેયરૂપે હોયછે. વિશ્વ-કલ્યાણ એ એનો ઉન્માદ છે. અંધકાર (અજ્ઞાન) નિવૃત્તિ નિમિત્તે અંધકાર આચ્છાદિત થવું, એ એનો અતિ લોભ-મોહ અને કામ છે. સકલ બ્રહ્માન્ડ પોતાનું જીવન, (પોતેજ) એ એનું જ્ઞાન-ચૈતન્ય છે, અને સપ્ત ભુમિકા એ એના સાત ધોરણ છે.

આ સાતે ધોરણમાંથી સાર-શોધક માત્ર એજ સાર સંગ્રહે છે કે-લોક કલ્યાણકર નિર્મમ, નિષ્કામ પ્રવૃત્તિ એજ પ્રારબ્ધિક નિવૃત્તિ, અને પ્રારબ્ધિક-નિવૃત્તિ એજ સ્વરૂપ સ્થિતિ. કર્મ-ભોગ સિવાય પ્રારબ્ધની પૂર્ણાહુતિ નથી અને પ્રારબ્ધ વા શરીરની પ્રતીતિ છે ત્યાંલગી કર્મ રહિતતા નથી. માટેજ ઉત્તમ કર્મોથી જીવનને ઉત્તમ રચવું, એમાંજ જીવન-સાફલ્ય છે.

ત્રીપાઠી વિરચિત સરસ્વતીચંદ્ર, બુદ્ધિધન, વિદ્યાચતુર, ચંદ્રકાન્ત, વદુશ્રૃંગ વાસીયો, અને કુમુદ, કુસુમ, સૌભાગ્યદેવી, ગુણસુંદરી, ચંદ્રલક્ષ્મી આદિ પાત્રો, વિદ્યા-સંસ્કારી ઉછરતા વિદ્યાર્થીયોને તેમજ સંસાર-પ્રવાસીયોને સદ્‌ઉપદેશ દ્વારા કેટલે અંશે પુષ્ટ, ઉપકૃત અને ઉત્કૃષ્ટ રચે છે? એ સર્વ સુજ્ઞ વાચકોને જ્ઞાતજ હશે-આ પણ ઉચ્ચ સ્થાનિય એક પ્રકારની લોકોપકારક-પ્રવૃતિજ છે.

ત્રીપાઠી રચિત આવા ઉત્તમ પાત્રોને મ્હેં મ્હારી કૃતિમાં સંક્રમણ કરવાનું મહાભારત કાર્ય વહોરી લીધું છે તેમાં હું કોઇક સ્થળે દોષ પાત્ર થયોજ હઇશ તો તે સ્થળે ભારત ભક્ત, સાક્ષર, પૂજ્ય શ્રી ગોવર્ધનરામભાઇ તેમજ અન્ય સાક્ષર વાચકો મ્હારા પ્રતિના ભ્રાતૃભાવનું વિસ્મરણ નહિજ કરે, એવી સવિનય નમ્ર વિજ્ઞપ્તિ છે, કારણ કે અભ્યાસકની અભ્યાસ યાત્રાના પરિક્રમણમાં વચ્ચે ભુલો થતી આવે છે-આવે છે તેવી સુધરતી પણ જાય છે-આ ક્રમથીજ અભ્યાસક આગળ વધી શકે છે.

કેટલીક મુદ્દત થયાં મ્હેં જન-સમાજને લાભપ્રદ કેટલાક નિબંધો લખેલા, તે નિબંધો આવા ઉત્તમ પાત્રો દ્વારા પ્રકટ કરવા મ્હને જીજ્ઞાસા થઇ અને એ જીજ્ઞાસાની તૃપ્તિરૂપેજ આ મ્હારૂં પુસ્તક છે. આ મ્હારી જેવી

તેની કૃતિમાંથી થોડી ઘણી પણ સારરૂપ સામગ્રી સાક્ષર વાચકોને મળી આવશે તો હું મ્હારા પ્રયાસને સફલ થયો માનીશ.

લોક-સેવા અર્થે આવાં આવાં પુસ્તકો વારંવાર લખાય, પ્રકાશમાં આવે અને ચર્ચાય, એ દેશ અને સંસાર સુધારકોની પણ સેવા બજાવ્યા અને પ્રીતિ મેળવ્યા તુલ્ય છે. આધીકરી ત્રીપાઠી ગોવર્ધનરામભાઇની પણ એક પ્રતિની મ્હારાથી સેવા બજાવ્યા જેવું છે. સંસારમાં વિહરવા છતાં વિરકત ચિત્તોને પૂજવા યોગ્ય છે.

આજ કાલ ગુર્જર પ્રદેશસ્થ કેળવાયેલા વર્ગમાં પ્રબળ ધાંધલ મચી રહી છે. તેના બે વિભાગ પડયા છે. એક વિભાગનો એવો મત છે કે—

આપણા પૂર્વ રીત-રીવાજોને અવલંબી રહી, આપણાંજ પૂર્વ-શાસ્ત્રીય વિદ્યા, કળા અને હુન્નરને ઉત્તેજીત કરવાં-પ્રકાશમાં લાવવાં, એજ દેશોત્કર્ષ છે.

બીજા વિભાગનો એવો મત છે કે—પાશ્ચાત્ આચાર વિચારો અને તેમની વિદ્યા, કળા, હુન્નરનું અનુકરણ કરવું, એમાંજ દેશોન્નતિ છે.

આ બેઉ વિભાગના સંઘર્ષણથી એક તૃતીય વર્ગ પ્રકાશમાં આવ્યો, તેનો એવો મત છે કે-જેનામાં જે સારૂં અને લાભપ્રદ તેજ ગ્રહણ કરવું, એમાંજ દેશ-કલ્યાણ સમન્વિત છે.

આ પ્રમાણે ભારતવર્ષમાં કેળવાયેલા વર્ગના ત્રણ વિભાગ છે. આ વિષયે મ્હારૂં એટલુંજ સૂચન છે કે-દરેક કાર્ય આરંભતાં અને દરેક કાર્યની સંસ્થા બાંધતાં પૂર્વે આટલું પ્રથમ અવશ્ય અવલોકવાનું છે.-

a સમયને અનુકુલ છે કે નહિ ?
b નીતિ પ્રણાલિકામાં છે કે કેમ ?
c ન્યાયરીતિ અનુસાર રાજભક્તિ અને સ્વદેશભક્તિ ઉભયની કુલઠ પોષણ સામગ્રી છે કે શી રીતે ?
d ફરજ ( ધર્મ ) અનુકૂલ છે કે કેમ ?
e ભવિષ્યમાં કેવા પરિણામવાળું છે ?
f સ્વ અને પર ભિન્નભિન્ન દેશીય, જાતીય ધર્મ, મત પંથ વાળાના પૂર્વ અને પ્રકૃત શાસ્ત્રો, એ વિષયે શું કહે છે ?
g રાજા-પ્રજાને હિતકારક અને સ્વાર્થ-પરમાર્થ ઉભય સાધક છે કે શી રીતે ?

આ સાતે વિચારણીય ધોરણ, મત-ઐક્યથી પસાર કર્યા પશ્ચાતજ કોઇ કાર્યની પ્રણાલિકા રચાયતો ઉચિત, અને જે ચાલે છે તેના માટે યોગ્ય વિચાર થાયતો ઉચિત. અસ્તુ.

એક નિરાળા મત કરતાં, જ્ઞાન અનુભવ-પૂર્ણ પુરૂષોના મત-ઐક્યનું પરિણામ શ્રેયરૂપજ છે. માટે આ મ્હારા એક દેશીય, એકમતીય ગ્રન્થ-પ્રવાહમાં જેજે સ્થળે સાક્ષર વર્ગને દોષ દ્રષ્ટિગોચર થાયતો, તેમને હું નિચેના પદ્યનું સ્મરણ આપવા અનુજ્ઞા લઉં ?

दृष्टं किमपि लोकेस्मिन्न निर्दोषं न निर्गुणम् ।
आवृणुध्वमतो दोषान्विवृणुध्वं गुणान्बुधाः ॥

( ચણ્ડકૌશિક )

આ લોકમાં કંઇપણ નિર્દોષ દીઠું નથી, અને કંઇપણ નિર્ગુણ દીઠું નથી; એથી (હે) બુદ્ધજનો ! દોષોને ઢાંકો અને ગુણોને પ્રકટ કરો.

આ કાર્યમાં શ્રીયુત દાદભા મુળજી ઝાલા એઓશ્રીયે મદદ કરી છે. માટે તેમનો આભાર માનુંછું.

ગ્રન્થ કર્ત્તા.

લ. વ. યાદવ.

# પ્રિય વાચકવર્ગને અમૂલ્ય ભેટ ! ! !

## ભારતવર્ષનું ભવિષ્ય.

**કુસુમ**—પ્રાણેશ્વર ! ભારતવર્ષનું ભવિષ્ય કંઇ કહેશો ?

**સર૦**—કુસુમ ! ભારતવર્ષની કંગાલીયતની હવે હદ છે, જેવી કંગાલીયત સ્થિતિમાં અહુણા ભારત આવી પડયું છે તેવુંજ તે વિદ્યાબળે કરી, એ સ્થિતિ દૂર કરવાના સાધનો શોધવામાં મચી રહ્યુંછે. વિદેશીય વિદ્યા કળા, હુન્નર, વ્યાપાર, રાજ–પ્રબંધ આદિ ઉપચારોદ્વારા પોતાની નિકૃષ્ટ હાલત દૂર કરવાના પ્રકરણોના પાનાં ફેરવી રહ્યુંછે. આ સઉદ્યોગનું પ્રારબ્ધ થોડા કાલમાં બંધાશે. પ્રાતઃકાળ થયોછે. ચીન સાથેની લડાઇના પહેલાં જાપાન જેવું જાગ્રત થયું હતું, તેવી સ્થિતિ ભારતવર્ષની હવે થવા માંડીછે અને કેટલેક કાળે હાલ જાપાનછે તેવુંજ ભારતવર્ષ થશે, વિદ્યામાં એથી પણ વધશે. ઇંગ્લંડની પ્રજા જેવી અને યુનાઇટેડ સ્ટેઇટસ જેવી રાજા–પ્રજા વ્યવસ્થા થશે.

**કુસુમ**—ત્યારે કેટલાકનું તો એમ કહેવું થાય છે કે હિન્દુસ્તાન દિવસે દિવસે અધમ દશાયે પરિણમતું જાય છે !

**સર૦**—ભૂલ છે. માત્ર દ્રવ્ય વિષયમાંજ. અને એ રંક દ્રવ્યહીન સ્થિતિયેજ ભારતને જાગ્રત કર્યું છે. ભારત જેટલું પાછું હઠતુ જાય છે તેટલુંજ આગળ કૂદવાને–વધવાને સજ્જ–શક્તિવાન થતું જાય છે. જેવી રીતે વિશેષ કૂદનારને પ્રથમ પાછા હઠવું પડે છે તેવી રીતે ભાઇયો ! ઉમંગ, ઉલટ ભેર પુરૂષાર્થ–પૂજનથી લક્ષ્મી અને સરસ્વતીને જ્યાં હોય ત્યાંથી શોધી, રીઝવો. અસ્તુ. પરંતુ આ શુભ પરિણામ વિદેશીય ભાઇયો સાથેની મૈત્રિથીજ આવશે. રાજ ભક્તિ સહ સ્વદેશ ભક્તિ સાધવાથીજ આવશે. અસ્તુ.

અન્ન, વીર્ય અને જળ ત્રણેનો હૃદયરંગ શ્વેતજ છે.

વાયુના અધિષ્ઠાનમાંજ જ્ઞાન સ્વરૂપ, સત્તા સામાન્ય રૂપ છે. સત્તા સામાન્ય સત્તા વિશેષ રૂપ ધારણ કરીનેજ પ્રસિદ્ધિમાં આવે છે. સત્તા સામાન્ય રૂપ જો સ્વયં સત્તા વિશેષ રૂપ અર્થાત્ પ્રાણાપાન વિના જ્ઞાન રૂપ હોયતો મૃતક શરીરમાં રહેલા આકાશમાં જ્ઞાન સ્વરૂપ હોયું જોઇયે, કારણ કે જ્યાં જ્યાં આકાશ છે ત્યાં ત્યાં સર્વત્ર નિરાકાર આત્મા છે.

નિરાકાર આત્મા જૂદાં જૂદાં રૂપો ધરી તેમાં પ્રવિષ્ટ થઇ પોતે પ્રસિદ્ધિમાં આવે છે. પંચતત્વ એ વિજ્ઞાન શક્તિના પાંચ વેશ છે.

વાયુના વાત્રા (સ્પંદ) રૂપમાં વિજ્ઞાન શકિત છે કે નહિ? તે આપણને કેમ જણાય? સ્વપ્નાવસ્થામાં દેહની અંદર આપણે મોટા પર્વતો, નગરો, જળાશયો આદિ જોઇયે છિયે, ફરી શકીયે છિયે, વાતચિત કરી શકીયે છિયે, તે વેળા દેહ વડે કે દૃષ્ટિ વડે કે વાણિ વડે કંઇ ક્રિયા કરતા નથી, ત્યારે એ સર્વ કઇ સત્તાવડે થાય છે?

કાર્ય-કારણની પેઠે કર્મ અને ભોગ વ્યવસ્થા એકજ છે. કર્મ સ્થાનિય જીવ છે ભોગ સ્થાનિય ઇશ્વર છે. વ્યષ્ટિ જીવ છે સમષ્ટિ ઇશ્વર છે.

ગમે તે કાળે રેચક પ્રાણાયામમાં મનુષ્યનું મરણ થાય છે.

વિજ્ઞાન શકિતની પ્રસિદ્ધિ પણ સત્તા સામાન્ય, સત્તા વિશેષ રૂપ બની મનુષ્ય શરીર ધારણ કરે છે ત્યારેજ સિદ્ધ થઇ શકે છે.

મૃતક પુરૂષના હૃદયાકાશમાં સત્તા સામાન્ય રૂપ છે પણ ( પ્રાણાપાન સ્થિત ) વિજ્ઞાન શકિત વિલોપ છે અર્થાત્ વાયુના નિઃસ્પંદરૂપ જેવી છે.

કાર્ય-કારણની પેઠે પ્રાણાપાન એકજ છે. પ્રાણમાં સત્તા વિશેષ રૂપ છે ઉષ્ણ છે અપાનમાં સત્તા સામાન્યરૂપ છે શીત છે. છતાં બેઉ ઓત પ્રોત છે, પ્રાણજીવ છે અપાન ઇશ્વર છે. પ્રાણ કર્મ છે. વૃષ્ટિ છે અપાન પ્રારબ્ધ છે, સમષ્ટિ છે, છતાં બીજ વૃક્ષની પેઠે એકજ છે.

સત્તા સામાન્ય રૂપ ( વિજ્ઞાન ચેતન ) પૂજવા યોગ્ય એટલાજ માટે છે કે તે દરેક અવસ્થા બનીને દરેક અવસ્થામાં છે એજ આશ્ચર્ય છે. માટેજ આપણું ખરૂં નિત્ય સ્વરૂપ સત્તા સામાન્ય રૂપ છે. જૂદા જૂદા જીવો થવામાં અને માનવામાં દુઃખી થવાય છે અને સઘળા જીવોની એકતા રૂપે ઇશ્વર થવામાં અને માનવામાં સુખી થવાય છે.

સર્વ શાસ્ત્રકારો, સર્વ મતવાળાઓ ઇશ્વરને સર્વ વ્યાપક કહે છે એક અણુ માત્ર જગો પણ ઇશ્વર વિનાની નથી ત્યારે જીવ અજીવ પદાર્થો વચમાં ક્યાંથી દાખલ થઇ ગયા? માટેજ આત્માના પંચ તત્વ રૂપી પાંચ વેશોનો એક બીજામાં વિલય કરી છેવટ સર્વનો નિરાકાર આત્મામાં લય કરવો.

દેહ-કષ્ટ, દેહ કષ્ટ સહવાથી, દમવાથીજ કપાય છે.

મન-કષ્ટ મન મારવાથીજ શમી જાય છે. આ બે યોગના સાધવાથીજ આત્મા પોતાના આનંદ સ્વરૂપને, મન અને દેહની પ્રતીતિ અને અસ્તિત્વમાં પણ પામે છે.

દેહ રૂપે, મન રૂપે, કે તેમના પરિણામ રૂપે આત્માને ન અવલોકતાં આત્મ રૂપજ દેહ અને મનને અવલોકવાં, એજ સકલ વેદાન્તનો સાર છે એજ જ્ઞાનમાં જ્ઞાન છે, એજ પરમપદ છે.

નિરાકાર સાકાર કેમ બને છે? વાયુના સંસરણથીજ નિરાકાર સાકાર બને છે વાયુના સંસરણથી અગ્નિ પ્રદીપ્ત થાય છે અને અગ્નિમાં તરેહવાર રૂપ ધરવાની શક્તિ છે. સત્તા સામાન્ય રૂપવાળો નિરાકાર આત્માજ સત્તા વિશેષ રૂપે પ્રકટી નવાં નવાં રૂપ ધારણ કરે છે વાયુ અગ્નિ બને છે અગ્નિ જળ બને છે જળ પૃથ્વી બને છે પૃથ્વી જળ બને છે જળ અગ્નિ બને છે અને અગ્નિ વાયુ બને છે.

જે મરણથી, શત્રુથી ભય પામે છે કંપે છે અને ક્ષોભ પામે છે તેજ જીવ છે.

જે દૃશ્ય, ભૌતિક પદાર્થોમાં આસક્ત છે તેથીજ સુખી દુઃખી થાય છે તે પણ જીવ છે.

ભય પામવાનું કારણ શું? સ્વદેહપર આસક્તિ અને મરણનો પૂર્વ–સ્વાનુભવ.

જેમ શરીર વધે છે તેમ સ્મૃતિ સંસ્કાર, કર્મ અને જ્ઞાન પણ સ્ફુરતાં જાય છે.

જ્યાંસુધી દેહ પ્રત્યક્ષ ભાસે છે ત્યાં સુધી તે સત્યજ છે મન પ્રત્યક્ષ ભાસે છે ત્યાં સુધી તે પણ સત્ય છે અને એ ઉભયની હયાતિ સુધી સંસાર મિથ્યા નથી પણ સત્ય છે. દેહ, મન કે આત્મા સઉ કોઇ સઉ સઉના સાક્ષાત્કારમાં સાચા છે માટેજ સર્વ કોઇ આશ્રમીઓનો આચાર વિચાર શાસ્ત્ર મર્યાદા અનુસાર શુદ્ધજ હોવો જોઇયે.



# અનુક્રમણિકા.







ડેમી

નવાનગર સ્કુલ નં. ૫ ના મેહેતાજી,

આ સાથે મેન્યુસ્ક્રીપ્ટ છે તે બાબત તમારો અભિપ્રાય ટુંકમાં લખી મોકલશો. તા. ૧૭ નવેમ્બર ૧૯૦૩.

K. I. Desai.

એજ્યુકેશનલ ઇન્સપેક્ટર.

નવાનગર.

મેહેરબાન સાહેબની હજુરમાં—

આપ સાહેબ તરફથી ડેમી સાથે હસ્તલિખિત લેખ મળ્યો તે વિષે મ્હારો નિચે પ્રમાણે અભિપ્રાય છે. આ હસ્તલિખિત લેખ અથઇતિ વાંચી જોતાં જણાય છે કે સરસ્વતીચંદ્ર ભાગ ચોથાની છાયા લઇ કંઇક ભાગ લખવામાં આવ્યો છે. દેશોન્નતિ, વ્યાપાર, ઉદ્યોગ, બ્રહ્મચર્યવ્રત, બાળલગ્ન નિષેધ, પરદેશગમન, વગેરે વિષયોનું અસરકારક ભાષામાં વિવેચન કરી કર્તાએ ગુર્જર ગીરાના સાહિત્ય ભંડોળમાં વૃદ્ધિ કરી છે. ભાષા સંસ્કૃત મિશ્રિત ગુજરાતી અને સંસ્કાર પામેલી હોઇ, કર્ત્તાના ઉચ્ચ આશય અને ઉચ્ચ મનોભાવનું દીગ્દર્શન છે. એકંદર જોતાં જે લેખ લખવામાં આવ્યો છે તે કંઇક અંશે વાચક વર્ગને ઉપકારક થઈ પડશે એમ મ્હારૂં માનવુંછે. એજ વિનતિ તા. ૧૫-૧૨-૦૩

રામજી સાવજી જોશી.

નવાનગર નં. ૫ ના મેહેતાજી.

---

પાટણ, તા. ૨૮-૨-૧૯૦૪.

"વેલી કુસુમ" અથવા "સરસ્વતીચંદ્રનો ગૃહસ્થાશ્રમ" નામક હસ્ત લિખિત ગ્રન્થ તેના કર્ત્તા તરફથી મ્હને અવલોકનાર્થે મળ્યો. ગ્રન્થના કેટલાક ભાગો મ્હેં ધ્યાનથી વાંચ્યા છે અને હું ખાત્રીથી કહુંછું કે કર્ત્તાએ સાક્ષર શ્રી ગોવર્ધનરામભાઈની કૃતિનું અનુકરણ તથા અનુસરણ બહુ સારી રીતે કર્યું છે. દેશહિતના ઉચ્ચ આશયને અવલંબીને કર્ત્તાએ આ ગ્રંથમાં ભારતવાસીયોને હાલમાં ખાસ હિતના વિષયો—જેવાકે વિદેશગમન, કેળવણી, બ્રહ્મ-

ચર્ય, બાળલગ્ન વિગેરે વિવાદાસ્પદ વિષયોનું શાસ્ત્રીય વિવેચન કર્યું છે. આ સર્વ વિષયો 'સરસ્વતીચંદ્રનો ગૃહસ્થાશ્રમ' ની કથાના અંગ હોઇ, વિષયને નીરસ ન બનાવતાં વાચકને જ્ઞાન સાથે રમુજ આપે છે. મનુષ્ય હૃદયના સૂક્ષ્મ ભાવોનું અવલોકન તથા પ્રકટીકરણ, ખરેખર, કર્ત્તાની કલમને માન આપે તેવાં છે. ગુજરાતી સાહિત્યમાં આ પુસ્તક—નવલકથારૂપે કહોકે એક નીબંધમાળારૂપે, ખરેખર, એક ઉપયોગી વધારો છે. ભાષા ઉચ્ચ સંસ્કાર પામેલી છે અને કર્ત્તાને તેમના આરંભાગેલા કાર્યમાં હું યશ ઇચ્છુંછું અને સ્કુલ તથા લાયબ્રેરીઓમાં બેશક આ પુસ્તક આવકારક દાયક છે.

Yours truly
Trimbakrai G. Majmudar
B. A. L. L. B.

---

પાટણ તા. ૨૬-૨-૧૯૦૯.

"ઘેલી કુસુમ" અથવા "સરસ્વતીચંદ્રનો ગૃહસ્થાશ્રમ" એ નામના પુસ્તકની હસ્તલિખિત પ્રત મ્હારી પાસે અભિપ્રાય સારૂ આવી. અનેક અનિવાર્ય કારણોને લીધે તે પુસ્તક અથથી ઇતિસુધી વાંચવા અવકાશ ન મળવા છતાં જેટલો ભાગ જોઇ શકાયો તેટલાપરથી સ્પષ્ટ ભાસે છે કે કર્ત્તાએ ગુજરાતી સાહિત્યના અભ્યાસમાં સારીપેઠે પરિશ્રમ લીધો છે. લખાણની શૈલિ, અંતર્ગત વિવિધ વિષયોપર ચર્ચા, અને વસ્તુ સંકલના તરફ જોતાં ઉત્તમ પ્રકારના ગ્રંથ કર્ત્તાને છાજે તેવા પ્રયાસનો કર્ત્તાએ તેમની વયના પ્રમાણમાં શ્રેષ્ટ આરંભ કર્યો છે, ને આશા રાખવામાં આવે છે કે ભવિષ્યમાં આ પુસ્તકના લેખક પોતાનો પ્રયાસ જારી રાખતાં વિદ્વદ્વર્ગમાં પ્રસિદ્ધિમાં આવશે. આવા ગ્રંથોની ગુર્જર ભાષામાં ખોટ છે અને યોગ્ય વિદ્વાનો તરફથી તે ખોટ પૂરી પડેતો દેશને હિતકારી નીવડે. આ પુસ્તકનો સજ્જનો તરફથી યોગ્ય સત્કાર કરવામાં આવશે, એવો સંપૂર્ણ વિશ્વાસ છે.

દેશાઇ હરીધર રણછોડજી. બી. એ.
ફર્સ્ટ આસીસ્ટંટ માસ્તર, હાઇસ્કુલ—પાટણ.

---

મિ. લક્ષ્મણસિંગ વરવાજી યાદવ.

તમારા બનાવેલા 'ઘેલી કુસુમ' કિંવા સરસ્વતી ચંદ્રનો ગૃહસ્થાશ્રમ નાગના પુસ્તકના કેટલાક ફરમા મેં ઉપર ઉપરથી વાંચ્યા છે. એ પુસ્તક લખવામાં તમોએ શ્રમ ઘણો કરેલો છે. અને રાગધ્વનિ અને રસધ્વનિ વાળા લેખો ઉપર અનુરાગ થવાથી કેવા પ્રકારની ભાષાશૈલી અને વિચાર પકૃતિ ગુજરાતી લેખકોમાં થાય છે, તેના આબેહુબ નમુના રૂપ તમારૂં પુસ્તક થયેલું છે. તેથી હવે રાગધ્વનિ અને રસધ્વનિના અનુરાગી વાચક વર્ગને તેમજ લેખક વર્ગને સંતોષ થશેજ એવી આશા છે. વાણીથી પણ વિચાર સ્વતંત્ર છે એવી સ્વતંત્રતાની પરાકાષ્ટાનું આમાં પ્રત્યક્ષ પ્રદર્શન થયેલું છે. આશા છે કે વાચક વર્ગ પોતાની રસજ્ઞનો ઉપયોગ કરી આ પુસ્તકને ધટિત ઉત્તેજન આપશે.

તા. ૯-૧૦-૧૯૦૪
અમદાવાદ.
સાંકડી શેરી લાલાવસાની પોળ

શુ૦
નગીનદાસ પુરુ સંઘવીના
આશીર્વાદ.



શ્રી.

# ઘેલી કુસુમ કિંવા સરસ્વતીચંદ્રનો ગૃહસ્થાશ્રમ.

## પ્રકરણ ૧ લું.

### ત્રીવેણી.

સર્વના અંતરને અમૃત કરવું, પ્રિય થવું,
એજ સંસાર-સંપ્રજ્ઞાત સમાધિ.
અંતઃકરણજ ઇન્દ્રિય વાહક જીવોને
અમીર અને ફકીર બનાવે છે.
ગૃહસ્થાશ્રમજ સર્વે આશ્રમોનું અમૃત
સંજીવીનિ ઔષધ છે, વિશ્વ દર્શન છે.
આહા! માનસિક વિવાહથી વિવાહિત અને
જ્ઞાન અર્ચનથી અર્ચિત દંપતીયોનું જીવન-સૌન્દર્યજ
વિશ્વ સૌન્દર્ય છે, એજ વિષ્ણુ છે એજ શ્રી છે.

( લ. વ. યાદવ. )

'ઘેલી મ્હારી કુસુમ' એ પ્રેમ છલાછલ રસદ્રવિત ઉર્મિ શ્રવણપુટે અથડાતાંજ, કુસુમ પરિચિત શબ્દથી ચમકી શરમાઇ હોય લજ્જા પામી હોય, ક્ષોભ પામી હોય, તેમ પતિને આલિંગન દેવા સત્વર ઉપડેલા, ઉપસેલા, ત્હેના અધરપુટ લજ્જામાં ડુબતાં ડુબતાં પણ બ્હેનને પ્રતિ ઉત્તર આપવામાં અને પ્રેમ પુરઃસર સાદરવામાં વિકસિત થયા, રોકાયા; એ અરસામાં તુરત સરસ્વતી ચંદ્રના અધર પણ કંઇક વાણિરૂપેઃ—

'કુસમ! પ્રિય પૂજ્ય કુસુદશ્રીના જેવો મધુર સ્વર સંભળાય છે' એ નૃત્યગાન કરી ગયા.

કુસુમ—બ્હેની ! આર્યા ! સુભદ્રા ! ધન્ય છે ત્હારા પરમાર્થ-પૂર્ણ દક્ષ યત્નને ! ત્હારા જેટલું સામર્થ્ય મ્હારામાં નથી, તે હું આજ પ્રત્યક્ષ જોયું,—

એમ મંગળાચરણ કરતી, એજ વેગભર્યા, આનંદ ભર્યા ઉમળકાએ બ્હેનને કોટે વળગી પડી, આલિંગન કરવા લાગી. પતિ આલિંગનાતુર ઓષ્ઠ બ્હેન આલિંગીત થયા, અને થોડીવાર કંઇક હૃદયાકાશમાં લજ્જાના પ્રસારણથી બ્હેનીના હૃદયમાં પોતાનું મુખ સંતાડી રાખ્યું. પોતાના કુમારિકા વ્રતના અ- ભિલાષ અને નિશ્ચય વ્રતના ખંડનનું આજ એકાએક ભાન થતાં કુસુમ લજ્જા માં અધિક ડુબી. આખરે સ્વસ્થ, સજ્જ બની, તોપણ હૃદયથી મુખ કમળને પરાયાશે જૂદું પાડતાં પાડતાં હસ્ત કમળ આકસ્મિક મુખકમળ આડા દેવાઇજ ગયા.

કુમુદ—કુસુમ ! લજ્જાનું આવડું દળવાદળ ત્હારા મનોરાજ્ય ઉપર આમ એકાએક ધશી આવશે એવું સ્વપ્નમાં મ્હેં ધાર્યું નહોતું તે આજ જાગ્રતાવસ્થામાં પ્રત્યક્ષ અવલોકી, હું મ્હારા ભાગ્યની સિમા જોઇ શકતી નથી.

સરસ્વતીચંદ્ર—કુમુદ સુંદરી ! એ સર્વ સુખના નિમિત્તરૂપ તમેજ છો. જ્ઞાનનિષ્ઠ માં એક પ્રકારનું એક દેશીય અહંપણું, મમત્વ હોય છે તેમ યોગસિદ્ધમાં પણ સ્વદેશીય મમત્વ હોય છે પણ ભારતવર્ષીય સુંદરગીરિ શૃંગારરૂપ મધુરી મૈયાએતો સર્વદેશીય મમત્વનેજ પોતાનું મમત્વ લેખી સર્વના અંતરમાં અમૃત રેડયું. કોઇ ચિત્ત પરમાર્થ, પરાર્થના અભિમાની, રાગી હોય છે તમે પરમાર્થ પ- રાર્થના પરમાર્થી પરાર્થી છો અભિમાનીના અભિમાની છો— અભિમાની રૂપે નિવારક છો.

કુસુમ—જે જીવનની આપ આટલી બધી સ્તુતિ કરોછો એ જીવન એક કાળે જીવજ હતું હજુ પણ જીવજ છે ત્હેનો સુત્રધાર આ નિરંકુશ વણિ વ્યાપાર ચલાવી રહ્યો છે એજ રસજ્ઞ, રમણિક લોક વત્સલ મહાત્મા છે. રંકને રાજા કરવો અને રાજાને રંક કરવો એ એની સત્તાથી બહાર નથી.

કુસુમ—બ્હેની ! રંકને રાય કરવો એતો ઠીક, પરંતુ રાયને રંક કરવો એ શી રીતે ?

કુમુદ—ભુલી ગઇ મ્હારી કુસુમ ! હવણાંજ ત્હેં અનુભવ્યું હતું ને ! ત્હારા મુખ આગળ એકાએક આડા હાથ દેનાર હું નહોતી પણ એ નટવરશ્રી હતા.

એવામાં દ્વારે જરા ધબકારો થતો સાંભળી, કુસુમને કંઇક સ્મરણ થતાં, પુનઃ આરતી પ્રગટાવી આવે છે એવામાં ગુમાનબાએ આવી કહ્યું:—

વહુ ! બેટા ! લાવ હું લઇ જાવશું તું ત્હારે અહિં કુમુદ પાસેજ રહે.' એટલું કહિ, ગુમાનબા કુસુદના કાનમાં પણ કંઇક બે ત્રણ વાતો ધીમે સ્વરથી કહેતાં ગયાં.

કુમુદ—કુસુમ ! વૈરાગ્ય એટલે શું ?

કુસુમ—બાહ્ય વિષયો પ્રતિ મનઃપુત અરૂચી, નશ્વર પદાર્થોથી પુરિત અનિત્ય વિશ્વ પ્રતિ નિરૂત્સુકતા, એજ વિરાગસ્થ મન.

કુમુદ—વાસ્તવ વિરાગ એ નથી. ઔત્સુક્ય અને નિરૌત્સુક્ય એ દ્વંદનો જેમાં સમાસ થાય છે એનું નામજ વિરાગ. કન્થા પ્રતિ ત્હને અને સરસ્વતીચંદ્રને ભાવ છે અને સંસારને ભાવતા ભાવ પર અભાવ છે ત્યાં લગી એ વિરાગ લોક-કલ્યાણ કર અને અલક્ષ્ય સ્થાનીય નથી,

સર૦—સતત સલિલ પ્રવાહ મુખ સર્વદા સાત્વિક દિશા, દેશ સન્મુખજ હોય છે એ પ્રવાહનું નિમિત્ત યત્ન કે કર્મ નથી.

કુમુદ—ત્યારે પ્રવાહનું નિમિત્ત પણ યત્ન કે કર્મ નથી માત્ર પ્રારબ્ધજ આવા જીવનોનું જીવન અને પ્રવાહ છે. પ્રારબ્ધ-કર્મનો કોઇક સ્ફુલિંગ ચંદ્ર-કુસુમનો યોજક છે. એ યોગ પોતાનાજ કર્મરૂપ સંસારને જીવાડવા માટે, જીવાડી તેનો સમયે ઉદ્દાર કરવા માટે કન્થાનો વિરોધી છે. એ કન્થાને કુમુદના હ્રદયેજ વીંટલાયેલી રહેવા દયો. સંસાર-વત્સલતાને ફરતી રહેવા દેવા હ્રદયરંગ બહાર ધારણ કરોમા. તમારા જેવો રંગ તેમના હ્રદય પટપર ચડાવી પછી સંસાર એ તમે છો તમે એ સંસાર છે વ્યષ્ટિ રૂપે તમે છો સમષ્ટિ રૂપે પણ તમે છો. **एकोहं बहुस्याम्**—કહેનારે સંસારથી ભિન્નરૂપે વંઞ્છના રાખવી ન જોઇએ. શ્રી કૃષ્ણચંદ્રનુ સ્મરણ કરો. તેવા પ્રકટો. અર્જુન પ્રતિની પ્રસાદ પુરઃસર ઉક્તિયોનો સાક્ષાત્કાર કરો. **यदायदा....सृजाम्यहम्** શ્રીકૃષ્ણ બાળક, યુવાન કે વૃદ્ધ નહોતા, વિરાગી ન હતા છતાં તે તે રૂપે થઇ એક અનેક રૂપે પ્રકટી પુનઃ એકજ રૂપે રહ્યા. તમે સંસાર ચિત્ર, વિના ચિત્રાયે, અવલોકયું છે. આ દેશની સ્થિતિ અકરૂણ જડને પણ કરૂણજનક, આર્દ્ર કરે તેવી છે. મ્હારી એકનીજ સહાય્યથી આ કલિકાલ ગ્રસ્ત આર્ય પ્રજાને

આપ સર્વાંશે પહોંચી ન શકત તેથી ઈષ્ટ ગુરૂ પ્રસાદના સંવેદન અને સંકેતથી મ્હારી કુસુમ પણ દ્વિતીય સહાધ્યિની થઇ છે માટે કદાચ હું તમોને અદ્વૈત ગણાતો આ દ્વીયોગનો જયવંત ઉપયોગ કરો. સંસારના સારાં નરસાં ભાગ્યનો ફલોદય—જીવન્મુક્તની લીલા વિસ્તરણામાં છે. કુસુમને અહી ઉભયને મ્હારા માંજ વિહરવું વિરમવું હતું અથવા મ્હારા રૂપેજ અત્ર પ્રકાશવું હતું તો ગુરૂશ્રીનો આશ્રમજ ત્રણે માટે ઉત્તમ હતો, વળી મ્હારા પ્રારબ્ધનો પણ હજુ અધિક પ્રવાહતો સંસાર પ્રતિજ પ્રવાહિત છે. સુવર્ણપુર, મુંબઇ, રત્નનગરી, ગુરૂઆશ્રમ આદિ સ્થાનોમાં–સંકલિત છે.

નવીનચંદ્રજી ! દેશ.–વત્સલતાનો પ્રકાશ કુસુમ સાથે ગૃહાચારી ગૃહધર્મી થઇ કરો. લોકને રૂચીકર થયા વિના લોક–કલ્યાણ સાધના દુર્ઘટ છે.

**કુસુમ**—કુમુદ ! ઇચ્છા વિના પ્રવૃત્તિ નપુષંક છે. બલાત્કાર પર–પ્રવાહ સર્વદા વિનાશકર્ત્તા છે. પર–ઉત્કર્ષ વિડમ્બનારૂપ છે.

**કુમુદ**—પુરૂષાર્થ–પૂર્ણ નપુષંક પ્રવૃત્તિમાંજ સંસારોદ્ધાર સમન્વિત છે જ્યાં સુધી મ્હારો સકલ સંસાર ચંદ્રને જનકરાય અને કુસુમને જનકપ્રિયાની પેઠે નથી અવલોકતો, ચંદ્ર એ પ્રમાણે થવા લીલા આદરતો નથી ત્યાંલગી એ રંકનો ઉદ્ધાર નથી. એ રંકના ઉદ્ધારનું ઔષધ—**सर्वभुतेषु....अने सर्व खल्विदं ब्रह्म**—એ ઇષ્ટાર્થના અધિષ્ઠાતા થઇ, સકામ પ્રવૃત્તિ પ્રવાહમાં વેહેતા રહી સંસારીયોના મર્મસ્થ, હૃદયસ્થ, શુદ્ધ સકામ કર્મસ્થ થવામાંજ છે. સકામ ઇષ્ટ વાસનામાં તે તે રૂપે આવિર્ભાવ પામી પ્રગટ થાવ, અને સમય આવે નિષ્કામ વાસનામાં કન્યાવેશે અથવા ગમે તે રંગમાં પ્રતીત થાવ. રામ જેવી અને ભારતેશ્વરી વિકટોરીયા જેવી પ્રજાવત્સલતા પ્રકટ કરો. સીતા જેવી કુસુમને કુમુદ જેવી રચવાનો આ સમય નથી, તેમજ કુસુમના એ દિશાના પ્રવાહને સંસાર પ્રતિ વેહેતો કરો. સંસાર તમારાથી જીવે છે તમારી શુદ્ધ સકામ વાસનામાં, પ્રવૃત્તિમાંજ તેનો ઉદ્ધાર છે એ પરિશીલનનું ક્ષણપણ વિસરજન ન થાવ. તમારાં ઉભય શરીર તમારાં નથી, પરંતુ સકલ સંસારના શરીર તમારાં છે એ સદ્સ્ફુરણને પ્રારબ્ધ ક્ષયની પ્રતીતિ લગી સદા

વેહેતું રહેવા દયો. તમારી સ્થૂલ વાસના ક્યારની નષ્ટપ્રાય થઇ છે. કુસુમના અંતર વિલાસમાં પણ એ સ્થાપના યોજક વિવાહ પ્રથમ અને પશ્ચાત્ પણ આપજ છો માટે ઉભય સંસારના ખોળીયાઓમાં વાસપુરી, અને એ ખોળીયાં એજ આ ચંદ્ર કુસુમના ખોળીયાં છે એવું લેખી સંસારના શુદ્ધ રંગમાં રંગાયા જેવા દેખાવ, અને અશુદ્ધિને સર્વ ખોળીયાંઓમાંથી ઝાટકી ઝુટકી સ્વચ્છ કરો, એમાંજ દ્વૈતાદ્વૈત કલ્યાણ અને ઇષ્ટ ધર્મ ઝળહળી રહ્યા છે. માત્ર આ મહદ્ કાર્યની પ્રદક્ષિણા કરતાં કરતાં, તેની અહં, મમત્વરૂપ મલીન છાયા હૃદયપટ પર પડવી ન જોઇયે. સાક્ષિ ( અંતર્યામિ ) અને સૂર્યચંદ્રપર પડતી પૃથ્વીની છાયાનું નિરંતર નિદિધ્યાસન રહેવું જોઇયે, કારણકે સર્વમયપણાના કેવલીભાવમાં ( અદ્વૈતમાં ) અને સર્વમયરહિતપણામાં વાસના-વંટાળીયાનો અવસર નથી. દ્વૈત દૃષ્ટિમાંજ સંકલ્પ–સ્ફુરણ અને બંધન છે. સંકલ્પ-સ્ફુરણમાંજ અહંત્વ-મમત્વ અને નિરૂ-નિરાળી સૃષ્ટિ છે.

**કુસુમ**—સંસારનો પ્રવાહ એના પ્રારબ્ધાધિન છે. પુરૂષ-પ્રયત્ન પરિપાક કાલે ફલપ્રદ છે. પ્રારબ્ધાનુસાર પુરૂષ–પ્રયત્ન સફલ છે. બુદ્ધિઅ-ધિન વ્યાપાર પ્રારબ્ધ-વાહ છે. સાક્ષિ–આજ્ઞાનુવર્ત્તન એજ બુદ્ધિ-અધિન વ્યાપાર છે. સંસારનું સંસરણજ આ યુગાન્ત સ્થૂલ જડમાં જડીત છે તેના પ્રવાહ પ્રતિકૂલતામાં સાર્થકય નથી.

**કુમુદ**—ચંદ્ર કુસુમનો યોગજ સંસારનું પ્રારબ્ધ-કર્મ છે અને એ પ્રાર-બ્ધનો પ્રવાહ, એ ઉભય દંપતીની લોક–કલ્યાણરૂપ સંસાર–યાત્રા કે પુરૂષાર્થ છે. માટે તમારી લોક–પરિવ્રજ્યામાંજ ભારત વર્ષનો ઉદ્ધાર છે. સંસારની સ્થૂલ વાસનાત્મક વૃત્તિયોનો એમાંજ વિધ્વંશ છે.

સમુચ્ચય ગંઠીત કર્મોનું એક ગતિમાં પ્રવહન થવું–વેહેવું એજ પ્રારબ્ધ અન્ય ક્રિયા રહિત પ્રારબ્ધનો કોઇ છેજ નહિ. આજના કરેલા વિચાર વખતે ઘણેકાળે સ્ફુરે છે તેવી રીતે કોઇ કોઇ કર્મનો ફલોદય પણ ઘણેકાળે સ્વાભાવિક ફલિત થાય છે. ચંદ્ર–કુસુમ યોગ પણ તેવી રીતે છે.

**કુસુમ**—બ્હેન! પૂજ્યશ્રી હળવેથી કંઇક તમને સૂચન કરી ગયાં એ આ વિષયને કંઇક લગતુંજ હશે.

કુમુદ—એમ પણ હોય. કુસુમ ! આટલું તો સિદ્ધજ છે કે વૃદ્ધ માતા પિતાના અંતરમાં ખુણે ખોચલે રજપણ અસંતોષ ભરાઇ રહ્યો હોય તો તે ઇષ્ટ કર્ત્તવ્યમાં અંતરાયરૂપ છે. આપણી સ્વાર્થમય દૃષ્ટિથી આપણે તેનું પરિણામ નિહાળી શકતા નથી. સ્ત્રીનું હિત સાધવામાં જે અસમર્થ છે તેનાથી માતાપિતાનું હિત સધાઇ શકાતું નથી, માતાપિતાનું હિત કરવા જેનામાં યોગ્યતા નથી તે કુટુમ્બનું હિત કરવા અસમર્થ છે અને કુટુમ્બનું હિત જેનાથી થઇ શકતું નથી તે જ્ઞાતિ કે દેશનું ભલું કરે, એ અસંભવિત છે અને લોક-હિત કરવું તો એથી પણ દૂર છે.

પ્રિય નવીનચંદ્રજી ! કુમુદના કે ગુરૂશ્રીના હૃદયદેશના પ્રકટ ચિન્હ અને સ્મરણ માટે આ કન્થા ઉભયે ધારણ કરી હોય તોપણ તેથી કુમુદ કે ગુરૂ શ્રીનું હિત સચવાતું નથી. જે લોક કલ્યાણ માટે ગુરૂશ્રીયે તમને ઉદ્દેશી, કુસુમના યોગદ્વારા અધિકારી કર્યા છે તે ગૃહી ધર્મના યથાર્થ પાલનદ્વારા લોક-કલ્યાણ સાધી સર્વ પ્રિયજનનું મંગલ કરો.

ઓ મ્હારા જીવન્મુક્ત પારસ !

લોક-વત્સલતાયે કુસુમને ગ્રહણ કરાવી તેજ લોક-વત્સલતાની રક્ષા માટે તે અંગના અંગીભૂત ધર્મનું પાલન કરો. લોકનું દુઃખ પોતાના માતાપિતામાં જુવો, પોતાના માતાપિતાનું દુઃખ પોતામાં જુવો. જે કન્થાનું રૂપ તમે સમજોછો તેવું રૂપ સંસાર સમજતું નથી. બાળકને ઉછેરી મોટું કરવાના ધર્મ સાધવામાં બાળક જેવું થવું પડે છે પણ તેથી કરી બાળક થઇ જવાતું નથી માટે લોક અને માતાપિતાના હૃદય ન દુઃખાય અને તેમની સેવા થાય તેવું કરો. મમત્વ છૂટી જાય છે ત્યારે મનને જ્યાં ચલાવીયેત્યાં સેવકની પેઠે ચાલે છે.

વળી તૈત્તિરીય ઉપનિષદમાં—**प्रजानश्च स्वाध्याय प्रवचनेच** નું સ્મરણ કરો. ગૃહાશ્રમના ધર્મ ગૃહાશ્રમીયે પાળવા યોગ્ય છે.

શ્રી રામ, શ્રી કૃષ્ણ, શ્રી જનક, અને વ્યાસ વસિષ્ટાદિ જેવાએ પણ ત્હેનો અનાદર કર્યો નથી. જેને જે જે સ્થિતિ સ્વભાવથી સ્વતઃ હસ્તામલક થાય તેણે તે તે સ્થિતિ યોગ્ય તપ આદરવુંજ જોઇયે.

વળી તમે આ સઘળું દ્રવ્ય અને આ શરીર લોક-કલ્યાણાર્થેજ અર્પણ કરેલું છે તો તેમનાજ શ્રેય અને સુખ અર્થે કુસુમ સાથે માનસિક યોગસહ શારીરિક યોગ રચવો પણ ઉચિત છે, આ યોગના ફલોદય રત્નો કેવાં નીપજશે અને આપના ઇન્દ્રિય ગણની શ્રાન્તિ અને શાંતિને સંગયે તેઓ આપના આ આરમ્ભિત મહત્કાર્યનો સમસ્ત ભાર કેવી યોગ્યતા અને ઉત્કર્ષથી ઉપાડી લેશે એ આપે વિચાર્યું નથી. જે નર રત્ને સકલ લોકનું કલ્યાણ કરવું, પોષણ કરવું ધાર્યું છે તેને પોતાના કુટુમ્બનું પોષણ કરવું અતિ વહનરૂપ થઇ પડે-કે વહનરૂપ સમજે, એ કલ્પનાજ ક્ષુદ્ર છે. લોકહિત, લોક-સ્થિતિ અને કુટુમ્બ- હિત કુટુમ્બસ્થિતિ ઉભય વચ્ચે મ્હારા જીવન્મુક્ત ભદ્ર રત્નના હૃદયમાં રજપણ અંતર ન હોવો જોઇયે. લોકને પ્રિય થયા વિના લોક-કલ્યાણ સધાતું નથી. લોકને પ્રિય થવામાં શુદ્ધ લોકાચાર પાલનની જરૂર છે. તમારો ગૃહ-સંસાર પણ લોક-યજ્ઞની એક મૂખ્ય આહુતિરૂપ છે માટે તેની વંચના ન થવી ઉચિત છે.

અહંત્વ, મમત્વના વિધ્વંશમાંજ તમો ગુણનો વિનાશ છે તદપિ એ નિમિત્તે લોક-કલ્યાણકર નિષ્કામ પ્રવૃત્તિયોને નિવૃત્ત કરવી, એતો સાત્વિક આચરણને સ્થાને તામસી તંદ્રાનુંજ પ્રસ્તાવન થયું ગણાય.

સુખ દુઃખના ભોગ નૈમિત્તિક પ્રારબ્ધ વાદ છે ધર્મની નિવૃત્તિ અર્થે નથી. જ્ઞાન-વ્યાપાર લક્ષ્ય ધર્મ નિવારક નિમિત્તે નથી તદપિ અલક્ષ્ય સ્વરૂપના સાક્ષાત્કાર માટે છે.

સામ્પ્રતિક સંસાર કેવળ શારીરિક મૈત્રિમાં પૂર્ણ રંગીત છે મનઃમૈત્રી શું ? એતું સ્વપ્ન બહુજ અલ્પ ભાગને છે, માટે જ્યાં સુધી તેઓ શુદ્ધ શારીરિક મૈત્રિના યથાર્થ પોષક, ગ્રાહક ન થાય ત્યાં સુધી તેમને કેવળ અશરીરિ માનસિક મૈત્રિનું દર્શન કરાવી—**अतो भ्रष्ट ततो भ्रष्ट**—જેવું કરાવવું નહિ, ક્રમશઃ તેમને પદેપદે સંવર્દ્ધમાન કરતા જવું. સત્ય, ધર્મ, નીતિ, અને શુદ્ધ પ્રેમથી તેમના શારીરિક મૈત્રી પ્રવાહ રચવા, શણગારવા, એજ ઇષ્ટ કર્ત્તવ્ય, ઇષ્ટ ચિંતન છે. આ ભૂમિકાના પરિપૂર્ણ નિવાસથીજ સત્કારથીજ તેઓ સ્વતઃકિંવા સહજ શિષ્ટ સૂચનથી પ્રથમ ભૂમિકાનો વિલય થતાં, દ્વીતિય ભૂમિકાના ગ્રાહક થશે.

જીવન્મુકતને પોતાને માટે કંઇપણ કર્તવ્ય હોતું નથી–રહેતું નથી. માત્ર તેનું વહન, પ્રવાહ લોક-સંગ્રહાર્થેજ હોય છે. શરીરને લઇને મન છે મનને લઇને શરીર છે. ઉભય એક છે ભિન્ન પણ છે.

લક્ષ્ય સૃષ્ટિમાં જન્મ મરણ દ્વંદ્વ નથી. માત્ર સ્વસ્વ યોનિમાં આવિર્ભાવ તિરોભાવ છે માટેજ લક્ષ્ય સૃષ્ટિય કર્મજન્ય ઉપાધિયોનો પોતે સાક્ષિવત્ દશામાં સ્થિત રહી, શાસ્ત્રાનુસાર પારિપાકવત્ ભોગદ્વારા વિલય કરી, અંતે આવિર્ભાવ પામેલી ઉપાધિયોનો તે તે યોનીમાં તિરોભાવ કરવો. આથી કરી સ્થૂલ સૂક્ષ્મ દેહ નિર્વાણ પામે છે.

નવીનચંદ્રજી ! ગુરૂશ્રીના આપ્ત કથનનું સ્મરણ કરો. તેમણે શું સૂચવ્યું હતું ?:—

"સાધુજન ધીરે ધીરે પોતાની પ્રવૃત્તિથી પોતાની શક્તિ–સમૃદ્ધિ ભૂતમાત્રમાં સંક્રાન્ત કરી દેવી અને લક્ષ્ય રૂપમાંથી સ્થૂલરૂપેલીધેલા શરીર રત્નને ઉત્તમ સંસ્કારોથી પરિપાકવત્ સૂક્ષ્મરૂપ આપી લક્ષ્યરૂપના ભૂત સંગ્રહરૂપ શરીરને ખોળે પાછું સોંપી દેવું, એજ શરીર બંધનની બાણગતિનો શુદ્ધ સંચિત અંત છે. ભૂતમાત્ર રૂપ યજ્ઞમાં સ્થૂલ સૂક્ષ્મ શરીરોનો તેમની પ્રવૃત્તિયો સાથે હોમ થાય, એજ અલખનો લખ યજ્ઞ છે."

કુદરતની ફરજે અથવા શરીરનું નિર્વાહક, પોષક અન્ન છે માટે ખાવું પીવું, તેવી રીતે ઇન્દ્રિયગ્રામી મન ઇન્દ્રિયગ્રામી મનનું પોષક છે માટે ધર્મ યોગ થવા દેવો, બલાત્કાર કરવો નહિ. ઉભય પ્રવાહને બલાત્કારે રોકી આત્મ જ્ઞાની થવું નહિ.

૩૨૦—સુભદ્રે ! જન્મથી લઇ આમરણાન્ત સાક્ષિ સર્વમાં સ્ફુરે છે. તેનું પ્રકટ ચિન્હ સત્ય ઉપર ભાવ અને અસત્ય ઉપર અભાવ છે. કોઇ સ્વાર્થમય કારણને સંગ્રહી સત્યનો ત્યાગ અને અસત્યનો આદર થાય છે પરંતુ અંતઃથી તો સત્યનીજ સ્તુતિ થાય છે.

Good name in man and woman, dear mine ! is the immediate jewel of their souls.

It is the mind that makes the body rich.

One touch of natur makes the whole world kin.

દરેક પ્રવૃત્તિમાં શિષ્ટ જનને સાક્ષિ સંજ્ઞા છેજ કે–આ પ્રવૃત્તિ ઉચ્ચ કે અધમ શ્રેણિની છે સ્વાર્થ કે પરમાર્થ સાધક છે.

શિષ્ટ જનને સાક્ષિ–આદેશ સદા સ્ફુરણાયમાન અને અવણ પ્રવાહી હોય છે.

મનુષ્ય સાક્ષિ પ્રસાદિનો અનાદર કરતો કરતો શુષ્કપત્રની પેઠે ઉર્ધ્વથી નીચે ખરી પડી પૃથ્વી તલમાં મળી જાય છે. સાક્ષિ–અનુગ્રહ સૂચન એજ સાધુજનોના આચાર વિચાર છે એજ ધર્મમાં ધર્મ છે.

જે જેની પંચ ભૂતાત્મક વસ્તુ તે તેને આપી દઇ પોતે સાક્ષિથી જીવવું. સાક્ષિ સાક્ષિથી જ જીવે છે તેનું પરિક્ષા સંવેદય, યથાર્થ નિરીક્ષણ, સમાધાન સાક્ષિથી જ કરવું. સાક્ષિથી જ પરિક્ષા સંવેદન થયું, એ નિર્ણય સાક્ષિ નિર્ણીત ફલોદયથી જ સમજાય છે. સાક્ષિ સંવેદન સદા ધર્મ્યજ હોય છે. સાક્ષિ–અનુસાર પ્રવૃત્તિ એજ નિષ્કામ લોકોપકારક પ્રવૃત્તિ છે.

સાક્ષિ–પ્રાસાદ સર્વને અયત્ન પ્રાપ્તજ છે છતાં મનુષ્યો તેનાથી વિમુખ થઇ વિષ વિષયોનો ભક્ષ્ય કરી વિષ વેલીથી વીંટાતા જાય છે અહો ! કેવી વિટંબના !

સૂક્ષ્મ દેહનું અન્નજ માનસિક સૂક્ષ્મ જ્ઞાન છે સ્થૂલ ભોજનાદિથી જેમ સ્થુલ કામનાદિ થાય છે તેમ સૂક્ષ્મ જ્ઞાનથી સૂક્ષ્મ કામનાઓના દીપનાદિ થાય છે.

કુસુમ—એ તો નિર્વિવાદ છે કે સંસારમાં વિહરવું અને શમ દમ વ્રત પાળવું, એ સિદ્ધ પ્રબુદ્ધ આત્મા તપધારીથી જ થઇ શકે છે.

કુમુદ—કુસુમ ! અહંત્વ, મમત્વ અને રાગદ્વેષ રહિત આત્મિક દૃષ્ટિથી જે પ્રતીયમાન થાય તેજ સાત્વિક. મનના એક દેશીય વાસના વિષયથી નહિ, કિન્તુ ધર્મબુદ્ધિથી સર્વ દેશીય દેશોત્કર્ષ સ્ફુરવા લાગે તે સાત્વિક. પણ જે ધર્મ એક દેશીય અહંત્વથી પૂર્ણ છે તે ધર્મ સાત્વિક નથી પણ રાજસ છે.

મ્હારા પ્રબુદ્ધ રમણીય જીવન ! જે કષ્ટથી ( મનુષ્ય ) લોકનાં હૃદય કળકળે છે જ્વલે છે ચરચરે છે તેજ પંચ ધુણીથી આપના તપોબળ વડે મ્હેં તપ કર્યું છે તો તેનું ફળ, મ્હારી સદ્‌ભાગી કુસુમ સાથે આપનો યોગ યોજાતાં ઇષ્ટકર થયું છે.

લોક-યજ્ઞમાં પોતાના તન મનની લોક-કલ્યાણાર્થે જેટલી જેટલી આહુતિયો અર્પાય છે તેટલાં તેટલાં સ્વ-કલ્યાણના બીજ જાતે જ રોપાય છે એ ઇચ્છાનો પ્રસ્તાવ, જીવ ચેતનમાંથી નથી કિન્તુ અંતર્યામિમાંથી છે.

અહો ! મ્હારા સુંદર ! આવું આવું રસિક વાંચેલું અને વિચારેલું તેનો આવો હૃદય વિનાનો એકમાર્ગીય પ્રયોગ આપ મ્હારી કુસુમપર જ કરવો ઉચિત ધારો છો ?

સર૦—સુભદ્રે ! અધિક થયું. કુમુદ સુંદરી ! તમારા હૃદયના દીવ્ય વિતંડને, રસને, હું પામર પામ્યો છું. આશ્વાસન પામો. માતાપિતા અને તમ સર્વ પ્રિયજનના મર્મનું પોષણ કરવામાંજ મ્હારી લોક-યાત્રાને હું સંમુહૂર્ત માનીશ. મધુરી મૈયા ! સેવા, પોષણ દ્વીરીત્યા થાય છે, એક તો માતાપિતારૂપે, બીજું સંતાનરૂપે. સંસારના મ્હારે માતાપિતા નથી થવું, પણ સંતાન થવું છે મ્હારાં ખરાં સર્વ દેશીય માતાપિતા લક્ષ્મીનંદન, ચંદ્રલક્ષ્મી, વિદ્યા ચતુર કે ગુણીયલ બા નથી, પરંતુ સકલ સંસાર એજ મ્હારાં માતાપિતા છે. તું મ્હારા આત્મ-બળનું અર્દ્ધાંગ છે અને કુસુમ શ્રાન્ત હર છે.

એ સંસારની વત્સલભાવે સેવા કરવી, મનુષ્ય માત્રના હૃદયનું અદ્વૈત રચવું,—આ જીવનનું ઇષ્ટ કર્તવ્ય છે સાફલ્ય છે અને સંસારનો ઉદ્ધાર સાથે ઉદ્ધાર છે.

કુમુદ સુંદરી ! પ્રથમ મ્હેં મ્હારા હૃદયનો રસવાણિ દ્વારા વિકસિત કર્યો હતો તેજ રસનું પુનઃતમારા આગળ પ્રકટન કરૂંછું.

" પુણ્ય કાર્યને અર્થે ખમેલો શરીર-વ્યય પુણ્યજ છે. આ એક વિશ્વરૂપ શરીર એક આત્માથી સંધાયું છે, ઉભું છે અને એ આત્માની ઇચ્છાથી શાન્ત થશે. એ શરીરમાં રહેલાં આ સર્વ વ્યક્તિ શરીરો, વ્યષ્ટિરૂપો-તે એકજ સમષ્ટિ શરીરના અવયવ છે. હું જેને મ્હારૂં શરીર કહુંછું, તે આ મહત્ શરીરનો અંશ છે અને તેથી મ્હારૂં નથી, એજ મ્હારૂં શરીર કુટુમ્બનો અંશ છે પળવાર તમારી સાથે જોડાઇ દામ્પત્યના અંશરૂપ હતું આ દેશનો અંશ છે. મનુષ્ય લોકનો અંશ છે. એ સર્વ શરીર મ્હારાં શરીર છે. આ દેખીતું શરીર તેમના અંશ છે. આનો અથવા એનો વ્યય, પુણ્ય કાર્યને અર્થે કરવો, એ વ્યય નથી."

કુસુદસુંદરી ! રજપણ ચિંતા કરશો નહિ. માતાપિતાની અને તમારી અંતરની ઇચ્છાને, આશયને, ઉર્મિને અનુકુલ થઇશ. મ્હારી ઇચ્છા-સરિતાનું પુર એમાંજ રેલાવીશ, અને આપ સર્વના અંતરભાગને હૃદયરસ છાંટી છાંટી લીલા રાખી કરમાવા દઇશ નહિ.

આ પ્રમાણે વાર્તા વિનોદ ચાલે છે એવામાં ભાભીથી ભૂલી પડેલી અલકકિશોરી પ્રવેશ કરીઃ—

હેં ભાભી! આપણે ત્યાં નવીનચંદ્ર નામ ધારણ કરી ઠગ પેઠે સર્વને ઠગી સંતાઇ રહ્યા હતા તે આજ મહાપુરૂષ ખરૂં કે?— એમ હસતાં હસતાં પૂછ્યું.

**સર૦**—અલક બ્હેન ! આવો બેસો. એજ હું પામર, અવિચારી, દોષમૂલક.

**કુસુમ**—અલકબા ! ઠગની પેઠે એઓ શા માટે સંતાઈ રહ્યા હતા ? એ વિષયે ઝીણી જુબાની લેજો હો કે ?

**અલક**—કુસુમ ! એ કાર્યની બજાવણી માટે ઇશ્વરે તમને કુલ સત્તા આપી ભાગ્યશાળી કરી છે.

**કુસુદ**—અલક બ્હેન ! રાત્રી ઘણી ગઇ છે અને મ્હને પણ નિદ્રા આવે છે માટે ચાલો સુઇ રહીયે.

**અલક**—વારૂ, ચાલો, ભાભીની જેવી મરજી.

એ પ્રમાણે વાર્તા વિનોદ થઇ રહ્યા પછી સર્વ સૌ સૌના નિયત સ્થાને જઇ સુઇ રહ્યાં.

## પ્રકરણ ૨ જાું.

### કન્થા ધારીની લીલા.

**સાક્ષર જીવનોનો ધનકોષ ઐાદાર્ય છે, પંચકોષ પરમાર્થ છે. પ્રેમની રેલ ચલાવનાર રમણીનું કોમળ હૃદયજ છે.**

**સ્નેહ-વર્ષાથી વિકસેલી નૂતન કુસુમ કલિનો પરિમલજ રમણીયતાનો કુંજ છે એની મુગ્ધ પાંખડીયો સ્નેહ-રસની સરિતાઓ છે.**

**( લ. વ. યાદવ. )**

સરસ્વતીચંદ્ર—કુસુમ ! ત્હારી વ્હાલી પૂજનીયા બ્હેન કુમુદનો સુખદ, કલ્યાણકર અભિલાષ ત્હને ઇષ્ટ અને અભિવંદનીય છે ? મ્હારા સમ

સાચું ન કહેતો કુસુમ? યુવાવસ્થાના આવાગમન અને વિસ્તરણથી આ કુસુમવાડી સૂક્ષ્મ પરિમલ સમેત પૂર્ણ રસ અને લાલિત્યથી ખીલી રહી છે અને એની રમ્ય સુકોમળ દેહલતા સ્થૂલ અને સૂક્ષ્મ ઉભય દ્રષ્ટિને આકર્ષિ સદ્ય થન થન નચાવી રહી છે છતાં કુસુમાધિન કુસુમાયુધને માટે યોગ્ય સત્કાર-પ્રસાદિ છે કે નહિ? એ સંશય રહી જાય છે તેથી રસગ્રહી, રસઅર્પી કુસુમોધાનને રસપુષ્ટ કરી વિશેષ રમણીય કરવાના કર્ત્તવ્યમાં શીથીલતા થાય છે. મ્હારી કુસુમ વાણિદ્વારા કંઇપણ હૃદય રસ-વર્ષાનો સહજ છંટકાવ કરી, આ અર્પિત હૃદયને, શરીરને સુવાસિત; આનંદિત નહિ કરે?

પ્રાણનાથ પ્રતિથી આ અપૂર્વ પ્રિય સુધારસ-દ્રવિત મૃદુવાણિ વૃષ્ટિ બાહ્યેન્દ્રિય દ્વારા કુસુમ-અંતઃરાજસ્થાનમાં વિસ્તરતાં કુસુમ સંસાર-શાળાના લજ્જા વર્ગમાં દાખલ થઇ. એ વર્ગમાં પસાર થયાનું પરિણામ ( result. ) એ આવ્યું કે-કુસુમ-વાણી વ્યાપાર હીન રહી, અને પતિ-ચરણ પંકજ પ્રતિ દૃષ્ટિને સાંધતાં સાંધતાંમાં તો ત્હેનાં દૃષ્ટિ અને મુખ સ્વીય કિંવા પરકીય ઇચ્છાયે ઉત્તરાતુર રસીકપર ઉત્તર-અનુગ્રહ રૂપે સ્મિત રેડી ગયાં, છલકાવી ગયાં.

**સર૦**—મ્હારી કુસુમ! એજ પ્રણય-પ્રસાદ. એજ સત્કાર. એજ વિનય. એજ હૃદય-મહત્વ. આ વિષયમાં નિરૂત્તરજ વશીકરણ છે. આ યાચકના પોષક વાણિ વ્યાપારહીન પણ સ્મિત-છલાછલ પ્રસાદ-પૂર્ણ,-કુસુમ-દૃષ્ટિ ભ્રમર અને મુખમુદ્રા છે.

કુસુમ! મમ પ્રિયે! મલયાચલના પવનથી જેમ સુકુમાર વેલી કંપે તેમ ત્હારી આ મુગ્ધ સુકોમલ દેહ લતા આજ આમ કંપે છે કેમ?

**કુસુમ**—લજ્જા સરિતાપુર પ્રવાહમાં તણાતી તણાતી બોલીઃ-

ચંદ્રના દર્શન અને એથી વિશેષ વાણિમાંજ કંઇક એવી અકલિત, દૈવિ પ્રભા રહેલી છેકે જે પ્રભા અદૃશ્ય ચોરની પેઠે વાયુરૂપે આ શરીરમાં પ્રવિષ્ટ થઇ આ દેહલતાના થડને વીંટાઇ વળી હલાવી નાખે છે એ પ્રભાધારીને મ્હારે હવે શું કરવું? એ મ્હને સૂઝતું નથી, ત્યારે હવે એ વિષયે કોને પૂછું?

**સર૦**—મ્હારી કુસુમ! એ પ્રભા ત્હારા હૃદયને વીંટાઇ વળી છે તેમ તું પણ પ્રસારણ વિકાસણ શક્તિ વડે ત્હેના હૃદય આસપાસ હાથ અને હૃદય પસારી લપેટાઇ જા અને એક હાથની આંગ-

વીયોને બીજા હાથની આંગળીયોમાં દ્રઢ ભરાવી મજબુત કિલ્લો ( કોટ ) કરી લે, જેથી પ્રભાધારીને સટકવાનો માર્ગજ ન જડે.

કુસુમ—જાવ જાવ વલ્લભ ! એમ શું બોલો છો ? એવી એવી વાતો કરતાં બહુ આવડે છે.

સર૦—અંતરમાં ઇચ્છાત્મક પ્રભાધારીને સંતાડી, એજ પ્રભાધારીને બહાર દૃષ્ટિ સન્મુખ શરીર ધારી રૂપે પ્રેમપુરઃસર દ્રવતી રસ વૃત્તિ સહિત નીરક્ષવા છતાં,–જાવ જાવ–એ ઉચ્ચારણ કુસુમ ! કયાંથી અને કેવા અર્થમાં થાય છે ? 'એ પ્રભાધારીને મ્હારે હવે શું કરવું ? એ મ્હને સૂઝતું નથી.'–એ સ્નેહોક્તિમાંજ–જાવ જાવ નહિ પણ આવ આવ એવું કંઇક અમૃત, માધુર્ય વિલસી રહ્યું છે. આવી આવી વાતો કરતાંય કુસુમ–દર્શનેજ શીખવી કે અન્ય કોઇયે ?

કુસુમ—તમે પ્રથમથીજ સર્વ શીખેલા છો તમારામાં સર્વ પ્રકારની વિક્રિયા થતી હશે એટલે અન્યમાં પણ એ પ્રમાણે અવલોકો છો.

સર૦—જુવો જુવો કુસુમ ! વાત કરતાંય તમારી દ્રષ્ટિ કયાં સ્થિર રહે છે ? દંત અને અધરોષ્ટ વચે રણસંગ્રામ ચાલે છે. અદૃશ્ય કૃત્રિમ બાલ હદય–રૂદન અને ગુપ્ત મંદ શીત્કાર થાય છે. રસભરી દૃષ્ટિ વારંવાર મેળાપે મેળાપે નૃત્ય કરતી, કોપ દાખવતી સ્મિત વર્ષાવતી, નમન કરતી ક્ષોભ પામે છે.

કુસુમ—જાવ જાવ નાથ ! તમારા આગળ તો માત્ર કામચેષ્ટાનીજ વાતો ! હંઅ ! આઘા ખસો મ્હારી પાસેથી. તમેજ જાદુથી ભરેલા છો.

સર૦—ચંદ્ર આગળ તો કામચેષ્ટાની માત્ર વાતોજ હશે પરંતુ કુસુમ–સુતન–શય્યા પરતો સર્વત્ર કામચેષ્ટા પથરાયેલી દૃષ્ટિ ગોચર થાય છે.

કુસુમ—નાથ ! તમારાથી તો હું હવે હારી. આજે કુસુમ માટેજ આટલો બધો અવકાશ કયાંથી મળ્યો છે ?

એમ કહિ કુસુમ. સરસ્વતીચંદ્ર પાસેથી ઉઠી જઇ, ટેબલ પાસે જઇ, રસીક તરફ પુંઠ કરી, ( ટેબલપર મૂકેલી ) રસીક-નીજ છવિ નિરખે છે. સરસ્વતીચંદ્ર પણ થોડીવાર પછી ઉઠી, તેની પાછળ આવી, તેના ગળામાં હાથ નાંખી,—

'કુસુમ ! હવે ત્હું જીતી.'

કુસુમ—ચંદ્ર ! કેવી રીતે ?

સર૦—કુસુમને સ્પર્શ સુખની ઇચ્છા હતી તે મુખથી જણાવી ન શકી, તેથી આ યુક્તિ રચી પૂર્ણ કરી. તેમાં ખુબી કેવી કે-દ્રષ્ટિ આગળે ચંદ્ર ને દ્રષ્ટિ પાછળે ચંદ્ર!

કુસુમ—આજ આપને અન્ય કંઇ કાર્ય નથી ખરૂં પ્રિય? ચંદ્રની કળાને તો કોઇયે ન પહોંચે!

સર૦—કુસુમ સિવાય. પ્રિયે! ત્હને કંપ અને સાથે વળી આ ભ્રમર ઉપર પ્રસ્વેદ મુક્તા-બિન્દુઓ, એ બેઉ એક સાથે શાથી? જુવો! આ મ્હારો હાથ ભીનો થયો.

કુસુમ—આપ ક્યારના પાછળ પડી કુસુમ અંતરમાં રમણ કરોછો વીતાડોછો તેથી.

સર૦—એ વીતાડવું મ્હારી કુસુમને સુખકર છે કે દુઃખકર?

કુસુમ—કોઇના પાછળ પડવાથી તે કોઇ રાજી હોય?

સર૦—હું તો કુસુમને પુછુંછું કે કુસુમને એથી કેમ છે?

કુસુમ—એતો હું ન જાણું. વીતાડનાર જાણે.

સર૦—વીતાડનારને પ્રેરનાર આ વ્હાલી કુસુમ કે કોઇ બીજું?

કુસુમ—બીજા પણ હોય.

સર૦—પરંતુ આ સ્થાને તો કુસુમજ છે.

કુસુમ—આ જાદુવાળાના દર્શને, સ્પર્શે અન્યને પણ જાદુવાળી કરી. કેમ જાદુગર! હવે તો આપ જીત્યાને?

સર૦—પ્રથમ ચંદ્રને જાદુવાળા બનાવી પછી કુસુમ જાદુવાળી બની, એમાં ચંદ્રની જીત શાની? કુસુમ! આ ત્હારા કંઠમાં ધારણ કરેલા મુક્તા હારને કેટલાં મોતી છે? ત્હારા માટે આથી મોટા દાણાવાળો એક મુક્તા હાર ખરીદવો છે.

કુસુમ—મ્હને તો ગણતાં નથી આવડતાં. ગરજાળુને ગણવાં હોય તો ગણી જુએ.

સર૦—કુસુમ! ગણતાં ગણતાં વારંવાર હું ભુલ કરી જાઉંછું.

કુસુમ—તમારી ઠગ વિદ્યા સઘળી હું જાણુંછું કો હાર્યા?

સર૦—કુસુમ-સર્વ કળા હું જાણુંછું હાર્યા કેમ કહિયે?

કુસુમ—નાથ! અમારી શી કળા છે કહો વારૂ જોઇયે?

સર૦—'મ્હને તો ગણતાં નથી આવડતાં, ગરજાળુ ગણે.' એ ઉત્તરમાં કંઇ કળા નથી ખરૂં રસિલી? વિચારી જુવો!

**કુસુમ**—ત્યારે લોક-કલ્યાણની સઘળી રચના, રચી જાણે એ થોડાં એક મોતીની સંખ્યા ગણતાં ગણતાં વારંવાર ભૂલ કરે, એમાં કાંઇ ચાતુર્ય નથી ખરૂં રસીક ?

**સર૦**—કુસુમ ! લે ગણાઇ રહ્યાં. ત્હારા જેટલાંજ છે.

**કુસુમ**—મ્હારા જેટલાં કેમ પ્રિય ? એનો અર્થ હું સમજી નહિ.

**સર૦**—કુસુમમાં જેટલી કળા છે તેટલાં. બત્રીસ.

**કુસુમ**—અને, ચંદ્રમાં જેટલી કળા છે તેટલાં સો સંતાડી રાખ્યાં ? હવે ચંદ્રને મુખેજ ન્યાય કે બત્રીસ વધારે કે સો ?

**સર૦**—વ્હાલી ! એકસો બત્રીસ સૌથી વધારે. માટે આ હાર ધારણ કરનારી કુસુમમાં જેટલાં મોતી છે એટલી કળા છે.

**કુસુમ**—કળા વિના આપે સો મોતી સંતાડી બત્રીસજ કહ્યાં હશે !

**સર૦**—આ અમે તો ગણ્યાં ત્યારે કહિ શક્યા, પરંતુ કુસુમને તો ગણતાં નહોતું આવડતું છતાં પણ વગર ગણે કહિ દીધાં. કહો કોનામાં વધારે કળા ?

**કુસુમ**—બોલીમાં વારંવાર બાંધી દે અને પોતે બંધાયજ નહિ, એનામાં વધારે કળા ! હવે શું બોલશો નાથ ?

**સર૦**—મુક્તા હારમાં કેટલાં મોતી છે એ સુધાંનું જેને બરાબર જ્ઞાન છે એવી ભણેલી અને વળી ગણેલી વ્હાલી કુસુમ આગળ શું બોલવાનું ?

**કુસુમ**—નાથ ! અલક્ષ્ય રહસ્યને અવલંબીને પ્રિયપતિથી ઉપદેશામૃત શ્રવણ કરવાનો આપની કુસુમને અભિલાપ છે.

**પ્રભુ ! પ્રેમ શી વસ્તુ છે !**

**સર૦**—પ્રિયે ! સદ્ સદ્ વસ્તુનો યોગ એ પ્રેમ છે. એજ ઇચ્છા છે ઇચ્છા છે એજ વાસના છે વાસના છે એજ સંસાર છે સંસાર છે એજ મન છે મન છે એજ માયા છે અને માયા છે એજ ઇશ્વર છે. માયા અને ઇશ્વર વચ્ચે જે સંબંધ છે તેજ સંબંધ તારી અને મારી વચ્ચે છે.

**કુસુમ**—જીવનેશ ! ત્યારે આપે તો પ્રેમ અને ઇશ્વરની એકજ ગણના કરી, પરંતુ અનુક્રમે મ્હને એનું સ્પષ્ટિ કરણ કરી સમજાવો.

**સર૦**—જ્યાં જ્યાં જે જે વિષયમાં જે જે સ્થળે આપણી ઇચ્છા જોવાનાં આવે છે ત્યાં પ્રેમ હોય છેજ. પ્રેમ ઇચ્છા વિના નથી

ઇચ્છા પ્રેમ વિના નથી; જેવી રીતે પુષ્પ વિના સુવાસ નથી, સુવાસ વિના પુષ્પ નથી; માટે પ્રેમ અને ઇચ્છા બેઉ એકજ વસ્તુ છે. ઇચ્છાનું બીજું નામ વાસના છે. સંસારની ઉત્પત્તિ, સ્થિતિ, અને લય વાસનાથીજ છે માટે વાસના એજ સંસાર છે. સંસાર સકલ માયાથી પૂર્ણ છે માટે સંસાર એ માયાજ છે. માયારૂપે ઇશ્વરની જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ એ ત્રણ અવસ્થા અને સ્થૂલ, સૂક્ષ્મ કારણ, એ ત્રણ દેહ ઇશ્વરનાજ છે. માયા એ ઇશ્વરજ છે અને પ્રેમ એ ઇશ્વરનું રૂપજ છે સંસાર વાસીયો જે પ્રેમનું આવાહન વિષય અને દેહપર કરે છે એ પ્રેમ વસ્તુતઃ નથી એતો દેહ અને વિષય સાંથે વિનાશી છે.

**કુસુમ**—દેવ! દેહ અને વિષય વિના પ્રેમની પ્રતીતિ કેમ થાય?

**સર૦**—નિદ્રામાંથી ઉઠેલો પુરૂષ જેમ–હું સુખે સુતો–એવું જે કહે છે ત્યાં આગળ ( તે અવસ્થામાં ) દેહ અને વિષય કયાં હોય છે? સ્વપ્ન અને જાગ્રત સૃષ્ટિ કયાં હોય છે? તોપણુ ત્યાં નિર્દેહ, નિર્વિષયક માત્ર પ્રેમજ ( આત્માજ ) હોય છે જે જાગ્રતાવસ્થામાં વાણિદ્વારા વિચાર ( અનુભવ ) પ્રકટ કરે છે.

**કુસુમ**—જાગ્રતાવસ્થામાં પણ દેહ અને વિષયને લઇને જાગેલો પુરૂષ,—હું સુખે સુતો—એવું કહિ શકે છે, માટે દેહ અને વિષય વિના વ્યવહારની પ્રતીતિ નથી.

**સર૦**—જીવન્મુકતને પોતાના આત્માથી દેહ અને વિષય નોખા નથી. માત્ર સંસાર વાસીઓની દ્રષ્ટિમાં, અવલોકનમાં ભેદ છે.

**કુસુમ**—પ્રિય! પ્રેમનો અર્થ આપ આત્મા કરો છો?

**સર૦**—હા, કુસુમ. એમ ગણીએ તો પણ ઉલટું નથી. પ્રેમ પ્રિયરૂપ છે આનંદરૂપ છે અને પ્રિય તથા આનંદ આત્મા—પરમાત્માના રૂપ છે. પ્રેમનું નિત્ય સ્વરૂપજ ગ્રાહ્ય અને પૂજય છે. જે વસ્તુ સર્વ કાલ, સર્વ દેશ, સર્વ અવસ્થા અને સર્વ દેહમાં રહે છે–હોય છે તે વસ્તુજ સેવવા યોગ્ય છે અને તેજ હું, તું, છિયે.

**કુસુમ**—આર્ય! વિષય, વસ્તુ અને શરીરમાં કેમ આનંદ નથી? જ્યારે આપણે સુંદર વસ્તુ જાઇએ છીએ ત્યારે આનંદ ભાવ થાય છે અને નઠારી વસ્તુથી અભાવ થાય છે સખિજન, સજ્જન મળે છે તો આનંદ થાય છે અને દુર્જન મળે છે તો ખેદ થાય છે. માટે વિષય, વસ્તુ અને દેહ–સૌન્દર્યમાં આનંદ કેમ નહિ?

**સદ્‌૦**—કુસુમ ! અંતર્યામિ સાક્ષિ ઇશ્વરના પ્રકાશથીજ સર્વે વસ્તુઓના અનુભવનું ભાન થાય છે. જો વિષય, વસ્તુ અને દેહ-સૌન્દર્યમાંજ આનંદ હોય તો મૃતક પુરૂષ આગળ તે ધરતાં, એ શવને આનંદ કેમ થતો નથી ? માટે વિષયમાં આનંદ નથી.

**કુસુમ**—જો આત્માનું (પ્રેમનું) આનંદરૂપ માનીયે તો શોકરૂપ પણ માનવું પડે, કારણ કે આપે કહ્યું કે—વિષય, વસ્તુ જોઇ જે આનંદ અને નઠારી વસ્તુ જોઇ જે ખેદ ઉત્પન્ન થાય છે તે આનંદ ખેદ વિષય વસ્તુમાં નથી. આ ઉપરથી એમ સિદ્ધ થયું કે—આનંદ અને ખેદ બંને આત્માના (પ્રેમના) રૂપ છે.

**સદ્‌૦**—પ્રિય કુસુમ ! આ પ્રશ્ન ત્હેં ઉત્તમ કર્યો. ભિન્નભિન્ન પદાર્થે માનવાવાળો, નાનારૂપ. અલ્પદેશી, જાગ્રત સ્વપ્નને પોતાનું સ્વરૂપ માનનારો પરિચ્છિન્ન એક દેશીય આત્મા (પ્રેમજ) અલ્પાનંદી, શોકમય છે. પ્રારબ્ધ-પ્રવાહમાં વેહેતો સકલ સંસાર એ માયામાંજ પરિવ્યાપ્ત છે એજ સકલ સંસાર છે માટે શારીરિક અને માનસિક વિનાશી પ્રેમજ સુખદુઃખ ધર્મવાળો અને અંતવાળો (પરિચ્છિન્ન) છે પરંતુ જે સર્વ દેશ, કાલ અને અવસ્થામાં અખણ્ડ છે નિત્ય છે વ્યાપક છે તે પ્રેમનું તો સદા આનંદરૂપજ છે. માટે કુસુમ ! પ્રેમનું સત્યરૂપ સતરૂપ તો એજ છે. શ્રીકૃષ્ણ, શ્રીજનક, શ્રીરામચંદ્ર અને અન્ય વ્યાસ વસિષ્ટાદિ ઋષિ મુનિયો જ્ઞાન થયા પશ્ચાત્ આ પ્રેમ પાનમાંજ રમણ કરતા, જે પ્રેમનો માત્ર કિંચિત સ્પર્શ થતાંજ અપૂર્વ આનંદમય અને અમર થવાય છે તો પછી અખણ્ડ સાક્ષાત્કારની તો વાતજ શી કરવી ! સુંદર સરિતા ગંગાનું નિર્મળ સદા વેહેતું નીર મૂકી દઇ, એક દુર્ગંધયુક્ત ખાબોચીયાના જળનું પાન કરવા કોણ ઇચ્છે ?

**કુસુમ**—આપ્ત ! એ પ્રેમ (આત્મા) સર્વ દેશ, કાલ, અવસ્થામાં-છે એમ શા ઉપરથી માનીયે ?

**સદ્‌૦**—પ્રિયે ! જાગ્રતાવસ્થામાં આત્મા દ્રષ્ટિદ્વારા બાહ્ય પ્રકાશે છે તેથી બાહ્ય સૃષ્ટિ દ્રષ્ટિ ગોચર થાય છે સ્વપ્ન અવસ્થામાં કંઠમાં પ્રકાશે છે ત્યારે અંતઃસૃષ્ટિ પ્રતીત થાય છે અને સુષુપ્તિમાં માત્ર સૃષ્ટિ રહિત આત્માજ પ્રકાશે છે માટે પ્રેમ સર્વ કાલ, સર્વ અવસ્થામાં, સૃષ્ટિમાં છે અને વિષય વસ્તુ, સૃષ્ટિ અવસ્થા

એક બીજામાં પ્રતીયમાન નથી. જાગ્રતમાં સ્વપ્ન નથી, સ્વપ્નમાં જાગ્રત નથી અને સુષુપ્તિમાં જાગ્રત-સ્વપ્ન નથી માટે પ્રેમનો એક દેશ એક અવસ્થા એક વસ્તુ વિષયમાં ભાવ માનવો ઉચિત નથી સ્થૂલ, સૂક્ષ્મ દેહી પ્રેમ એક અવસ્થાવાળો એક દેશીય છે તેથી અવસ્થા સાથે તેનો પણ તિરોભાવ થાય છે અને પ્રેમનું વાસ્તવ રૂપતો નિત્ય છે, અવિનાશી છે. પ્રેમ અવસ્થાનો-વિષયનો છે એમ નથી પરંતુ પ્રેમમાંજ અને પ્રેમથીજ અવસ્થા, વિષય છે. માટે સર્વ અવસ્થામાં સર્વ વિષયમાં અખણ્ડ આનંદરૂપ પ્રેમ છે એજ પ્રેમનું વાસ્તવરૂપ છે.

કુસુમ—નાથ ! આપે જે પ્રેમનું નીરૂપણ કર્યું એ પ્રેમનો સ્વીકાર કરવા જતાં તો વ્યવહાર હાની દોષ આવશે !

સર૦—ના, કુસુમ, એમ નથી. જનક, રામચંદ્રજી આદિ રાજાઓએ પ્રેમનો સ્વીકાર કરીને શાસ્ત્રાનુસાર વ્યવહાર પાળતા રહ્યા છે. સ્થૂલ ઉપાધિનો સ્થૂલ ઉપાધિ સાથે સૂક્ષ્મનો સૂક્ષ્મ સાથે અને પ્રેમનો પ્રેમ સાથે યોગ કરી વ્યવહારમાં વિહરવું.

કુસુમ—પ્રિય ! એ આશયથી તો વખતે અર્થ-અજ્ઞાનતાથી સ્થાન-ભ્રષ્ટ થવા સંભવ, કારણ કે ભાઇ, ભગિની, ભાર્યા, પતિ, પુત્ર અને માતા વચ્ચે શારીરિક એકજ પ્રકારનો વ્યવહાર રચાતાં, મહાભારી દોષ આવે. વળી અજ્ઞ જન-સમૂહ શુષ્ક વેદાન્તિ વર્ગ અધિક છે. સત્વશીલ, જીવન્મુક્ત આત્મા કયંઇકજ હશે.

સર૦—જાગ્રત એ વ્યવહાર છે સ્વપ્ન એ પરમાર્થ છે કાર્ય એ વ્યવહાર છે કારણ એ પરમાર્થ છે પ્રત્યેક વ્યષ્ટિ જીવો એ વ્યવહાર છે અને જીવોનું સમષ્ટિપણું અર્થાત્ ઇશ્વર એ પરમાર્થ છે જીવ-બ્રહ્મ, કાર્ય-કારણ, વ્યવહાર-પરમાર્થ, પ્રારબ્ધ-કર્મ આદિનું અભિન્નપણું, ( કેવલીભાવ ) અદ્વૈત બુદ્ધિ એ સંન્યાસ છે. કુસુમ ! ત્હેં જે શંકા કરી એ કેટલેક અંશે માનનીય છે. સ્થૂલ ઉપાધિ ( શરીર ) જડ છે જડ જડનેજ મળે છે. આત્મા (પ્રેમ) ચેતન છે ચેતન ચેતન રૂપેજ સર્વદા છે-રહે છે અને એ બેનો યોગ એ ( પ્રબુદ્ધ કાલ પહેલાં, પ્રારબ્ધ ક્ષય પર્યંત એટલે વ્યવહાર કાલમાં ) આપણે છિયે. જ્યાં લગી સ્થૂલ સૂક્ષ્મ દેહવત પ્રારબ્ધ છે તેમની પતીતિ છે ત્યાં લગી શાસ્ત્ર મર્યાદા પાળવાની જરૂર છે. સંસાર સુધી પ્રારબ્ધ છે પ્રારબ્ધ છે ત્યાં લગી સર્વ

કોઇ શાસ્ત્રબંધમાં બંધાયેલાજ છે. મ્હારૂં કહેવું એમ છે કે—જ્યાં પ્રેમની, આત્માની સાર્વજનિકતા છે ત્યાં શારીરિક અને માનસિક ( સ્થૂલ, સૂક્ષ્મ ) વ્યવહાર પરમાર્થના ભિન્નત્વનો મુદ્દલ સંભવજ નથી. સ્થૂલ અને સૂક્ષ્મ તો નાના રૂપ છે માટે નાના, જુદા જુદા રૂપમાં શારીરિક અભિન્નસમ ( શાસ્ત્રશાસનથી વિરૂદ્ધ ) વ્યવહાર ઉચિત નથી. તેથી ઉક્ત ઉભય વ્યવહાર પરમાર્થ તો શાસ્ત્ર મર્યાદા અધિનજ છે. ખરો ત્યાગ નિર્મમ્ થવાપણુંમાંજ છે, વસ્તુ ત્યાગવાથી ત્યાગ થતો નથી. સ્વાભાવિક ત્યાગજ ત્યાગ છે માટે કેટલાક શુષ્ક વેદાંતિ શાસ્ત્ર મર્યાદાનો, યોગ્ય વ્યવહારનો, ગૃહાશ્રમનો ( વિના પરિપકવ ) ત્યાગ કરે છે એ વાસ્તવ ત્યાગી નથી પણ ગૃહી, મૂર્ખ અને દામ્ભિક છે. અસ્તુ. પ્રેમનો રંગ એ અવસ્થાથી પણ પર છે. એ પ્રેમરંગને નામે નથી રૂપે નથી અને રંગે નથી. એ રંગથીજ સર્વ સૃષ્ટિ, સર્વ અવસ્થા રંગાયેલી છે–ભરપુર છે છતાં એ પ્રેમ રંગ યથાર્થ વિચાર વિના સકળ સૃષ્ટિમાં ક્યાંઇ દેખાતો નથી. સંસાર વાસીયોને આ સંસાર જે રૂપ રંગમાં જણાય છે તેથી કેવળ જૂદાજ અનિર્વચનીયરૂપે જીવન્મુક્તને આ સંસાર પ્રતીત થાય છે. કુસુમ ! આ સંસારમાં વ્યવહાર–પરમાર્થ કાલમાં યથેચ્છ વ્યાપારવાન રહી, અખણ્ડ પ્રેમમય ( આત્મમય ) રહેવું બહુ કઠિન છે.

**કુસુમ**—નાથ ! આપે કહ્યું કે–સંસાર વાસીયોને આ દૃશ્ય સંસાર જે રૂપ, રંગમાં જણાય છે તેથી કેવળ જૂદાજ અનિર્વચનીયરૂપે જીવન્મુક્તને આ સંસાર પ્રતીત થાય છે તો તે કેવી રીતે ?

**સર૦**—ત્હારી અને મ્હારી દૃષ્ટિ વચેનો જે પ્રદેશ છે જે પોલાણ અવકાશ છે હૃદયમાં જે આકાશ છે તેમાં વ્યાપક જે રૂપ છે તેજ પરમાત્માનું કિંચન છે.

**કુસુમ**—નાથ ! એ પ્રદેશમાં–પોલાણમાંતો કાંઇયે રૂપે નથી રંગે નથી કે કંઇ વસ્તુ પણ દૃષ્ટિગોચર નથી.

**સર૦**—જેમાં કાંઇ નથી જે કોઇનામાં સ્થૂલરૂપે દૃષ્ટિગોચર નથી તેમાંજ સર્વ કાંઇ છે સર્વ કાંઇમાં એજ છે. ત્હારી અને મ્હારી વચે રામ છે એનો ગુઢાર્થ કંઇક આવોજ વિચારને મળતો છે. દૃષ્ટાન્ત તરીકે જીવ્હાપર કોઇ પદાર્થ મૂકતાં,—આ પદાર્થ આવા

રસવાળો છે—એવો જે સત્તાયે કરી અનુભવ થાય છે ભાન થાય છે એજ એનું વાસ્તવ રૂપ છે અને એજ રૂપ તારી અને મ્હારી દૃષ્ટિ વચેના પ્રદેશમાં જ્યાં જ્યાં અવકાશ છે ત્યાં ત્યાં સર્વત્ર ઉપાધિ રહિત નિરાકારરૂપે વ્યાપક છે. જીવ્હા પણ એ વસ્તુ નથી પદાર્થ પણ એ વસ્તુ નથી ખાટો તીખો અનુભવ પણ એ વસ્તુ નથી, પરંતુ જે સત્તાયે કરી ખાટો તીખો એવું ભાન, અનુભવ થાય છે એ સત્તાજ વસ્તુમાં વસ્તુ છે. એ વસ્તુજ સર્વ વ્યાપક અને સેવવા યોગ્ય છે.

કુસુમ ! એ સ્વરૂપનો ત્હું યથાવત્ આશ્રય કરી રાખજે, એટલે હું ત્હને બીજે પ્રસંગે આત્મા અનાત્માનો વિવેક સમજાવીશ. પ્રથમ જાગ્રત પ્રપંચ ( દૃશ્ય ) દૂર કરીશ, એટલે દૃષ્ટા એની મેળે દૂર થઇ જશે, કારણ કે દ્રશ્ય નથી એવું સિદ્ધ થાય તો પછી દૃષ્ટાદ્રશ્ય મટી જશે પછી સાક્ષિ પણ વ્યાપાર હીન દશામાં રહેશે. એ વ્યાપારહીન દશાવાળા સાક્ષિજ ( ઇશ્વરજ ) અંતર્યામિ છે એજ પ્રારબ્ધ ક્ષય પર્યંત વિશ્વમાં પૂજવા યોગ્ય છે. એ સર્વ ક્રિયા કરવા છતાં નિર્લેપ છે કારણ કે દ્રષ્ટાદ્રશ્ય ભાવના રૂપનો તિરોભાવ કરી પોતે પોતાનાજ રૂપે દ્રષ્ટાદ્રશ્ય બની લીલા કરે છે. વીર્ય પ્રથમ દશામાં કેવળ જડ રૂપે જડ પ્રતીત થાય છે બીજી દશામાં મનુષ્યરૂપે ચેતન પ્રતીત થાય છે. ( એ વીર્ય પણ અન્ન, જળ, અગ્નિ અને વાયુનું છે ) ઇંડાનો રસ અને મોર, બીજ અને વૃક્ષનું પણ એવી રીતે સમજવું. પ્રાણ વાયુ વડે મનુષ્યથી હાલી ચાલી, બોલી શકાય છે એ પ્રાણ વાયુ મહદાકાશથી છે. અન્નથી દેહ વૃક્ષ લીલું રહે છે અને મન ચમરથુંજ-મ્હારો દેહ, મ્હારો દેહ-એવું કહે છે એ મન સુષુપ્તિ દશામાં ક્યાં હોય છે-રહે છે ? મોક્ષની પ્રાપ્તિ અર્થાત્ સાક્ષિનો સાક્ષાત્કાર થતાં લગી એ મન સ્થાવર જંગમોના આકારોથી તેમાં ભમ્યાંજ કરે છે અસ્તુ. આ વિષયે આગળ ચર્ચા આપણે બીજે પ્રસંગે ચલાવીશું.

કુસુમ ! મ્હારો વિચાર યુરપ, અમેરિકાની યાત્રાએ જવાનો થયો છે એ વિષયે ત્હારી શી ઇચ્છા છે ?

કુસુમ—પ્રિયચંદ્ર ! આપનો વિચાર યોગ્ય છે. લોક-કલ્યાણ સાધનારે સર્વત્ર ભ્રમણ કરી સર્વ જાતેજ નીરક્ષવું ઉચિત છે.

સર૦—કુસુમ ! ત્હારાથી હું બહુ સંતુષ્ટ છું અને એ અર્થે મધુરી મૈત્રીનો જેટલો આભાર માનીયે તેટલો ન્યૂનજ છે. વ્હાલી કુસુમ ! ભોજનનો સમય થયો છે ચાલ, ત્યારે ભોજન કરી લઇયે.

ઉભય ભોજનશાળા પ્રતિ જાય છે.



# પ્રકરણ ૩ જું.



## મિત્ર આગળ હૃદય-વિકાસ.



સંસારનું સુખ સન્મિત્ર કિંવા સન્નારી છે.
શ્રુત કરતાં દ્રશ્ય, દ્રશ્યથી પણ ઉપરિ સ્વાનુભવ છે.
હૃદયનો ગાઢ વિનિમય હૃદયજ જાણવા સમર્થ છે.

( લ. વ. યાદવ. )



સરસ્વતીચંદ્ર—પ્રિય ચંદ્રકાન્ત ! શ્રુત કરતાં દ્રશ્ય સત્તા અધિક છે અને દ્રશ્ય કરતાં સ્વાનુભવ અધિક છે. જ્વરથા આર્ત દરદીની કથા સાંભળવા કરતાં, પ્રત્યક્ષ જ્વરથી પીડીત દશામાં ત્હેને નિહાળવાથી તેની કરૂણજનક છાપ અંતરમાં અધિક કોરાઇ જાય છે અને એજ જ્વર પોતાને લાગુ પડતાં, જે અનુભવ થાય છે એતો પૂર્ણજ પૂર્ણ છે. નાટક સાંભળનાર, વાંચનાર કરતાં નાટક ભજવાતું જોનારને તેમાં અધિક રસ પડે છે અને નાટક ભજવનારને તો ત્હેનો પૂર્ણ અનુભવ છે. લોક-કલ્યાણ સાધનાર સુત્રધારે પ્રથમ સર્વત્ર ભ્રમણ કરી લોક-યાત્રાદ્વારા સર્વ જાને નીરક્ષવું, અનુભવવું જોઇયે. માટેજ ચંદ્રકાન્ત ! મ્હારો વિચાર યુરપ, અમેરિકાની યાત્રાએ જવાનો થયો છે. અહિંના લોક-મંદિરમાં તો હું સહજસાજ ફર્યો છું અને વિશેષ આવીને ફરીશ, પરંતુ પ્રથમ તો આપણું હિન્દ, જેનું અનુકરણ કરે છે જેની સત્તા તળે ભર નિંદ્રામાં સુવે છે દ્રવ્યવેરી વગર મહેનતે જેની વિદ્યા, કળા અને પુરૂષાર્થનો ઉડાઉ ખરચે ભોગ

ફરે છે તે પુરૂષાર્થી પ્રદેશ પ્રતિ પ્રયાણ પ્રસ્થાન કરવા દે. ન્હાના ગામનાં ઝુંપડામાં વસતા રંક વિદ્વાનના અભ્યાસી અને શ્રુત અનુભવમાં મુમ્બાપુરીના દર્શન. જેમ એકાએક મહાન ફેરફાર કરી નાખે છે તેમ હિન્દુસ્તાનમાં વસતા હિન્દુ યુવકના શ્રુત વિચાર અને અનુભવમાં યુરપના દર્શન અવશ્ય અસાધારણ ફેરફાર કરીજ શકે, એ સર્વાંશે શકય છે. 'ફરે તે ચરે અને બાંધ્યું ભુખે મરે' એ કહેવત આપણા ભાઇઓએ આપણા દેશનો હવાલો ઇંગ્રેજને સુંપતાની સાથે આ કહેવત પણ અમૂલ્ય, અપૂર્વ રત્નાભૂષણ રૂપે તેમને અર્પણ કરેલ છે.

ચંદ્રકાન્ત—મિત્રવર્ય! તમારૂં કહેવું સ્તુત્ય છે પરંતુ પિતાશ્રીની વૃદ્ધાવસ્થા છે તેથી હાલમાં તમારે જવું શી રીતે પાલવશે? વળી ગુમાનબા આજ્ઞા આપશે ખરાં? અને કુસુમનું કેવી રીતે કરશો!

સર૦—માતાપિતાની સંભાળ અને તેમને સમજાવવાની સર્વ વ્યવસ્થા મિત્ર ચંદ્રકાન્ત કરશે અને કુસુમનું કેવી રીતે કરવું, એ હું વિચારીશ.

ચંદ્રકાન્ત—એ ઠીક, શું ચવણુ વાળું કાર્ય ચંદ્રકાન્તને ગળે વળગાડવું અને સેહેલું કાર્ય પોતાને સ્વાધીન રાખવું!

સર૦—કુસુમનું કાર્ય સેહેલું કેમ?

ચંદ્રકાન્ત—કુસુમને તમારા સઘળા વિચાર, અભિલાષ, અનુભવ અને જ્ઞાનનો વા વાયો છે એટલે ઉભયની વૃત્તિયો નોખનોખી કયાંથી હોય?

સર૦—ઠીક, ત્યારે મ્હારે કુસુમને સાથે નથી લેવી, પછી કેમ?

ચંદ્રકાન્ત—કુસુમ, તમારી વાણિ કરતાં તમારા હૃદયને વધારે ઓલખે છે. હૃદયનો વિનોદ ઘણીવાર તમારી વાણિમાં પ્રતિકૂલ પણ પ્રકટે છે અને તે કુસુમને જ્ઞાત છે.

સર૦—ના, ના, ચંદ્રકાન્ત! તું કહે તેમ કરીયે કુસુમ માટે!

ચંદ્ર૦—વાહ ભાઇ વાહ! આતો કુસુમના માટેના તમારા હૃદય-સંકેતનું પ્રકટન કર્યું એટલે તો એ વિચારનું ધુંસરૂં પણ ચંદ્રકાન્તને ગળે વળગાડો, અને તમે દરબારની પેઠે મ્હાલો. મ્હારા મિત્ર તો સાવ ભોળા દેખાય છે ને શું? આજકાલ જેમ કોઇ કોઇ રાજસ્થાનમાં દીવાનજીના એક પક્ષીય ન્યાય-ભંગ ઇનસાફથી દુઃખિત થઇ, ત્યાંની પ્રજા રાજા પાસે ફરીયાદ કરવા જાય છે ત્યારે એવાં

આરામમાં રત રહેનાર રાજાજી પ્રતિથી, કંઇપણ સાંભળ્યા વિના-જાઓ દીવાનજી પાસે-એવો ઉત્તર-અનુગ્રહ અર્થાત્ ન્યાય મળે છે.-એવી રીતે ચંદ્રકાન્ત જેવો તમારે દુલ્લો દીવાન મળવાથી તમારે પણ રાજાજી થવાની ઉમેદ જણાય છે ખરી ! ના, પણ અમારે તો તમારા દીવાનજી નથી થવું !

સર૦—ચંદ્રકાન્ત ! મ્હને ત્હારા બોલપર હસવું આવે છે.

ચંદ્ર૦—કેમ ન આવે ? સ્વાર્થ સાધનારા હસીનેજ સ્વાર્થ સાધી લે છે તો !

સર૦—ચંદ્રકાન્ત ! મ્હારે ત્હારી પાસેથી શું સ્વાર્થ સાધવાનો હતો ?

ચંદ્ર૦—કંઇ નહિ ભાઇ કંઇ. મિત્રતો મનુષ્ય અમસ્થાજ શોધે છે ! હું પણ નવીન-ચંદ્રનો મિત્ર છું તમારી હૃદય-શેતરંજના દાવ જાણુંછું.

સર૦—અરે ! પણ કહેતો ખરો ત્હું જાણતો હોય તે !

ચંદ્ર૦—કબુલ છે ? કહિદેતો ચંદ્રકાન્ત છૂટો ?

સર૦—ના, ના, ના.

ચંદ્ર૦—ઠીક, ત્યારે તો કહેવરાવવુંયે ચંદ્રકાન્ત પાસે અને બજરાવવુંયે ચંદ્રકાન્ત પાસે.

સર૦—લે, લે, કહે. ત્હને ગંગાભાભીના સમ !

ચંદ્ર૦—સોગંદે ઠીક આગળ ઉલાળે નહિ અને પાછળ ધરાળે નહિ-એવા સસ્તામાં સસ્તા ખાવા. જુવો, ત્યારે કહુંછું પણ કરીશ નહિઃ-

'કુસુમને તમારે સાથે સેવી છે, કુસુમ અને તમે એકજ છો. હવે વાંધો શું છે કે-કુસુમને સાથે સેવામાં માતાપિતા પ્રતિથી અનુમતિ મેળવવી, અને એ શી રીતે મેળવવી ? એ પ્રશ્ન ઉઠતાંજ ચંદ્રકાન્તને લેવો સપાટામાં !' બસ હવે થયા રાજી ?

સર૦—રાજીતો મિત્ર કાર્ય બજાવી કરે ત્યારેજ તો !

ચંદ્ર૦—કહેવાની સરત હતી તે કહિ દીધી. કરવાની સરત નથી.

સર૦--મિત્રમાં વળી સરત કેવી ? એવામાં કુસુમ પ્રવેશ કરે છે.

કુસુમ—ચંદ્રકાન્તભાઇ ! મિત્ર સાથે શું વાર્ત્તા વિનોદ ચલાવી રહ્યા છો ?

ચંદ્ર૦—કુસુમ બ્હેન ! આ તમારા ચંદ્રતો સર્વભાર આ ચંદ્રકાન્ત પરજ ઢોળી પાડે છે તમે ચંદ્રકાન્તનો કંઇ બચાવ કરી શકો એમ છો ?

કુસુમ—એવો શો ભાર તમારા મિત્રે તમારા પર મૂકયો છે કહોનેભાઇ ?

ચંદ્ર૦—આ જાતું તમારે બેઉને ગુરપ, એમાં માતાપિતાઓથી વચમાં અળખામણા થવું ચંદ્રકાન્તને ! તમે પણ કુસુમ બ્હેન ! સાથે જવાના હશો ખરૂં ?

કુસુમ—ચંદ્રકાન્તભાઇ ! મ્હારો ધર્મ મ્હને જેમ કહેશે તેમ કરીશ.

ચંદ્ર૦—મ્હારા મિત્રની પેઠે તમારા ઉત્તરમાં પણ તદ્દન ભોળપણ છે. કુસુમ બ્હેન ! તમારો ધર્મજ, બાકી તમારી ખાસ ઇચ્છા નહિ.

કુસુમ—ધર્મ વિરૂદ્ધ ઇચ્છા ઇચ્છા નથી. ચંદ્રકાન્તભાઇ જેવા જેને ભાઇ છે તેની ઇચ્છાનો પ્રવાહ ધર્મ મુખમાંથીજ હોય. ધર્મ વિપરીત ઇચ્છા ઉદ્ભવેજ નહિ.

ચંદ્ર૦—આહા ! તમે પણ અમૃતવાણિ વૃષ્ટિ ગોળમટોળ વર્ષાવી ચંદ્રકાન્તને ફેંકયો ખારા સમુદ્રમાં. પણ Wait ( ઉભા રહો ) એક પાસ માતાપિતા, સાસુસસરા, અને બીજી પાસ પતિ, એ ઉભય વર્ગીય આજ્ઞામાંથી કોની આજ્ઞાને અભિવંદશો ? અને સંસારતો ઉભય પક્ષમાં છે !

કુસુમ--ભાઇ, જે પક્ષમાં નિઃસ્વાર્થ સનાતન્ ધર્મ વિશ્વને પ્રકાશી રહ્યો છે તે પક્ષમાં, ભાઇ, ત્હારી કુસુમ સર્વદા છે. કોઇ વેળા કાર્ય-પ્રસંગાનુસાર ધર્મને અવલંબી આખા સંસારને પતિ યજ્ઞમાં, માતૃપિતૃ યજ્ઞમાં હોમવો ઉચિત જણાય છે તો કોઇવાર લોક-હિતાર્થે પતિ સુખની તેમજ માતાપિતા અને કૌટુમ્બીકની પરા-આહુતિયો લોક-યજ્ઞમાં અર્પવી ધર્મ્ય ગણાય છે. ચંદ્રકાન્તભાઇ ! લોક-વત્સલ મહાત્માઓની દૃષ્ટિ સ્વ-કુટુમ્બ કરતાં સકલ સૃષ્ટિ-કલ્યાણ તરફ અધિક ઝુકેલી હોય છે. સકલ સૃષ્ટિમાંજ સ્વ-કુટુમ્બનો સમાવેશ તેઓ માને છે લોક-કલ્યાણ સાધવામાંજ કુટુમ્બ કલ્યાણ સધાઇજ જાય છે. લોક-કલ્યાણ કરવા જતાં કુટુમ્બનું પ્રત્યક્ષ અહિત થતું દૃષ્ટિ ગોચર થાય તોપણ વાસ્તવ એ અહિત નથી પણ હિતજ છે. કુમુદ અને તમારો ગૃહ સ્થિતિથી કંપાયમાન થઇ, લોક-કલ્યાણ સાધવા નિમિત્તે તમારો મિત્રે ઘણું ઘણું સહન કર્યું-કરે છે. અણગમતા સંસાર સાગરને અધિક પ્રિય કરી તેમાં કૂદી પડવા સજ્જ થયા, અને વળી તેમાં વસતા જન્તુ માત્રના મર્મ બાહ્ય અંતઃથી યથાર્થ નીરક્ષવા જેણે હૃદયના સૌન્દર્યરૂપ સુંદરગીરીને પ્રણામ કરી, મુંબઇના પુનઃ દર્શન કર્યા, એ પ્રિય પુરૂષનું પરા-પારમાત્મિક ચિત્ત, લોક-હિ-

સાથે, યુરપ અને અમેરિકાની પરિવ્રજ્યા કરવા આકર્ષાય, એમાં તમને શું આશ્ચર્ય લાગે છે? માટે આવા કાર્યમાં ચંદ્રકાન્ત ભાઇ જેવા દક્ષ, સુહૃદ સન્મિત્ર સહાયભૂત ન થાય તો અન્ય કોણ થાય ?

ચંદ્ર૦—કુસુમ બ્હેન! તમારૂં કહેવું સ્તુત્ય છે અક્ષરસઃ સત્ય છે ધર્મ્ય છે પરંતુ જુજ કેળવણી લીધેલાં, જુની પદ્ધતિને અવલંબી રહેલાં વૃદ્ધ વડીલોને સમજાવવાં અત્યંત કઠિન છે. કેટલાક કાલથી પળાતી પ્રચલિત ગ્રામ્ય રૂઢીયો અને સામ્પ્રતિક પ્રશસ્ત સન્માન પ્રતિ તેમનો જેટલો દૂરાગ્રહ હોય છે તેટલો આગ્રહ દરેકમાં સત્ય અને ધર્મનું યથાર્થરૂપ અવલોકવામાં નથી, તેથી-જ સંસાર સુધારાનો સુત્રધાર ઋજુ-કેળવણી કેળવણીનો-પોકાર કર્યાં કરે છે. કેળવણીના સર્વ અંગમાં ધાર્મિક અને નૈતિક કેળવણી એ ઉત્તમાંગ છે. કેળવણીના આખા અંગનું નાક છે. પૂજ્ય વૃદ્ધ વડીલોનું મન, અનેક વિદ્યા અને યુક્તિ શાસ્ત્રના પ્રયોગદ્વારા સંપાદન કરી, ઇચ્છિત કાર્ય સિદ્ધ કરવું, એ જેટલે અંશે યોગ્ય છે તેટલેજ અંશે તેમનું મન દુભાવી કાર્યારંભ કરવો ઉચિત નથી. માત્ર આટલુંજ ધ્યાનમાં રાખવાનું કે—આપણો કાર્યારંભ શુદ્ધ, સાત્વિક અને ધર્મ્ય હોવો જોઇયે.

જ્યારે ત્યારે ચંદ્રકાન્તને કુમુદ અને કુસુમ બ્હેનજ મિત્ર-વિયોગ દુઃખ વહન કરાવે છે અને અનેક અપવાદો, અપયશોના પર્વતો ચંદ્રકાન્ત પર રેલાવે છે ખરૂં બ્હેન ?

ના, ના, કુસુમ બ્હેન! હું તો સહજ હસું છું. આપની આજ્ઞા અને ઇચ્છાનો સફળ માર્ગ કરવા હું પુરૂષ-પ્રયત્ન કરીશ. ચંદ્ર અને કુસુમની ઇચ્છાના પ્રવાહ ભિન્નભિન્ન હોયતોજ ચંદ્રકાન્તનું વર્તન આપની આજ્ઞા-પ્રતિકૂલ હોય! ચંદ્રકાન્તનો તન, મન-વ્યય, પ્રિય સખે સરસ્વતીચંદ્ર અને પૂજ્ય બ્હેન અર્થેજ છે એમનેજ સમર્પિત છે. આ હૃદય-વિનોદ વાણિદ્વારા બાલ્ય વિકસાવવો એ વિદ્વજ્જનમાં શોભા પામતું નથી, છતાં ચંદ્રકાન્ત જેવા ક્ષુદ્ર જીવન સુખમાંથીજ બહાર ઢોળાઇ જાય છે.

કુસુમ—ચંદ્રકાન્તભાઇ! અમ બેઉને તમે તમારૂં સર્વસ્વ સમર્પિત કરોછો ત્યારે ગંગા બ્હેન માટે તો કંઇ ન રાખ્યું? એતો અમસ્થાંજ-

મ્હારા કાન્ત ! મ્હારા કાન્ત–કહિ તમારા હૃદય અને ગ્રીવા સામા હાથ પસારતાં હશે !

સર૦—કુસુમ ! વિના પ્રેમ કંઇ અર્પાતું નથી. પ્રેમનું વાસ્તવરૂપ એકજ છે એકજ મહદાકાશમાંથી એ ઉદ્‌ભવે છે અને એજ મહદાકાશમાં ન્હાના મ્હોટાં હૃદયાકાશ રચી બાહ્ય અંતઃ પ્રકાશે છે. ભિન્ન ભિન્ન હૃદય અને શરીરને લઇ પ્રેમ ભિન્ન ભિન્ન રૂપ ધારણ કરે છે જેવી રીતે કાચના જૂદા જૂદા રંગવાળા પાત્રમાં જળ જૂદે જૂદે રૂપે પ્રતીત થાય છે. ચંદ્રકાન્તના જે હૃદય અને તન આપણને સમર્પિત છે તેજ હૃદય અને શરીર ગંગાભાભી, કુટુમ્બ, અને સર્વ દેશીય ભ્રાતૃગણને પણ સમર્પિત છે. પ્રેમના અસ્તિ, ભાતિ અને પ્રિય, એ અંશોયે હું, તું, ચંદ્રકાન્ત, ગંગાભાભી અને સર્વ મનુષ્યભાઇ એકજ છિયે. માત્ર નામ, રૂપ સંજ્ઞાયે કરી વ્યવહાર–પરમાર્થરૂપ હૃદય અને શરીરના વ્યાપારજ ભિન્નભિન્ન છે. હૃદય અને શરીર એનાં એ છે પરંતુ શાસ્ત્ર–મર્યાદાનુસાર ત્હેના વ્યાપાર ભિન્નભિન્ન માર્ગીય છે, ચંદ્રકાન્ત, ત્હેનાં તન, મન આપણા અર્થે પણ વાપરે છે અને ગંગાભાભી અર્થે પણ વાપરે છે પરંતુ વ્યવહાર કાલમાં શાસ્ત્ર-શિક્ષા અનુસાર તેના માર્ગ ભિન્નભિન્ન છે.

જ્યારે ચંદ્રકાન્તના તનમનનો એકજ કાળે સર્વ વર્ગને ખપ પડે ત્યારે ધર્મને શોધવો પડે છે. સનાતન ધર્મ, સત્ય, અને સાક્ષિ સંજ્ઞા, એ ત્રણેનું અદ્વૈત રચાતાં, જે માર્ગ તેઓ બતાવે, એ માર્ગે જવું કર્તવ્ય અને ધર્મ્ય ગણાય છે.

કુસુમ—વિરાગી છતાં મિત્રનું બારીસ્ટરપણું કરતાં તો સારૂં આવડે છે ને શું ! ચંદ્રકાન્તભાઇ ! તમારા કન્થાધારી આ બારીસ્ટરને જોયા કે ? કંથાવેશે અવલોકી બીચારી દુનિયા ઠગાયકે બીજું ? ચંદ્રકાન્તભાઇ ! તમારા મિત્રે તમને જે કાર્ય બજાવવા વિનતિ કરી હતી તે કાર્ય તમારા બજાવ્યા અગાઉ તેમણે તેનો બદલો તમારા તરફથી તમારા બારીસ્ટર બની વાળી આપ્યો. હવે ફીના બદલામાં અમે અમારી ઇચ્છા ભાઇ આગળ પ્રકટ કરી છે તેની સિદ્ધિ ભાઇ વિના અન્યથી થઇ શકે એમ નથી.

**ચંદ્રકાન્ત**—કુસુમ બ્હેન ! તમે તો મ્હારા મિત્ર કરતાં પણ હદ કરી. લ્યો બ્હેન ! ત્યારે આ ચંદ્રકાન્ત હવે રજા માગે છે. તમે તો ચંદ્રકાન્તને વિચારને હીંડોળે ચડાવ્યો ખરેખર !

એ પ્રમાણે વાર્ત્તા વિનોદ થઇ રહ્યા પછી ચંદ્રકાન્ત રજા લઇ વિદાય થાય છે.



# પ્રકરણ ૪ થું.

## તરંગશંકરના અવ્યવસ્થિત તરંગો

---

સ્વાતંત્ર્યજ પુરૂષનું પુરૂષત્વ છે
પારતંત્ર્યજ ક્ષુદ્રનું ક્ષુદ્રત્વ છે.
ગૃહ સંસાર-સુધારો, કેળવણી, પર્યટન, અને
ઐક્યનો પ્રવાહ, પ્રકાશ, અને વાસજ, દેશોદ્ધારનો
વિજય વાવટો છે.

( લ. વ. યાદવ. )



સરૂ૦—પ્રિય કુસુમ ! આપણા વિદેશ-પ્રયાણાર્થે અનુમતિ મેળવવા જ્યાં ચંદ્રકાન્ત સજ્જ થયો ત્યાં આપણા ભાગ્યે પિતાશ્રીની તબીયત જરા નરમ થઇ, તેથી હાલ એ વિષય પ્રકાશમાં લાવવા મ્હેં ચંદ્રકાન્તને ના પાડી છે.

**કુસુમ**—ખહુ ઉચિત કર્યું, પરંતુ પ્રિયચંદ્ર ! થોડીવાર પહેલાં તમે સ્મિત મુદ્રાયે કેટલાક કાગળો વાંચતા હતા તે શા વિષયના છે અને કોના તરફથી આવેલા છે ? એ વિષયે કુસુમને જણાવવા કંઇ અવરોધ ન હોયતો જણાવશો.

**સરૂ૦**—કુસુમ ! હૃદયનું અદ્વૈત રચાયા પછી ત્હારાથી ગુપ્ત શો વિષય હોય ? અને તેને કયે સ્થાને નિવાસું ?

પ્રિય કુસુમ ! એ કાગળો ચંદ્રકાન્તને તરંગશંકરને ત્યાંથી લાવેલા છે. એમાં તરંગશંકરે જેમ ફાવે તેમ દેશ-કલ્યાણના કેટલાક તરંગો તરતા મૂકયા છે. કુસુમ ! એ તરંગો ત્હારે પણ અવલોકવા જેવા છે પરંતુ હજુ અવ્યવસ્થિત છે-એમ કહિ એ કાગળોનું બંડલ લાવી કુસુમના હાથમાં આપ્યું. કુસુમ એક પછી એક કાગળ વાંચે છેઃ—

રાજા-પ્રજા વિષયક. હિન્દિ જીવનોના ત્રણ વિભાગ છે એક વર્ગમાં હિન્દી સર્વ નાના મ્હોટા રાજાઓ છે. બીજા વર્ગમાં તેમની પ્રજા છે ત્રીજા વર્ગમાં બ્રીટીશ ( હિન્દી ) પ્રજા છે અને ચોથા વર્ગમાં બ્રીટીશ અમલદાર છે આ ચારે વર્ગનો રાજ્ય કર્ત્તા પાંચમો આપણો હિન્દ

બાદશાહ છે. આ પાંચે મનુષ્ય જ્ઞાતિ ગણનામાં એકજ છે. ઇશ્વર દૃષ્ટિમાં પણ એકજ છે. સૂર્ય, ચંદ્ર દેવો પણ આ પાંચે મનુષ્ય જ્ઞાતિ બંધુઓને એક સરખોજ પ્રકાશ અર્પે છે. આ પાણ્ડવો જેમ પંચતત્વ પૃથ્વી, જલઆદિ વ્યવહાર દશાગાં નોખનોખા છે તેમ અન્યોન્ય નિરૂ નિરાળા છે અને પરમાર્થ દશામાં એક છે. જેવી રીતે સર્વ વ્યાપક નિરાકાર એક સત્તાયે કરીનેજ પંચતત્વ વ્યવહાર દશામાં ભિન્નભિન્નરૂપ ધારે છે તેમ પાણ્ડવો પણ એજ સત્તાને અંતર્યામિ સાક્ષિનું રૂપ માનીને ભિન્નભિન્નરૂપ ધારણ કરી ભિન્નભિન્ન વ્યવહારમાં પ્રવર્તે છે. અસ્તુ. અદૃશ્ય સત્તા લઇનેતો અન્યોન્યમાં ન્યૂનાધિકની કલ્પના નથી ત્યારે ન્યૂનાધિકપણું શામાં છે? શારીરિક અને વિચાર વ્યવહારમાં. શારીરિક વ્યવહાર સૌમ્ય છે જડ છે. વિચાર–વ્યવહાર ચેતન છે ચેતનમાંજ સિદ્ધિ છે. અશિક્ષિત હિન્દ વાસીયોને વિચાર–વ્યવહારજ પથ્ય–પુષ્ટકર છે. સામ્પ્રત હિન્દ–સમય હર્ષભેર અભિવંદન સહ એનેજ કર્ત્તવ્ય ગણે છે. વિચાર–વ્યવહારમાંજ પાંચ પાણ્ડવોનું ઐક્ય ( Union ) છે. કોન્ગ્રેસ એ ઐક્યની ધ્વજા છે. વિચાર–વ્યવહારમાંજ શારીરિક વ્યવહારના જન્મ–મરણ, બંધ–મોક્ષ આદિ દ્વંદ્વ સમન્વિત છે. વિચાર–વ્યવહારમાંજ સર્વ ભાઇયો સહ–ઉત્સાહ આગળ થશે. કેળવણીના પૂર્ણ પરિપાક વિના શારીરિક વ્યવહાર–વર્ત્તન હિન્દ આગેવાનોને પણ પાછે પગલે ખુણા ખોળાવશે, અને અશિક્ષિત વૃદ્ધ મિથ્યા સ્વદેશાભિમાનીયો સકોપ હાથમાં દણ્ડ લઇ–જુવાનીયાઓ ચવ્યા–એમ વદતા, સંતાયલાઓને યોગ્ય શાસન અર્પવા ખૂણેખૂણે ખોળતા ફરશે. અસ્તુ.

ત્યારે વિચાર–વ્યવહાર માટે પ્રથમ શું કરવું જોઇયે? પ્રથમ અન્યોન્ય હૃદયપર પ્રેમ સરિતાનો, વિશ્વાસ, શ્રદ્ધા, ભક્તિનો પ્રવાહ પુર વેગમાં વેહેતો કરવો જોઇયે. એની જડી બુટી શું? એક બીજાના ગુણદોષ નીરક્ષવા, નીરિક્ષી દોષોનું ગુણોમાં રૂપાન્તર થવા અને કેળવણીની અભિવૃદ્ધિ થવા પુરૂપવત્ ફલદ ઉપચાર, આદિ છે.

પ્રથમ પૂર્ણ અને પરત કેળવણીની આવશ્યકતા.

રાજલોભ, રાજમદ, ગર્ભૈશ્વર્ય, લક્ષ્મીગદ, રાજસત્તા, યુવાવસ્થા, વિધવિધ વાસનાત્મક ભોગલિપ્સિત કામનાઓ,–આ પ્રબળ પ્રવાહની સામે, જન્મથી, બાલ્યકાળથીજ રાજસંતાનોને ઉચ્ચ સંગતિ, સાત્વિક ખાનપાનાદિ, શીલવિચાર, અને ધર્મ, નીતિ, ન્યાય, બળ, વિદ્યા, કળા, આદિનું શિષ્ટ શિક્ષણ, તેમના બાલ્યકાલિક બ્રહ્મચર્યાશ્રમમાં અપાયતોજ તેઓ પાંચાલિના પતિ ધર્મ, ભીમ, અર્જુન, સહદેવ, નીકુળ અને રામ, કૃષ્ણ, ગોતમ, બુદ્ધ, હરિશ્ચન્દ્ર, વિક્રમ, પૃથીરાજ, ક્રાઇસ્ટ, મહમદ, અકબર અને શીવાજી જેવા રાજનર ફલિત થઇ શકે છે. તેઓના હૃદય સાત્વિક, સારગ્રાહી, ધર્મગ્રાહી બને છે. સિવાય બાલ્યાવસ્થામાં તેમને ક્ષુદ્ર સંગતિ અને ક્ષુદ્ર વિષય વસ્તુ દર્શનમાં ફાલવા દીધાં હોયતો તે યોગ્ય વયમાં આવતાં, ગમે તેવી ઉચ્ચ સંગતિ અને અસરકારક સદ્–ઉપદેશથી પણ ઉચ્ચ ધર્મ અને ઉચ્ચ વિષય વસ્તુને ગ્રહી શકતા નથી, રાજ્યપદને યોગ્ય નીવડતા નથી, અને રાજવિભૂતિયોથી ચલિત થઇ પોતે નષ્ટભ્રષ્ટ થાય છે અને પ્રજાને પણ નષ્ટભ્રષ્ટ કરે છે. રાજ–કૌમારિક અધ્યયન, પરિશીલનમાં તેમને યોગ્ય રાજનીતિના અને સકલ વિદ્યાના સંભાર ભર્યા પશ્ચાત્ તેમને રાજ્યની ફૂલ સત્તા આપવી, રાજા–પ્રજા ઉભયને લાભ પ્રદ છે. મહાભવનની રચના કેળવાયેલા રાજકુમારને માટે ઉચ્ચ શ્રેણિની છે.

ધર્મ શિક્ષણની અવશ્યકતા.

કોઇપણ વિદ્યા, લક્ષ્મી, કળા, સત્તા, અધિકાર અને અવસ્થા પ્રમાદી ન નીવડે તેના માટેજ ધર્મ અને નીતિ શિક્ષણ છે. બ્રહ્મ વિદ્યાવિત્ બ્રાહ્મણોના શુદ્ધ પ્રબળ તપના અંકુશની આવશ્યકતા છે. અર્જુન, ભીમ વગેરે સર્વ ભાઇયો પૂર્ણ પુરૂષ અને વિદ્યાકળાવાન હતા છતાં ધર્મરાજને ધર્મગુરૂને શરણ હતા, વડીલ બંધુ ધર્મની આજ્ઞા, અંકુશ અને તપને અધિન હતા. ધર્મવિના વિદ્યાની, કળાની, શુદ્ધિ નથી, લાંબી જીવનદોરી નથી અને મોક્ષ ગતિ નથી. ધર્મનું નિર્મળ અંતઃકરણ જય છે અને અધર્મનું મલીન અંતઃકરણ ક્ષય છે.

ધર્મ શિક્ષણ લીધા વિનાની વિદ્યા, કળા, લક્ષ્મી પ્રમાદી નીવડે છે. ધાર્મીક જ્ઞાનથી રંગાયા વિના, સત્તા, અધિકારમાં માત્ર–હું હું હું–સ્ફુરે છે. 'હું', 'તું' ઉભય મળીને 'હું' એવું

સ્ફુરણ થતું નથી. ધર્મગ્રહણ વિનાની તરૂણાવસ્થામાં સર્વત્ર ભ્રષ્ટ કામ ક્રોધાદિનું દળવાદળ ગડગડાટ કરતું જોવામાં આવે છે માટે ધર્મ શિક્ષણ વિના દેશની, મનુષ્યની, સ્થિતિજ નથી. આ ધર્મ તે કયો? બ્રહ્મ જ્યોતિ, બ્રહ્મ આદેશ અનુસાર નિષ્પક્ષપાત, નિર્અભિમાન વર્તન બ્રહ્મજ્યોતિ એટલે બ્રહ્મ સત્ત પુંજ, અંતર્યાગિ, સાક્ષિ, બ્રાહ્મણ, આજ કાલના વિદ્યાહીન લડુ તન મન મય ભ્રમ બટુકજી નહિ, પણ એ બ્રહ્મપુંજ ધારો બ્રાહ્મણો તો આઃ--

શ્રી વ્યાસ, વસિષ્ટ, કૃષ્ણ, ક્રાઇસ્ટ, રામ, બુદ્ધ, પેગંબર, શંકર, ધર્મરાજ, ફરસુરામ, હરિશ્ચંદ્ર, પાણિની, પતંજલિ, કપિલ, વાલ્મિક અને ગોતમ આદિ.

આપણી સામાજિક સ્થિતિ.

આ રંક આર્યાવર્ત્તમાં મુગ્ધ, તરૂણ અને વૃદ્ધ સ્ત્રીયોના અસહ્ય કરૂણજનક આક્રન્દ ગુપ્ત સ્થાને જડ હૃદયને પણ કંપાવી દ્રવમાન કરી રહ્યાં હશે! તેમના હૃદયની ઉષ્ણ જ્વાલાઓ છેક ગગન સુધી પહોંચી શીત વાયુનો ભક્ષ કરતી હશે! તેમના હૃદયની તીવ્ર તપ્ત વેદનાઓ રાફડાવાળા જંતુઓની પેઠે ઉભરાઈ જતી હશે! તેમના અંતરના શોકશંકુ નેત્ર વાટે આ અવનિપર સરી પડી સરિતારૂપ સ્રજતાં હશે! આજ સ્થિતિ પુરૂષ વર્ગની પણ છે. કારણ શું? વિવાહિત–વિવાહિતા ઉભયના હૃદયનું અદ્વૈત રચાયા વિના, ઉભયના હૃદયનું અન્યોન્યથી સંપુર્ણ સંવનન થયા વિના. આથી કરીજ હિંદુઓનો ગૃહાશ્રમ અધમ અને દુઃખ પુર્ણ છે અને તેથી કરીજ આર્યોની સર્વ પ્રકારે અવનતિ છે માટેજ 'સંસાર–સુધારા' ના સંસ્થાપક મી. રાનડેને આપણે મુબારકબાદી આપીયે છિયે. સ્થૂલ શરીરિ વિવાહ પશુવત્ છે અને સ્થૂલ શરીરની પ્રતીતિ લગી છે તેમાં પણ વચમાં અધિક સ્વરૂપવાન શરીરનો સમાગમ થતાં, પ્રથમ શરીરિ વિવાહ નષ્ટ થાય છે. પરિશીલન અને સંવનન વિના સૂક્ષ્મ શરીરિ વિવાહ થતોજ નથી અને તેથી કરીજ માત્ર સ્થૂલ સૌન્દર્યથી આકર્ષાતો નથી તેમજ સ્થૂલ શરીરના શીર્ણ થવાથી શીર્ણ થતો નથી. માટે સૂક્ષ્મ વિવાહમાંજ દેશોદ્ધાર અને જીવન્મુક્તિ છે.

એક કુટુમ્બ પાળક પુરૂષ, બ્રહ્મ-સદનમાંથી પ્રસ્વેદ બિન્દુ-ઓની શરીરપર રેલ ચલાવતો કમાય અને હેનો ફલ પ્રવાહ બીજાં મનુષ્યોપર ઢોળાય એ આપણા સામાજિક કુટુમ્બનો ન્યાય છે પરંતુ જો એ ન્યાયનો અનાદર કરી, સમ્પ્રત આપણો જૂજ કેળવાયેલો કમાનાર વર્ગ, પોતાના અશિક્ષિત કુટુમ્બના ભરણ પોષણથી; પાશ્ચાત્ પદ્ધતિને શરણ થઇ; તદ્દન નિસ્પૃહ રહેનો તેથી હિન્દની કેવી દૂર્દશા થાય, એ કલ્પનાજ વ્યગ્ર છે. આ સર્વ કૌટુમ્બીય, દેશીય અને જ્ઞાતીય વિટંબનાઓનું સારરૂપ સુખદ, ફલદ ઔષધ આપણને થતા સંસ્કારથી અને મળતા શિક્ષણ અને અનુભવથી આપણી પ્રજાને યોગ્ય આવશ્યક કેળ-વણીથી પુરિત કરવામાંજ ઇષ્ટ કર્તવ્ય અને સુબીજના સુફલના આસ્વાદનનો સમાસ છે. એ ઇષ્ટ કર્તવ્યની આડે આવતા પ્રતિ-કૂલ પડતા મતોનું, સાધનોનું ખંડન અને ઉન્મૂલન કરવું, એજ આપણો પ્રધાન અને આવશ્યક ઉત્કર્ષ છે; અને આપણા જુની બુદ્ધિના વૃધ્ધ પિતા. પિતામહ મંડળના સ્થાને આપણે નિયત્ થતાં લગી, અને આપણા સ્થાન આપણી સંતતિ સતેજથી, રમણીય અને દીપ્તિમાન દ્રષ્ટિગોચર કરતાં સુધી, આપણો પરમ શ્રમપદ ભગીરથ પુરૂષાર્થનો વ્યય, આપણા કુટુમ્બ સહ આપ-ણી પ્રજાને સંસાર-સુધારાથી અને પરિપક્વ કેળવણીથી સુહદ બનાવવામાં, કરવાનો છે. આમાં કૌટુમ્બિક, જ્ઞાતીય, અને દેશીય ઉષ્ણ જ્વાલા પ્રહાર આપણેજ ભવિષ્યમાં આપણી સંતતિયોના ઉધ્ધાર માટે, કૂટુંબ, જ્ઞાતિ અને દેશના શ્રેય માટે સહવાના છે.

સંસાર સુધારો — આપણે આપણી માયાળુ સરકારની સહજ મદદથી આપણા શુભ માટે આપણે શું શું કરવા સમર્થ છિયે,-

૧ કેળવણી. ૨ સંસાર-સુધારો.

આ બેઉ બાબતોની યોગ્ય વ્યવસ્થા કેટલી અગત્યની છે એ સર્વ જન સુધારક મંડળના ધ્યાનમાં છે.

જો કે આ વિષયમાં કેળવણી પ્રારબ્ધ (પિતા) સ્થાને છે અને સંસાર-સુધારો પુરૂષાર્થ (પુત્ર) સ્થાને છે તદપિ બેઉ એકજ અને ઓતપ્રોત છે. તેમનો સબંધ બીજ વૃક્ષ જેવો છે.

આપણે બેઉને સાથે લઇ બેઉના પ્રતિ-સ્પર્ધિયો સાથે ન્યાય, ધર્મ-શીલ શાન્ત વૈરૂપ યુધ્ધ કરવાનું છે. એમાં લોકના

શસ્ત્રો વાપરવાની જરૂર નથી. આ યુધ્ધમાં કેળવાયેલી બુધ્ધિ જ્ઞાન, પૂર્વે પ્રકૃત સામાયિક-અનુભવ, વિદેશીય વિદ્યા-કળા, શાંત મિષ્ટ ઉપદેષ, વર્ત્તમાન સમયને લાભપ્રદ શાસ્ત્રો, પર્યટન, બ્રહ્મચર્યવ્રત, ડહાપણ, પ્રેમ અને ઉત્કર્ષ, અકય વગેરે શસ્ત્રો છે. આ યુદ્ધ ત્રણ વરસના બાળક સાથે જેવી રીતે પિતાનું (યુધ્ધ) થાય છે એના જેવું છે એટલે કે બાળકને બીયામણું અને પિતાને અંતરથી પ્રેમરૂપ, સારરૂપ છે. આ યુધ્ધમાં બે બીલાડી અને વાંદરાના જેવો ન્યાય નથી. હાલ જેમ બાપ દીકરો, ભાઇ ભાઇ, પતિપત્નિ, સાસુ વહુ વચે વાણિની તડાતડી થઇ, ત્રીજા જણને ખોળવો પડે છે અર્થાત્ કોરટે ચડવું પડે છે, એવા પ્રકારનું આ યુદ્ધ નથી.

બાળક સ્થાને વગર કેળવાયેલો વર્ગ છે પિતા સ્થાને કેળવાયેલો વર્ગ છે આ બેઉ વચે યુદ્ધ થવાનું છે વગર કેળવાયેલો વર્ગ હજુ આધક છે તેની કાંઇ હરકત નહિ, કારણ કે એક પિતાને પંદર વીસ બાળકો હોય છે અને તેને પાળી પોપી ઉછેરવાનું સામર્થ્ય પિતામાં હોય છે અને પિતામાં સર્વ પ્રકારની વિદ્યા-કળા, યોગ્યતા હોય તો બાળકની લીધેલી હઠ મુકાવી તેને સુધારી શકે છે. આ પ્રમાણે કેળવાયેલા ભાઇયોએ વગર કેળવાયેલા હિન્દ-ભાઇયોને સુધારવાના છે. આ યુદ્ધમાં ઉપર દર્શાવેલાં શસ્ત્રોજ કામના છે.

દૂનિયામાં એવો કોઇ પણ મનુષ્ય ભાગ્યેજ હશે કે-પાંચને પાંચ દસ,-એમ સ્પષ્ટ અને દ્રઢ રીતે સમજ્યા પછી પણ પાંચને પાંચ નવની હઠ પકડી રાખે.

ચોરી કરવી, અસત્ય બોલવું, પરસ્ત્રી સંગ કરવો,-એમાં સ્પષ્ટ પાપ છે એમ સર્વે કોઇ જાણે છે એ જે જાણવાપણાની સત્તા જ્યાં સુધી મનુષ્યમાં છે ત્યાં સુધી દરેક મનુષ્ય સુધરી શકે છે. માત્ર ઉપદેશક, સુધારક સમર્થ હોવો જોઇયે. આ પ્રમાણે જો ન હોયતો દરેક પ્રજાનું સુધરવું અને બગડવું, ચડવું અને પડવું થાય છે તે ન થાય. આપણાજ હિન્દમાં માત્ર દસ વરસમાં આપણે કેટલો ફેરફાર જોઇયે છિયે. માટે કેળવણી અને સંસાર સુધારાનો કુલ આધાર કેળવાયેલા વર્ગપર છે. આ વિષયમાં આપણે સરકારને કંઇપણ કહેવાનું નથી. જે કંઇ કહેવાનું,

કરવાનું છે તે આપણે આપણને, આપણા ભાઇયોને, આપણા સંતાનોને અને આપણા વડીલોને. અસ્તુ.

સંસાર-સુધારાની યોગ્ય સંસ્થા સ્થિરતર્ થવાને માટે એજ ઔષધ સ્વાસ્થ્ય પ્રદ છે કે-હિન્દ-જીવનોનો સામ્પ્રતિક સ્થિતિકાળ લક્ષમાં લઇને આપણા શાસ્ત્રોરૂપ વૃક્ષોને પત્રે પત્રે ફરી, રૂચતું, ઇચ્છાનુકૂલ, સમયોચિત, ભવિષ્ય ઉચ્ચ પરિણામી સારરૂપ પ્રાપ્તવ્ય તેમાંથી ગ્રહી લેઇ, પ્રાચિન ગમે તેવી રૂઢીયોને અવલંબી રહેલા આપણા વૃધ્ધ વડીલોને આપણે એ શાસ્ત્ર સંગૃહિત ગ્રાહ્ય દ્રવ્ય દૃષ્ટિગોચર કરી, તેમની પાસેજ કબુલ કરાવવું કે જે જે વ્યવસ્થાને તમે નીંદો છો જે જે વ્યવસ્થા પાશ્ચાત્ વિદ્વાન ભાઇયોના સંસાર-સુધારાના કેટલાક અંગોમાં ઝળહળી રહી છે અને જે જે વ્યવસ્થા સ્વદેશીય અને વિદેશીય વિદ્યા સંસ્કારોથી સંક્રાન્ત થયેલા હિન્દી દેશ-વત્સલો, સુધારકો, મહાશયો અને મહાનુભાવોના મસ્તિક-બ્રહ્માંડના સર્વે આલયોમાં રમી રહી છે એજ વ્યવસ્થાઓ નૂતન નથી તદપિ આપણાજ શાસ્ત્રોમાં પ્રદીપિત છે ઉચ્ચ સ્થાનીય છે, અને પ્રાચિનમાં પ્રાચિન છે, માટે દુરાગ્રહનો શો અવસર છે? વિદેશીય સંસાર-સુધારામાં જે રીતિયો અવલોકો છો એજ રીતિયો આપણી પ્રાચિનમાં પ્રાચિન છે અને એમનીતો અર્વાચિન છે.

હવે આપણે ઢીંચણમાંથી બેસી ગયેલા ઉભા થવાને માટે જે જે હકો, બાબતો, છૂટ વગેરે આપણે આપણી માયાળુ સરકાર પાસે માગવાની છે એ સાથે આપણે આટલું પણ ધ્યાનમાં રાખવાનું છે કે—

કર, હક, છૂટ વગેરે

જે જે કર, હક, છૂટ અને ધારા હિન્દુસ્તાન માટે પ્રથમ યોજવામાં આવ્યા તે સમયે હિન્દુસ્તાન ધન, વ્યાપાર, હુન્નર, ખેતી અને કેળવણી વિષયે કેવી સ્થિતિમાં હતું? હાલ કેવી સ્થિતિમાં છે અને મધ્યમાં શાશા કારણોથી શું શું ફેરફાર થયો.-એ વિષયક સર્વ નોંધનું દેશી વિદેશી વિદ્વાન સુધારક મંડળ તરફથી એક પુસ્તક બહાર પડવું જોઇયે. આજ પુસ્તકમાં હાલ હિન્દુસ્તાન કેવી કેવી, કઇ કઇ જરૂરીયાતમાં છે અને કેવી સ્થિતિમાં છે? એ સ્થિતિ સુધારવા માટે, વ્યાજબી દલીલ સાથે સરકારને નિવેદન કરવું જોઇયે. પ્રજાની વ્યાજબી દાદ સાંભળી, તેને પાળી,

પોષી, સુધારી ઉછેરવી, તેની દરેક પ્રકારના દુઃખથી રક્ષા કરવી, એ ન્યાયવાન સરકાર ( રાજા ) નો ધર્મ છે. સમય અને સ્થિતિ પ્રમાણે દરેક બાંધેલી વ્યવસ્થા ( નિયમો ) માં ફેરફાર કરવોજ પડે છે. અને તેમ ન થાયતો પ્રજાની પાયમાલી થાય, અને પ્રજાની પાયમાલીથી રાજાને ગેર લાભજ છે, કારણ કે પ્રજાની આબાદી રાજાનું સૌભાગ્યજ છે.

ઈંગ્લંડમાં પ્રજા, જાગીરદાર, અમલદાર અને સરકાર વચ્ચે પ્રથમ કેવો સંબંધ હતો ? હાલ કેવો સંબધ, કેવી વ્યવસ્થા ચાલે છે ત્યાંની પ્રજાની પ્રથમ ધન, વ્યાપાર, હુન્નર, ખેતી, સંસાર સુધારો, અને કેળવણી પરત્વે કેવી સ્થિતિ હતી ? શું શું કર, હક, છૂટ પ્રથમ તેમને અંગીભૂત હતાં ? હાલ કેવી રીતે ચાલે છે ? મધ્યમાં શા શા કારણથી શું શું ફેરફાર થયો ? એ સર્વે નોંધતું પુસ્તક પણ પ્રકાશમાં આવવું ઉચિત છે.

આવાજ પ્રકારનું બીજા યુરોપીય, એસોઆઇ અને અમેરિકન રાજા–પ્રજા વ્યવસ્થાનું પણ એક પુસ્તક પ્રસિદ્ધિમાં આવવું જરૂરનું છે. આ ત્રણે પુસ્તકોને એક બીજા સાથે સરખાવવાં જોઇયે.

સરકાર પાસે આપણે જે જે કાંઇ જરૂરીયાત માંગવાનું છે તે માંગતાં પહેલાં આપણી માગણીયો ન્યાય અને યોગ્ય દલીલોથી, દેશી વિદેશી વિદ્વાન સુધારક મંડળના મત–ઐકયથી પરિપૂર્ણ કરી પછી સરકાર આગળ પ્રકાશિત કરવી જોઇયે કે જેથી સરકારને ભવિષ્યમાં,–આટલી બાબતો નહિ બને તો તમારી માગણીયો સ્વીકારવા યોજના કરશું–એવી આશાથી રંક હિન્દી પ્રજાને શાન્તવન આપવાનું કારણ મળે નહિ. અસ્તુ. આપણી દલીલો પુષ્ટ કરવાને માટે ઉપર દર્શાવેલી બાબતોના જૂદાં જૂદાં ત્રણ પુસ્તકો મજબુત કારણરૂપ, સહાયરૂપ છે.

ગ્રેટબ્રીટન, ફ્રાન્સ, જર્મની, અને અમેરિકા વગેરે દેશોમાં પ્રજા પોકારની મોટી અસર છે માત્ર આ દેશમાંજ પ્રજા પોકારની જેવી જોઇયે તેવી ગણના નથી.

આ પોકારના બળથી પ્રજામતથી વિરૂદ્ધ મત ધરાવનારાં પ્રધાન મંડળ તથા રાજદ્વારી સરકારી અમલદારોને પોતાની જગ્યાના રાજીનામાં આપવાં પડયાં છે.

ઇતિહાસમાં પ્રજાની વિરૂદ્ધતાથી રાજ્યને કેટલી મુસ્કેલીયો તળે આવવું પડ્યું છે તે આપણે જોયું છે, ઘણી વખતે મોટાં મોટાં સત્તાધારી રાજ્યોને પણ પ્રજા પોકારને વશ થવું પડ્યું છે.

આયર્લાન્ડ લોકો ઘણા વખતથી પોતાના દેશના ખેડુતોની અધમ સ્થિતિ બાબત બ્રીટીશ સરકારને પોકાર કરતા આવ્યા છે. આ પોકાર ધ્યાનમાં લઇ નામદાર બ્રીટીશ સરકારે આયર્લાન્ડમાં એક ખેડુત જાગીરદારોનો વર્ગ ઉભો કરવાના હેતુથી આયર્લાન્ડને એક કરોડ અને વીસલાખ પૌન્ડ જેવડી મોટી રકમની ગ્રાન્ટ આપી છે.

અમૃત બઝાર પત્રિકાનો લંડન ખાતેનો ખબરપત્રી લખે છેકે—
Irishman is impatient, very impatient. The Indian is patient, very patient. Upon the patient ass is heaped burden upon burden until the poor beast sinks crushed to the ground. To no slight extent, it is the ass's own faults. અસ્તુ.

હવે આપણે જે જે કર ઓછા કરાવવાના હોય, જે જે ધારાઓમાં ફેરફાર કરાવવો હોય, અને જે જે છૂટ માગવાની હોય, તેનો વ્યાજબી કારણ દલીલો સાથે રીપોર્ટ તૈયાર કર્યા પછી, તે રીપોર્ટમાં વિદેશી રાજા પ્રજા, અમલદાર વગેરેના અભિપ્રાય સાથે હિન્દના તમામ પ્રથમ વર્ગીય માહારાજાઓની ( મત સાથે ) સહીયો, પછી મહાન અમલદારની સહીયો અને અભિપ્રાયો, પછી હિન્દી પ્રજા-મંડળમાંથી મહાન શેઠીયાઓ, સુધારકો વિદ્વાનોના અભિપ્રાય અને સહીયો લઇ, પછી તે રીપોર્ટ સરકારને નિવેદન કરવો જોઇયે.

આ રીપોર્ટનો સરકારથી સ્વીકાર ન થાયતો, પ્રજાનું કેટલું મન દુઃખાય ? અને તેથી ભવિષ્યમાં સરકાર અને પ્રજા વચેનો પ્રેમ કેવી અવનત સ્થિતિને પરિણમે—એ પણ છેવટે વ્યાજબી કારણ દલીલો સાથે અને ઉપર પ્રમાણે સર્વના અભિપ્રાય સાથે દર્શાવવું.

કર, હક, અને છૂટની માગણીયો માટે આ પ્રમાણે વ્યવસ્થા કરવાથી હાલ આપણે માત્ર આશાથી પેટ ભરીયે છિયે

અને ભૂખ્યા છતાં ધરાઇ જવાનું સ્વીકારીયે છિયે તેવો વખત નહિ આવે, કારણકે આપણી સરકાર માયાળુ અને દયાળુ છે અને ન્યાયનું બંધન કદિ તોડે એવી નથી. **ઇંગ્લન્ડમાં કોન્ગ્રેસ ભરાવાથી** આ વિષયે આપણને ઘણે અંશે લાભ થાય એમ છે.

યુરપ, અમેરિકા, એશીયા આદિ દેશોના દરેક મોટા રાજવાડાઓમાં, હિન્દ પ્રજા તરફથી એક, માહિતગાર, **અનુભવી એલચી,** ( હિન્દને ) ખાસ રાખવા આવશ્યકતા છે.

**ઇંગ્લન્ડમાં રાજકુમાર કોલેજ** સ્થાપવાથી ભવિષ્યમાં આપણને લાભ છે. અસ્તુ. **ઇંગ્લન્ડમાં હાઉસ ઓફ ઇન્ડીયન્સ–એન્ડ કીન્ગ્સ** થવાની જરૂર છે તેમાં હિન્દુસ્તાનના રાજા મોહારાજાઓ, વિદ્વાન શેઠીયાઓ અને સુધારકો વસી, વિદેશીય સર્વ રાજ પ્રકરણીય કળાનું અને અન્ય વિદ્યા, કળા, વ્યાપાર, કૃષિ આદિનું સૂક્ષ્મ રીતે નીરિક્ષણ કરે, અને તે પ્રમાણે દેશમાં કરવા યોગ્ય વ્યવસ્થા કરે. જરૂરીયાત બાબતો વિષયે સરકારને જાહેર કરે.

હવે ત્રીજી અગત્યની બાબત એ છેકે–આખા જગતમાં આધુનિક સમયમાં કોઇપણ દેશ **સૈનિક કેળવણી** સંપાદન કર્યા વિનાનો હોયતો તે આ દુર્ભાગી, પરવશ, પરતંત્ર, રંક હિન્દુસ્તાનજ છે.

સૈનિક કેળવણી.

જે જે જ્ઞાતિને ઉચિત છે તે તે જ્ઞાતિના બાળકોને તેમજ અન્ય જ્ઞાતિના છતાં જેને સૈનિક કળા શીખવાપર શોખ છે તે તે બાળકોને તેની કેળવણી અપાવવા તરફતો કોઇ ધ્યાન આપતુંજ નથી. આ વિષયે કોન્ગ્રેસ અને આખું સુધારક–મંડળ ભર નિદ્રામાં છે. કશી હિલચાલ કરતું જોવામાં આવતું નથી. સૈનિક કેળવણી વિના કોઇ પણ દેશ સ્વતંત્ર, આબાદ, સુખી અને ધનવાન થયો નથી. **બીજા** પાસે માગવું અને પશુનો અવતાર બરાબર છે.

કોઇપણ મનુષ્ય પાસે આપણે કંઇ પણ વસ્તુ માગીયે તો જ્યાં સુધી એ મનુષ્યના હૃદયમાં પ્રભુ વસ્યા હોય, ન્યાય, દયા, ઉદારતા અને સુજનતા હોય, તેમજ તેથી પોતાને કંઇપણ ગેર લાભ થતો ન હોય તોતે આપણને માગેલી વસ્તુ આપે, નહિ તો અપમાન સાથે આપણો તીરસ્કાર કરે;—

આવી દશા માગનાર ભિક્ષુકની છે. બીજા પાસે માગનાર મનુષ્યને કોઇ વખતે ફાકા પણ કરવા પડે છે, અને એમાંથી વખતે મૃત્યુ પણ થઇ જાય છે. ભિક્ષુકને હમેશાં ન્યાયવાન, ધર્મવાન, ઉદાર, દયાળુ અને માયાળુ યજમાનજ મળે કિંવા રહે, એવો નિયમ નથી.

હિન્દ! અરે! તદ્દન દુર્ભાગી હિન્દ! અરે! પ્રાણપ્રિય હિન્દ! તું હાલ આ દશાયે છે! આર્ય પુત્રો! ભારતવર્ષીય રત્નો! જાગ્રત થાવ! ધ્યાન દઇ સાંભળો:—

જ્યાં સુધી તમારામાંનો એક પંચમાઉંસ ભાગ વિદેશી ભાઇયો જેવો ક્ષાત્ર-કળા સંપન્ન નહિ થાય, ત્યાં સુધી અન્ય લાખો સુધારા કરવા છતાં, કોન્ગ્રેસ, પ્રદર્શન, વગેરે ભરવા છતાં, તમો ધનવાન, સ્વતંત્ર અને આબાદ થવાના નહિ! અને હૃદયમા શોકોદ્‌ગાર, ઉત્કર્ષ અને પવિત્ર શુર શમવાનું નહિ!

'ભાઇ સાહેબ આપો! અમારૂં તો અમને આપો! અમે કંગાલ થઇ ગયા છિયે! અરે! ભુખે મરી જઇયે છિયે!'

ભીમસેન! અર્જુન! પૃથ્વીરાજ! જગદેવ! પ્રતાપ! તમો ક્યાં છો? કાઇસ્ટ! ગ્લેડસ્ટન! મેક્ષમુલર! તમો ક્યાં અદૃશ્ય થયા? ( ॐ शान्तिः शान्तिः शान्तिः )

જે દેશમાંનો એક દશાઉંસ ભાગ પણ શસ્ત્ર કેળવણી સંપન્ન નથી, એ દેશ કંગાલમાં કંગાલ છે અને સદૈવ એજ દશામાં રહેવાનો એમાં શું આશ્ચર્ય!

સ્વાતંત્ર્ય, જમીન, ધન, આબાદી અને દેશ-રક્ષા, એ શસ્ત્ર કળાધારી અધિન છે. વિદ્યા અને લક્ષ્મીનો સદુપયોગ અને સંસાર-સુધારો કરવો એ વિદ્વાન સુધારક મંડળ અધિન છે અને ધર્મોપદેશ એ બ્રહ્મતનુજ અધિન છે.

હિન્દુસ્તાનના તમામ રાજા માહારાજાઓ અને સમસ્ત પ્રજાનું રક્ષણ કરનાર જોઇયે તો તે હાલ માત્ર સરકાર અને તેમના અમીરો, સૈનિક અમલદારો તેમજ સોલ્જરો છે: હિન્દુસ્તાન તરફ દૃષ્ટિ કરશું તો ક્ષાત્ર-કળા સંપન્ન માત્ર એકાદ બે રાજાઓ મળી આવશે. આ કેટલો શોકનો વિષય છે?

હરકોઇ દેશમાંના પાંચ ભાઇયોમાંથી એક ભાઇ બ્રહ્મવિદ્યાપુર જોઇયે, બીજો ક્ષાત્રવિદ્યા શૂર જોઇયે, ત્રીજો વૈશ્ય (વ્યાપાર) વિદ્યાવિધ જોઇયે, ચોથો કૃષિવિદ્યા સિદ્ધ જોઇયે અને પાંચમો ભિન્નભિન્ન કળા, હુન્નર પ્રવીણ જોઇયે. આ પ્રમાણે પાંચે ભાઇયો જૂદી જૂદી પાંચે કળામાં પ્રવીણ હોયતોજ એક બીજાની રક્ષા થઇ દેશની આબાદી અને રક્ષા થાય છે. આ પાંચે ભાઇયોમાં પહેલાની ફરજ ચારે ભાઇયોને ધર્મોપદેશ, ન્યાય નીતિ શિક્ષણ આપવું એ છે. બીજાની ફરજ દુશ્મનની સામે લડી ચારે ભાઇયોની રક્ષા કરી, દેશનું રક્ષણ કરવું, એ છે. ત્રીજાની ફરજ વ્યાપારથી ધન મેળવવું એ છે. ચોથાની ફરજ કૃષિકાર ધંધાથી અન્ન-ઉપાર્જન કરવું એ છે, અને પાંચમાની ફરજ જૂદાજૂદા દેશોમાં ફરી સર્વ પ્રકારના હુન્નરો શીખી, તેનો દેશમાં બહોળો ફેલાવ કરવો, તે દ્વારા ધન મેળવવું, નવીન શોધ કરવા,-એ છે.

આ પાંચમાંથી જો એક ભાઇની ખામી હોય તો તેથી આખા દેશની પાયમાલી થાય છે. આ પ્રમાણે હિન્દુસ્તાનની સમસ્ત પ્રજાના પાંચ વિભાગ થવા જોઇયે, તેમાં પણ શોકનો વિષય તો એ છેકે-હિન્દુસ્તાનમાં ક્ષાત્રવિદ્યાતો તદન નાબુદજ થઇ ગઇ છે. આ વિષયે હિન્દિ રાજાઓ અને સુધારક મંડળે બહુજ બારીકાઇથી વિચારવાનું છે.

આટલું તો નિશ્ચય છેકે-જ્યાં સુધી કોઇપણ દેશનો અમુક ભાગ સૈનિક કેળવણી સંપન્ન નથી ત્યાં સુધી તે દેશ કદિ પણ સ્વતંત્ર થવાને યોગ્ય નથી. હિન્દ હાલ આ દશાયે છે. હિન્દને સ્વતંત્ર થવા ઇચ્છા નથી તેમજ સ્વતંત્ર થવાને હજુ એ લાયક નથી. ન્યાયવાન માયાળુ બ્રીટીશ સરકાર જેવા રાજ્યકર્ત્તા તેને ભાગ્યેજ મળનાર છે. જ્યાં સુધી આપણી તન, મન રિદ્ધિ સિદ્ધિ સ્વાતંત્રને યોગ્ય નથી. ત્યાં સુધી બ્રીટીશ પિતાનું લાલન પાલન અને પોષણજ હિતકર, કલ્યાણકર અને ઉદ્ધારક છે. હિન્દુસ્તાનની કંગાલીયત અને પરતંત્ર સ્થિતિપર વિચાર ન કરીયે તો શ્રી રામચંદ્રના સમયમાં હિન્દિ પ્રજાને જે સુખ હતું તે સુખનું આ માયાળુ બ્રીટીશ સરકારનું રાજ્ય, એ દ્વિતીય સ્વપ્ન છે. હિન્દુસ્તાનમાં કેવળ પ્રજાજ વસે છે; રાજા કોઇ નથી. રાજાને

હમેશાં રાજા થવું ગમે અને પ્રજાને હમેશાં પ્રજા થવું ગમે. માટે બ્રીટીશ સરકારનો આપણી પ્રતિ જેમ વાત્સલ્ય-પ્રેમ દિન પ્રતિદિન વધે, એવા આચાર વિચારથી ચાલી સ્વામિ-ભકિતમાં આપણે નિમગ્ન થવું જોઇયે, અને આપણીજ સ્વામિ ભકિતની મુદ્રા તેમના અંતરમાં મુદ્રિત થાય એવું સદ્વર્ત્તન આપણામાં સતત્ રહેવું જોઇયે.

આપણી સરકારને આપણે વિનતિ કરવાની એ છે કે-અમ હિન્દ પ્રજાને જેવી રીતે કેળવણીથી આપે પરિપૂર્ણ કરી સુધારી અને સુધારોછો તેજ પ્રમાણે સૈનિક-કેળવણીમાં અમે તદ્દન પછાત છિયે તો એ કેળવણીમાં પણ અમારામાંના જે જે પુરૂષો તે તે કળા શીખવાને માટે ઇન્તેજાર છે તેમને તે તે કળામાં પ્રવીણ કરવા જોઇયે, અને તત્ પશ્ચાત્ મોટી મોટી પદવીયે નિયત્ કરવા જોઇયે,-આ પ્રમાણે જો થશે તો એ નિશ્ચય છે કે હિન્દુસ્તાનમાંથી ન્યૂનમાં ન્યૂન ત્રણ લાખ જેટલા વીરો એવા નીકળશેકે સામા પક્ષના અસંખ્ય દુસ્મનોના સીપાઇયોને હંફાવી શકશે, એમાં કંઇ શક જેવું નથી. હિન્દી પ્રજામાં સ્વામિ-ભક્તિ અને જુસ્સો છે પરંતુ માયાળુ સરકાર તરફથી જેવું જોઇયે તેવું ઉત્તેજન, સાધન અને છૂટ નથી. હિન્દના કેટલાક ક્ષાત્ર વીર પુરૂષોને તો ત્યાં સુધી સ્વપ્ન આવે છે કે-અમારા કદરદાન માયાળુ મુકુટમણિ બ્રીટીશ રાજ્યકર્ત્તાનું સાર્વભૌમ ચક્રવર્તી રાજ્ય કેમ ન થવું જોઇયે ? શા માટે અમ હિન્દી પ્રજાને જેવી જોઇયે તેવી સૈનિક કેળવણી આપતા નથી ? આ વિષયે પાર્લામેન્ટ કેમ ઉંઘે છે ? શું પાર્લામેન્ટ આટલાથીજ સંતુષ્ટ છે ? શું ક્ષાત્ર તેજ, સ્વભાવ પાર્લામેન્ટમાં નથી ? અસ્તુ.

હિન્દ-પાર્લામેન્ટ.

સ્વામિ-ભક્તિની પરિપૂર્ણ છાપ આપણા હૃદયમાં અંકિત થઇ, તેજ ( છાપ ) આપણી બ્રીટીસ સરકારમાં યથાર્થ પ્રતિબિમ્બિત થાય તો પછી ઈંગ્લંડની પ્રજામાં અને હિન્દ-પ્રજામાં શું ફેર ? ઈંગ્લન્ડની પ્રજાને જે પ્રમાણે છૂટ છે તે પ્રમાણે હિન્દની પ્રજાને છૂટ આપવામાં શું દોષ ? ઈંગ્લન્ડમાં જેમ પાર્લામેન્ટથી રાજતંત્ર ચાલે છે તેમ હિન્દુસ્તાનમાં હિન્દ પાર્લામેન્ટથી હિન્દ રાજ્યતંત્ર ચલાવવા માટે શું પ્રતિબંધ ? હિન્દ-પાર્લામેન્ટ હિન્દી કેળવાયેલા માહારાજાઓ, શ્રીમંત વિદ્વાન શેઠીયાઓ અને

ઇંગ્લન્ડના કેળવાયેલા અમીરોથી કલકત્તા, મુમ્બઇ કે દિલ્હી સ્થાપવામાં આવેતો પછી હિન્દ અને બ્રીટાનીયામાં જરાપણ ભેદનો અન્તર ક્યાં રહે ! હિન્દ અને બ્રીટાનીયા એક રૂપજ થઇ જાય આ પ્રમાણે વ્યવસ્થા થવાથી, બ્રીટાનીયા માટે હિન્દ, અને હિન્દ માટે બ્રીટાનીયા પ્રાણ અર્પે, એવું ભ્રાતૃત્વ બંધાય, એમાં કંઇ શક નહિ. પરંતુ આ ઉદ્‌ગાર હિન્દ–પ્રધાનને ચમકાવશે કે આનંદ આપશે ! એ પ્રથમથી કેમ જાણી શકાય ?

અમેરિકા, આફ્રિકા, જાપાન અને યુરોપીય બીજાં રાજ્યોમાં આપણા પ્રતિનિધિયો, વ્યાપારિયો, વ્યાખ્યાનકારો અને પત્રકારો હિન્દ પ્રજા તરફથી રહેવા જોઇયે, અને દરેક સ્થળેથી–હ્યુમન–બ્રધર્સ–નામનું પત્ર આપણા પત્રકારો તરફથી નીકળવું જોઇયે. એ પત્રનો મૂખ્ય ઉદ્દેશ એજ હોવો જોઇયે કે–સર્વ વિદેશી ભાઇયો સાથે મૈત્રિ દિન પરદિન વધતી જાય, વ્યાપાર વિદ્યા, કળામાં વૃદ્ધિ થવાના ઇલાજ યોજાતા જાય અને હિન્દુસ્તાનની હાલની સ્થિતિ વિશે તેમને માહિતગાર કરવામાં આવે. અસ્તુ.

**કુસુમ**—પ્રિય હૃદયેશ ! તરંગશંકરભાઇના વિચાર–સાગર તરંગોતો છેક ગગન સુધી અફળાયા છે હો ! તેમાંના કેટલાક તરંગોતો હિન્દને લાભપ્રદ અને ભવિષ્યમાં ફલપ્રદ છે અને કેટલાક તરંગોતો માત્ર તરંગોજ છે.

**સર૦**—કુસુમ ! એમનું નામાભિધાનજ તરંગશંકર છે વળી કવિ છે માટે એમના તરંગો છેક ગગનની ખબર લે એમાં શી નવાઇ! પરંતુ આવા પુરૂષો પણ હિન્દની સામ્પ્રત સ્થિતિને પથ્ય અને પુષ્ટકર છે.

**કુસુમ**—પરન્તુ એ તરંગો આડી અવળી ગતિમાં ઉપડે તો તો પછી સાગરનાયે ન રહે અને આકાશનાયે ન રહે.

**સર૦**—સમય, સ્થિતિ અને અનુકૂલ હવાનું લક્ષ્ય રહેતો એ તરંગોને ઉની આંચે ન આવે ! તરંગશંકરને સામ્પ્રતિક સમયના બોધ પાઠનું જ્ઞાન અને નિદિધ્યાસન છે.

**કુસુમ**—એ પણ આપના મિત્ર છે માટે કાચા નજ હોય.

પ્રિયચંદ્ર! આપને અનુકૂલ હોયતો આજ હું આપણી કલ્યાણ-ગ્રામની ફીમેઇલ ટ્રેઈનીન્ગ કોલેજમાં સહજ જઇ આવું.

**સર૦**—કુસુમ! એની વ્યવસ્થાપકજ તું છે પછી આજ્ઞા લેવાની શી આવશ્યકતા!

ગાડીવાને ગાડી તૈયાર કરી તેમાં બેસી કુસુમ કલ્યાણ ગ્રામે ગઇ.



# પ્રકરણ ૫ મું.

## દેશ–કલ્યાણના ઉદ્‌ગાર.

દેશોદ્ધાર–ઉદ્‌ગાર એજ સંચિત પુણ્ય–પુંજ છે.
પારમાર્થિક–ચિત્ત પ્રાણિમાત્ર માટે દ્રવે છે.
સાર્વ જનિક મૈત્રિજ મહત્પુરૂષનું આયુષ છે.

( લ. વ. યાદવ. )



સુસ—વાર, એતો ઠીક, પરન્તુ આર્ય પ્રજાની દુઃખદ સ્થિતિ માટે શું ધાર્યું ? પરતંત્ર, વિદ્યારહિત, કળાવિહીન, પુરૂષાર્થહીન આર્યાવર્ત્ત કયાં સુધી રહેશે ? દાસત્વ, દીનતાથી કયારે મુક્ત થશે ? સર્વ વિષયમાં પ્રજાપદથી મુકત થઇ રાજેન્દ્ર પદ કયારે ગ્રહણ કરશે ? ધન, ધાન્યના ન્યૂનત્વથી આક્રન્દ કરતાં, વિલપન્તા સંતાનોના કરૂણજનક અશ્રુ કયા ઉપચારથી કયારે સૂકવશે ? ધર્મશ્રી રાજશ્રી, ...શ્રીપદ પુનઃ કયારે સંપાદન કરશે ? ચંદ્ર ! સ્થળે સ્થળે હું આર્યને ...શ્વાસ સહિત અશ્રુપુરિત અવલોકી અનુકંપુછું. આહા ! જે ભૂમિ કાંચન, ...તા, મણિ આદિથી પ્રકાશે ! જે ભૂમિ પ્રભુશ્રી રામ, કૃષ્ણ, હરિશ્ચંદ્ર, ...ને અને વ્યાસ વસિષ્ટ઼દિથી પ્રકાશે ! જે ભૂમિ સરસ્વતી લક્ષ્મી, સીતા, ...ધિકા, મૈત્રેયિ આદિ પૂજનીય દેવિયોથી પ્રકાશે ! તે ભૂમિ આજકાલ–સાહેબ ...રી ભૂલ થઇ, આ વખતને માટે ક્ષમા કરો; નહિતો હું ભૂખે મરી જઈશ– ...યું ઉચ્ચારણ કરતા રંક દીન આર્યથી પ્રકાશે છે ! હા ! એટલુંજ કથવું ... નથી પરંતુ (તે ભૂમિપર) અન્નવિના પ્રાણ છોડતા અસંખ્ય આર્ય જીવનો ...ત થઇ, આપણી નિષ્ઠુર દૃષ્ટિને સજળ કરે છે માટે પ્રિયચંદ્ર ! તેના ...ર્ણાર્થ કંઇ ઉચ્ચ સફલ પુરૂષાર્થ સત્વર થાયતો ઉચિત.

સર૮—આહા ! કુસુમ ! શું સમય ! પ્રભુએ ભિક્ષુક અને ભિક્ષુક એ પ્રભુ. અયોધ્યા જેવી પુરીમાં જે સમયે શ્રી રામભદ્ર વિરાજતા અને તેમની પ્રભાથી સર્વ ભૂમણ્ડલના પ્રાણીયોનો જીવન-વ્યવહાર ચાલતો એ આર્યાવર્તીય અયોધ્યા પુરી કયાં અને અહુણાની કયાં ! દિલ્હી ( હસ્તિનાપુર ) માં જ્યારે યુધિષ્ઠિર આદિ ધર્મરાજ પોતાના અતૂલ પ્રભાવ શાલી અર્જુન, ભીમ આદિ બંધુ વર્ગ સહિત પ્રકાશતા એ દિલ્હી કયાં અને અહુણાની કયાં ! સ્વરિદ્ધિ ગઇ. સિદ્ધિ ગઇ. બુદ્ધિ ગઇ. સ્વશક્તિ ગઇ. સ્વકાંતિ ગઇ. સરસ્વતી ગઇ. લક્ષ્મી ગઇ.

કુસુમ ! અધિક ઐશ્વર્યમાં મદનો ઉદ્ભવ થાય છે અને મદનો ઉદ્ભવ થતાં, અન્યોન્યમાં કલહનો પ્રસ્તાવ થાય છે અને કલહનું યથાર્થ સ્વરૂપ પ્રકટતાં યાદવાસ્થલી જેવું દર્શન થાય છે. **આર્યાવર્ત્ત** ! તું આ પ્રમાણેજ પરિણમ્યો છું. જુવો ! પ્રથમ આર્ય રાજાઓની સત્તા મુસલમાનોએ, મુસલમાન પાદશાહોની સત્તા મરાઠા પેશ્વા રાજાઓએ, અને તેમની સત્તા ઇંગ્રેજ રાજ્યકર્ત્તાઓએ છીનવી લીધી. તેનાં કારણો પરત્વે પ્રધાન કારણ અવલોકશો તો આળસ્ય, પ્રમાદ, વ્યભિચાર, વ્યસન અને કુસંપ સિવાય અન્ય નથી.

પુરૂષાર્થનું પરિણામ ઐશ્વર્ય છે. અધિક ઐશ્વર્ય ( સુખ ) નું પરિણામ પરિપાક કાલે મદ છે મદનું પરિણામ દુઃખ છે અને અત્યંત દુઃખ એજ વિનાશ છે.

કુસુમ—ચંદ્ર ! ભગવન્ શ્રી રામભદ્રના સમયમાં ભારતવર્ષમાં જે સુખશાંતિ હતી તે અહુણાં પણ છે. એટલું અધિક છેકે વિદેશીય રાજ્યકર્ત્તાઓના અતૂલ પુરૂષાર્થ વિચાર અને લોક-કલ્યાણાર્થે આત્માર્પણથી નવનવી કળાઓનું સંશોધન થઇ પ્રજાને સુખ અને લાભ થયો છે.

સર૦—કુસુમ ! મહાભારતના યુદ્ધમાં અસંખ્ય દળનો સંહાર થયો અને શેષ જે બ્રાહ્મણ, ક્ષત્રીય વર્ગ રહયો તેમાંપણ ફાટાફુટ, પ્રમાદ અને આળસ્યની વૃદ્ધિ થતાં, ઉત્તરોત્તર દેશ છેક અવનત સ્થિતિને પ્રાપ્ત થયો. હવે મધ્યરાત્રી વ્યતીત થઇ છે. પ્રાતઃ સૂર્ય ભગવન્‌નો આછો ( મંદ ) પ્રકાશ ભારત-વર્ષપર પુનઃ પથરાવો શરૂ થયો છે. અસ્તુ.

પ્રિય કુસુમ! ત્હું કહે છે કે-નવનવી સૌન્દર્ય પુરિત વસ્તુ અને કળા-હુન્નરની સામગ્રીથી પ્રજા સુખી છે-પરંતુ સંતાનો અન્ન માટે ટળવળતાં હોય, લક્ષ્મીની અપ્રાપ્તિથી આંખમાં અશ્રુ ભરાતાં હોય, અને તે કપોલ માર્ગે કૃશ શરીરપર થઇ વહેતાં વહેતાં ( અન્ન વિનાના ) પાતાળ ઉદરકુપમાં સ્રવન્તા હોય, ત્યાં રમણીય વસ્તુઓ તથા નૂતન કળા-હુન્નર સામગ્રી સુખપ્રદ કે દુઃખપ્રદ? એ કુસુમ! ત્હુંજ કહે.

ભારતવર્ષીય આર્ય સ્મૃતિ, શાસ્ત્રો, શ્રુતિયોમાં જે કાળે ક્ષુદ્ર જંતુઓ પ્રવિષ્ટ થઇ, તેનો નાશ કરવા લાગ્યા, તેજ સમય યુરપવાસી ગ્રામ્ય, પુરૂષાર્થી બ્રીટનો ( ઇંગ્રેજો ) અજ્ઞાત દશા અને આળસ્યરૂપી આવરણને સર્પની કાંચળીની પેઠે ઉતારી, પુરૂષાર્થ અને વિચારવડે વિનાશ કર્ત્તાએ ક્ષુદ્ર જન્તુઓ ( ઉધેઇ ) ને ઉક્ત શાસ્ત્રોમાંથી ખંખેરી નાંખી, એ શાસ્ત્રોનું અધ્યયન, અવલોકન, મનન અને સત્વ-શોધન કરવા લાગ્યા. દેશ અને આત્મ-હિતાર્થે આત્માર્પણ કરવા લાગ્યા, અને દેશ-વિદેશ વિચરવા લાગ્યા; એજ તેમની ઉન્નત સ્થિતિનું કારણ છે. તેઓ-સ્વાતંત્રનેજ વસ્તુ સમજે છે આપણે પરતંત્ર દશામાં પ્રજારૂપે રહી, વ્યાજબી હક સાચવવામાંજ ગૌરવ માની બેઠા છિયે. એજ સૂચવી આપે છેકે-આપણામાં ક્ષત્રીય પ્રકૃતિવાન કરતાં વૈશ્ય પ્રકૃતિવાન અધિક છે અને પ્રસ્તુત ક્ષુદ્ર, કલિ સમય પણ એજ શિક્ષણ કરે છેકે-વૈશ્ય કળાવિધ થયા પશ્ચાતજ ક્ષત્રિય પ્રકૃતિવાન થવું ઉચિત છે. હાલની આર્યાવર્ત્ત પ્રજામાંનો અધિક વર્ગ ભિક્ષાન્ન વૃત્તિવાન અને કેટલોક એશ આરામમાં પ્રવૃત છે. માત્ર ન્યૂન વર્ગનેજ દેશ અને આત્મ-હિતનું ચિન્તવન છે. શ્રીમંત વર્ગ પડયા પડયા એશ આરામમાંજ સાફલ્ય માની જીંદગી પુરી કરે છે અને રંક વર્ગ ભિક્ષા માગવી-એનેજ કર્ત્તવ્ય લેખી આયુષ વ્યતીત કરે છે, એવો સમય જ્યારે આવશે કે પુરૂષાર્થ વડે વિદ્યા, કળાના પૂર્ણ અવલોકનથી પ્રજાનો અધિક વર્ગ દેશહિત, આત્મહિતને પોતાનું કર્ત્તવ્ય સમજશે, તે અર્થે જીવન હોમ આપતા થશે, દેશવિદેશ વિચરી સ્વ-પર વિદ્યાકળાનું સૂક્ષ્મ અવલોકન કરી સત્વગ્રહણ કરશે, ખેતી અને વ્યાપારની ઉન્નતિ કરશે, અને સ્વદેશીય વિદેશીય રાજ-પ્રજા

પ્રકરણીય બાબતોના પ્રજ્ઞ થશે, ત્યારેજ આર્ય ભાનુ ભારતવર્ષમાં સર્વાંશે ઉદય પામશે. બાકી ધન, ધાન્ય અર્પી પર-પુરૂષાર્થનો ભોગ અને આશ્રય, આર્યાવર્ત્ત, હજુ પણ અધિક સમય કરતો રહેશે અને આળસ્યનો અનાદર નહિ કરે તો તે કેવી અવનત સ્થિતિને પરિણમશે-એ કલ્પના પણ દુ:ખકર છે.

કુસુમ—પ્રિયચંદ્ર ! અહુણાની આપણી પ્રજામાંનો કેટલોક ભાગ, દેશોન્નતિ, વ્યાજબી હક મેળવી પ્રજારૂપે સર્વદા પરવશ રહેવામાંજ માને છે પરંતુ વિદેશ વાસ કરી ત્યાંની વિદ્યા, કળાની સૂક્ષ્મ ગઢી કુંચીયોનું કયારે તેઓ સંપૂર્ણત: અવલોકન કરશે ? કયારે સ્વદેશીય વ્યાપારિક ઉન્નતિનું ચિન્તવન કરશે ? દેશી-વિદેશીય વ્યાપાર-વિદ્યાકળાનું મંથન કરી, જ્યારે તેઓ સત્વ-સંશોધન કરશે, ધનુર્વેત્તા થશે, વિદેશીય રાજ-પ્રકરણીય બાબતોના હૃદયજ્ઞ થશે, ત્યારેજ વિનામાગે તમારા હકો સર્વ તમને મળી જશે. માટે પુરૂષ બની પુરૂષકારવડે વિદેશ સંચરી સ્વદેશીય કેળવણીને વિદેશીય મેળવણીથી યુક્ત કરો, અને એ પ્રયાસમાં અડગ રહી, દિન પ્રતિ દિન સંવર્દ્ધ પામતા રહો, પછી અવલોકો કે એનું શું પરિણામ આવે છે ? વિચારની મેળવણી વિના માત્ર પોશાકની ભેળવણી કરે શું લાભ ? પરંતુ શોકનો વિષયતો એ છેકે-ગૃહ બહાર પગ મૂકતાંજ હૃદય ધબકવા માંડે અને આંખમાં અશ્રુ ભરાય અર્થાત્ પાદસ્થ વિદ્યુત હૃદયમાં પ્રવેશે અને હૃદયની વિદ્યુત નયનદ્વારા અશ્રુરૂપે ટપકવા માંડે ત્યાં કયાં ગૃહ અને કેટલે અંતરે ઈંગ્લંડ ! અને કદાચ પ્રારબ્ધ યોગે કોઈ શુભ સંસ્કારી, સત્વગુણી. બ્રાહ્મણ કિંવા ક્ષત્રી યુવક જાગ્રત થાય અને દેશ, આત્મ-હિત અર્થે વિદેશ પ્રયાણ વિચારે તો ક્ષુદ્ર વિચારકોના ઉપહાસથી અને શ્રીમંત વર્ગ પ્રતિના દ્રવ્ય, આશ્રય, ઉત્તેજનના અદર્શનથી આશા હીન થઇ અંતે માંડી વાળવું પડે. કેવી શોકનીય દુ:ખપ્રદ વિટંબના ! પરન્તુ ફીકર નહિ, આર્ય સંતાનોને વિદેશ મોકલી, વિદેશીય સર્વ પ્રકારની કેળવણી અપાવવામાં કેટલો લાભ સમાયેલો છે ? એ સર્વ ભાઇયો હવે સમજવા લાગ્યા છે અને એ વિષયે યોગ્ય વ્યવસ્થા થવાનું મંગળાચરણ પણ થવા લાગ્યું છે. તેથી અધિકાનંદ થાય છે.

કુસુમ—દેશની ઉન્નતિ કેટલા અને કેવા પ્રકારે થાય છે ?

**સર૦**—દેશની ઉન્નતિ એકતો દેશની અવનતિના મૂલ કારણોનું શોધન કરી ત્હેનો ઉચ્છેદ કરવાથી, અને બીજું વિદ્યા, વ્યાપાર, કળા, પર્યટન, અને ઐક્યના પ્રચારથી.

**કુસુમ**—ધર્મની ઉન્નતિથી દેશોન્નતિ શી રીતે થાય છે?

**સર૦**—ધર્મની ઉન્નતિથીજ દેશની ઉન્નતિ થાય છે પરંતુ યથાર્થ કેળવણી અને અધ્યાત્મ વિદ્યાના સૂક્ષ્મ અવલોકન વિના યથાર્થ ધર્મનું દર્શન થતું નથી અને સમ્યક્ ધર્મના દર્શન વિના ધર્મ ઐક્ય બંધાતું નથી. માટે પ્રથમ દેશી વિદેશીય યોગ્ય પરિપક્વ કેળવણીની આવશ્યકતા છે.

**કુસુમ**—અધ્યાત્મ શાસ્ત્ર આદિનું પરિપક્વ પરિશીલન કરી આર્યોને ધર્મની એકતાપર લાવવા ઉપદેષ આરંભ્યો હોયતો તે ફલપ્રદ ન નીવડે? અર્થાત્ ધર્મની એકતા ન થાય? અને પશ્ચાત્ વિદ્યા, કળા, વ્યાપારની વૃદ્ધિ કરવા વિચાર્યું હોયતો તે ઉચિત નહિ?

**સર૦**—કુસુમ! પૂર્વાપરથી આપણે અવલોકતા આવીયે છિયે કે સૃષ્ટિના દર્શન થયાં ત્યારથી આર્ય અને અનાર્ય (દસ્યુ) બંને વર્ગ પ્રતીતિમાં છે કેવળ આર્યના અસ્તિત્વથી પણ સૃષ્ટિ દર્શન નથી અને કેવળ અનાર્યના અસ્તિત્વથી પણ સૃષ્ટિ-દર્શન નથી કારણ કે સમ્યક્ જ્ઞાની સ્વરૂપમાંજ સ્થિતાનંદ હોવાથી સૃષ્ટિ અવકાશ નથી અને અનાર્યના સમૂહથી પણ અન્યોન્યમાં કલહ થઇ સૃષ્ટિનો અંત આવે. માટે સૃષ્ટિના દર્શનથીજ આર્ય અને અનાર્ય બંને વર્ગ સદાથી છે. કદાચ જો કોઇ સુધારક સર્વને આર્ય કરવા ધારે કે સર્વને અનાર્ય કરવા ધારે તો તે વિચાર તેનો વંધ્યા પુત્ર સમાન છે પરંતુ એમ તો પ્રત્યક્ષ અને સંભવિતજ છેકે જે દેશમાં અધિક જ્ઞાની વર્ગ અને ન્યૂન અજ્ઞાની વર્ગ, તે દેશની ઉન્નતિ થાય છે અને તેથી પ્રતિકૂલ હોય તો અવનતિ થાય છે.

કુસુમ! પ્રારબ્ધ-કર્મ દ્વીવિધ હોય છે. ૧ ઉત્તમ ૨ નિકૃષ્ટ ઉત્તમ પ્રારબ્ધ-કર્મમાં જ્ઞાની (આર્ય) વર્ગ સ્થિત છે અને નિકૃષ્ટ પ્રારબ્ધ-કર્મના પ્રવાહમાં અનાર્ય સ્થિત છે. પ્રારબ્ધાનુસાર અર્થાત્ પૂર્વ ઉદ્યોગાનુસાર મનુષ્ય માત્રનું વર્ત્તન થાયછેજ. ભોગ સિવાય પ્રારબ્ધનો ક્ષય નથી. સર્વની બુદ્ધિ સૂક્ષ્મ અને સરખી હોતી નથી અને સર્વની મતિ એક સરખી નહિ હોવાથી

મનુષ્યને એકી વખતે તત્કાલ જ્ઞાન થતું નથી, અને વિચારની એકતા પણ થતી નથી. જ્યાં સુધી મનુષ્યની ( પ્રારબ્ધ-કર્મ વિરચિત) બુદ્ધિ ભિન્ન ભિન્ન છે ત્યાં સુધી 'ધર્મ-ઐકય' દર્શન અતિ દૂર છે. માટે પ્રથમતો જ્યારે દેશી વિદેશીય વિદ્યાના પૂર્ણ સૂક્ષ્મ અવલોકનથી સરસ્વતી-આવાગમન અને કૃષિ, કળા, તથા વ્યાપારિક ઉન્નતિના શોધન અને ઉત્કર્ષથી લક્ષ્મી દર્શન પુનઃ થશે, તથા એ દ્વીદેવિયો આર્ય મસ્તિકાલયમાં પુનઃ પ્રકાશશે ત્યારેજ સર્વની મતિનું ઐકય બંધાઇ, અને મત-ઐકયથી રિદ્ધિ સિદ્ધિ, સંધાઇ, આર્યભાનુ પુનઃ આર્ય, આર્યા, અને આર્યાવર્ત્તમાં પ્રકાશવા માંડશે અને ત્યારે માતુઃશ્રી ( આર્ય માતા ) ભૂમિ ભગવતિ પણ હરિશ્ચન્દ્ર, યુધિષ્ટિર જેવાં રત્નોનો પુનઃ જન્મ આપશે.

કુસુમ—પ્રિયચંદ્ર! કેળવણી ( વિદ્યા ) વિના મત-ઐકય નથી, મત ઐકય વિના ધર્મ-ઐકય નથી અને ધર્મ-ઐકય વિના દેશોન્નતિ નથી ત્યારે શું આજ કાલ કેટલાક સુધારકો ધર્મની, જ્ઞાતિની અને ભાષાની એકતા માટે અસરકારક વ્યાખ્યાનો આપે છે એ શું નિરર્થક!

સ૨૦—નિરર્થકજ. કારણકે કુસુમ! હું અવલોકતીજ હઇશ કે કેટલાક સુધારકો ઉક્ત ત્રણની એકતા માટે બુમો પાડી ગળાં બેસાડી દેતાં પણ અંતે કંઇ ન વળવાથી નિરાશ થઇ ઝુરે છે અને પછી સ્વ-આજીવિકા ઉપચારમાં લીન થઇ ક્ષુદ્ર જીવવાન બની આયુષ પુરૂં કરે છે પરંતુ તેઓને જ્ઞાત નથી કે ધર્મની, જ્ઞાતિની, ભાષાની એકાએક એકતા થવી એ સમુદ્ર આચમન કરવા તુલ્ય છે. સુધારકો! જરાતો વિચારો કે સર્વના પ્રારબ્ધ-કર્મ ભિન્ન ભિન્ન છે તેથી મતિ પણ ભિન્ન ભિન્ન છે. જ્યારે મતિ ભિન્ન ભિન્ન છે ત્યારે વર્તન પણ ભિન્ન ભિન્ન છે. માટે નિરર્થક બરાડા પાડે શું વળે? માટે પ્રથમ નિકૃષ્ટ પ્રારબ્ધ-કર્મના ક્ષય માટે અને ઉત્તમ પ્રારબ્ધ કર્મના બંધારણ માટે વિચારો.

કુસુમ—પ્રિય! એના માટે શું વિચાર અને સંસ્થા ઉત્તમ છે કે જેથી ઉત્તમ પ્રારબ્ધ બંધાય?

સર૦—પ્રિય કુસુમ ! પ્રારબ્ધ–કર્મનો વિધ્વંશ કર્તા જ્ઞાન છે, જ્ઞાનનો ઉત્પાદક દેશી વિદેશીય વિદ્યા, કળા છે અને વિદ્યા–કળાનો પ્રકાશક ઉત્તમ પુરૂષાર્થ છે. પકવકાલ પર્યંત બ્રહ્મચર્ય સેવનથી, દેશ વિદેશ વિચરવાથી, વ્યાપારિક ઉન્નતિથી, એકત્ર મળી સભા સંસ્થાથી, મત–ઐક્યથી, સંસાર–સુધારાથી અને સર્વ પ્રકારની સૂક્ષ્મ કેળવણીથી લોક—કલ્યાણ સધાય છે.

કુસુમ—ખરેજ ચંદ્ર ! પ્રારબ્ધને રચનાર પુરૂષાર્થજ છે અને જે રચનાર છે એજ વિખેરનાર પણ છે. જેની પાસે યંત્ર યોજવાની રીતિ છે તેની પાસે યંત્ર વિભાગ પ્રથક્ કરવાની પણ કળા છે, આપણા આર્ય ભાઇયો પાસે તો માત્ર લક્ષ્મી અને ઓરડર છે પરંતુ ધન વ્યયકરી પર–પુરૂષાર્થનો ભોગ તેઓ ક્યાં સુધી કરશે! ધન ખુટયું કે તેમના ઓરડરનો કયા બ્રીટન વ્યાપારીયો સત્કાર કરશે ? યંત્ર મંગાવવાના ઓરડરને સ્થાને યંત્ર બનાવવાની રીતિયોના ગ્રંથો મંગાવવા ઓરડર છોડો, અથવા તત્ર જઇ તેનું સૂક્ષ્મ અવલોકન કરો, અને તેમ નહિતો આપણા હિન્દી કારીગરોના સંતાનોને ત્યાં મોકલી ત્યાંની કળા હુન્નરનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરાવો; એમ નહિ થાયતો આર્યાવર્તમાં હવે માત્ર જૂજ શ્રીમંત વર્ગ રહ્યો છે તે પણ થોડા સમયમાં રંક અને ભિક્ષુક થઇ જશે.

અત્રથી કેટલો કાચો માલ વિદેશ ચડે છે ? પુનઃ એ કાચો માલ હિન્દુસ્તાનમાં કેવી નવનવી ચિતાકર્ષક વસ્તુઓ રૂપે આવે છે અને એ આવેલી રમ્ય વસ્તુઓને આપણે કેટલા હર્ષથી મ્હો માગ્યા દામ આપી ખરીદીયે છિયે તેમજ એ કાચા માલની બનેલી મનહર વસ્તુઓને સંગ્રહી તેને બદલે અતૂલ દ્રવ્ય રૂપ પાકો માલ આપણે વિદેશ પહોંચતો કરીએ છિયે, વિચાર કરતાં કાચો માલ પણ આપણો છે નાણારૂપ પાકો માલ પણ આપણો છે, અને વિદેશી કારીગર ભાઇયોની તો માત્ર મહેનતજ ( પુરૂષાર્થજ ) છે. આ આપણા પુરૂષાર્થ, ડહાપણ ( અને હિન્દના કમાઉ બુદ્ધિમાન પુત્રો ) ની થોડી બલીહારી છે ! અસ્તુ.

આજકાલ આર્યાવર્તમાં અસંખ્ય ભિન્ન ભિન્ન નામ, રૂપ ધારણ કરવા વાળી સભાઓ સ્થપાઇ છે પરંતુ શોકનો વિષય

છે કે-અદ્યાપિ પર્યંત તેનું જેવું જોઇયે તેવું લાભપ્રદ પરિણામ આવ્યું નહિ; તોપણ ઘણાક આર્યો, વિદ્યાર્થીયો બ્રીટન જતા થયા છે એ પણ ઉત્કૃષ્ટ થયું છે.

**સર૦—**કુસુમ ! આ વિષયે આગળ ચર્ચા આપણે બીજે પ્રસંગે ચલાવીશું.

**કુસુમ—**જેવી પ્રાણેશની ઇચ્છા.



# પ્રકરણ ૬ ઠું.



## દેશોત્કર્ષનો પ્રબળ પ્રવાહ (ચાલુ)

દેશ, ધર્મ અને આત્મ-હિતના અંકુરો જે જીવનમાં જીવે છે તેજ નર છે.

(લ. વ. યાદવ.)



કુસુમ—પ્રાણેશ ! શું આર્યોને માત્ર તેમના [1]પોશાક, ખાનપાનની રીતિ અને તેમની સાંસારિક કેળવણીના અનુકરણમાંજ માત્ર સ્વદેશ ઉન્નતિ સમજાય શું ? આવતાં વેંતજ ફેશનેબલ ડ્રેસ, ખાનપાનાદિ વસ્તુઓ અને યાંત્રિક સરસામાન માટે ઓરડરો એકદમ છોડવાનું મંગળાચરણ આદર્યું અને લક્ષ્મીને હડસેલવા માંડી. આર્યો ! વિદ્યા, જ્ઞાન પ્રાપ્ત કર્યા છતાં તમને મનમાં સહજ એમ નથી થઈ આવતું કે–રંક થયેલા આપણા સ્વદેશને પુનઃ લક્ષ્મીથી શણગારવા, ધૂર્ત નહિ પણ સમયાનુવર્તી શાણા બ્રીટન ભાઇયો પાસેથી આપણી લક્ષ્મી પુનઃ મેળવવા મનન કરી યોજના રચીયે ? ત્યારે બ્રીટન પ્રયાણતો માત્ર સ્કયુ, બુચ, અને લવનો યોગ કરવાંજ કે શું ? વા અસંખ્ય દ્રવ્ય ખરચી પચીસ પચાસનો ઝબોજ લાવવામાં કે શું ? અસ્તુ.

ત્યારે ચંદ્ર ! હવે તમે દેશની ઉન્નતિ માટે શીવ્યવસ્થા કરવી ઉચિત ધારો છો ?

સર૦—મનુષ્ય માત્રને જ્ઞાન–પ્રકાશ બે પ્રકારથી થાય છે. એકતો અંતઃ અર્થાત્ સ્વતઃ થી, બીજું બાહ્ય અર્થાત્ પર–પુરૂષાર્થથી. હવે અંતઃ અર્થાત્ સ્વતઃ જે જ્ઞાન પ્રકાશ થાય છે તે ચિર્ નિત્ય છે અને પર–પુરૂપાર્થથી જે બાહ્ય જ્ઞાન પ્રકાશ થાય છે તે અલ્પાયુષી છે. વસ્તુતઃ પર–પુરૂષાર્થથી સ્વ–પુરૂષાર્થ જાગ્રત થાય છે અને સ્વ–પુરૂષાર્થથી જ્ઞાન–પ્રકાશ થાય છે.

---

૧ માત્ર પોશાકમાંજ ફેરફાર કરવો એ ઉચ્ચ રીતિ નથી પરંતુ પોશાકના ફેરફાર સાથે ક્ષુદ્ર વિચારો ત્યાગવા અને ઉત્તમ વિચારો ગ્રહણ કરવા એજ લાભ પ્રદ છે.

**કુસુમ**—ચંદ્ર ! આપના આશયનો મર્મ હું સમજુ છું તોપણ હજુ સ્પષ્ટ (સ્ફુટ) રીતે અને વિસ્તારથી કહો.

**સર૦**—ગુરૂ, શાસ્ત્ર અને સમયે દર્શાવેલા માર્ગે પુરૂષાર્થ વડે સ્વેચ્છાએ પ્રેમ-પૂર્વક ગમન કરતાં કરતાં એક તો જ્ઞાન-પ્રકાશ થાય છે. અને દ્વીતિય-બલાત્કારથી કોઇ ધક્કો મારી અથવા બે હાથ પકડી તે માર્ગે ખેંચી લઈ જાયતો તેથી પણ જ્ઞાન-પ્રકાશ થાય છે પરંતુ આ જ્ઞાન-પ્રકાશ પર પુરૂષાર્થી હોવાથી-શેઠની શીખામણ ઝાંપા લગી-એ કહેવત અનુસાર અલ્પકાલ રહે છે.

**કુસુમ**—ત્યારે પ્રેમ પૂર્વક સ્વેચ્છાયે ગુરૂ, શાસ્ત્ર, અને સમય,-એ નીતિ, રીતિ અને કેળવણીને અવલંબી વર્ત્તન કરનારો વર્ગ તો આર્યાવર્ત્તમાં બહુ ન્યૂનજ પ્રતીત થશે. માટે જ્યાં સુધી અજ્ઞાની જનતું ત્રાજવું નમેલું છે ત્યાં લગી દેશોન્નતિનું દર્શન વાયુદેવતામાં વિધવિધ રૂપ, રમણીયતાની રચના જેવું છે.

**સર૦**—કુસુમ ! ઉગતા મુગ્ધ છોડને જેમ વાળીયે તેમ વળી શકે છે. જે બાજુ તે છોડ વળેલો છે તે તરફ અધિક વાળશું તેમ અધિક વળશે અને તેની સમીપની બાજુએ જો વાળશું તો તેથી કંઇક ન્યૂન વળશે; પરંતુ જે બાજુએ તે વળેલો છે તેની સામેની બાજુએ વાળશું તો એકાએક વળશે નહિ એટલુંજ નહિ પરંતુ યુક્તિ વિના વાળવા પ્રયાસ કરશું તો તેનો નાશ પણ થશે. વળી એ છોડને પૂર્ણ યુવાવસ્થામાં આવ્યા પછી જો પ્રતિકૂલ બાજુએ વાળવા યત્ન કરશું તો તો વિશેષતઃ એનો નાશ થવાનોજ સંભવ; અને છોડનો જન્મ થતાં તે ગમે તે એક બાજુએ તો વળેજ છે. વળી તેને પૃથ્વીની, જળની, વાયુની સમીપસ્થ સજાતીય વર્ગની, મુખ્યત્વે કરી પોતાના ઉછેરનારની અને સ્વ-પ્રારબ્ધિક શક્તિની જેવી સંગતિ થાય છે તેવા સંસ્કારરૂપ તેનું બનવું અને સ્થિત્ થવું થાય છે. તદ્નુસાર મુગ્ધ બાલ અને બાલાઓ પણ બાલ્યા વસ્થાથીજ પ્રારબ્ધ-કર્માનુસાર ભિન્ન ભિન્ન વિષય પ્રતિ વળેલાંજ હોય છે. આટલું તો સર્વ આર્યને ખાસ ધ્યાનમાં લેવાનુંજ છેકે-બાલ બાલાઓના મુગ્ધ તનમનને વિદ્યા અને વયથી પરિપકવ કરતાં સુધી તેમને ઉચ્ચ-દર્શન, અને ઉચ્ચ-સંગતિમાં થઇને પસાર થવા દેવાં જોઇયે, કારણ કે મુગ્ધ ચિત્તપર કોઇપણ દર્શનનો સજ્જડ, સચોટ પટ

બેસી જાય છે તો તે પછી એકાએક દૂર થવો કઠિન થઈ પડે છે. હું તો માત્ર આર્યાવર્ત્તની ઉન્નતિનું અધિક વિવરણ નહિ કરતાં માત્ર એટલુંજ સૂચવવું ઉચિત ધારૂં છું કે-સ્વ-સંતાનોને પક્વ વય થતાં સુધી, યોગ્ય કેળવણી સહ, ઉચ્ચ-વસ્તુ દર્શન, ઉચ્ચ વિષય-દર્શન, અને ઉચ્ચ જીવન-દર્શન વચે પસાર થવા દીધાં હોય અને ક્ષણે ક્ષણે તેમના વર્ત્તન પ્રતિ લક્ષ્ય આપ્યું હોયતો, ગ્રેજ્યુએટો થતાં પણ—વેદાન્તિ પશુ, શુક પાઠી-આદિ વિશેષણોને પાત્ર તેઓ થાય નહિ. આહા ! આર્યોની પ્રથમની રીતિયો કેવી ઉત્તમ હતી ? સ્વયંવરની રીતિ કેવી અત્યુત્તમ છે ? એ સૂક્ષ્મ અવલોકનકારનેજ તેના મિષ્ટ ફલનું જ્ઞાન છે. આહા ! સ્વયંવર કે જેની સંસ્થાથી બાળલગ્ન, પુનર્લગ્ન આદિ શબ્દો સ્વપ્નમાં પણ સંભળાતા નથી ! પ્રથમ આર્ય સંતાનો પક્વ વય થતાં સુધી બ્રહ્મચર્ય-સેવનના પાલન સાથે સકલ વિદ્યા, કળાનું પૂર્ણ, પક્વ અધ્યયન, અવલોકન આચાર્ય સમીપજ રહી કરતા; અને ત્યાંસુધી સ્વ-ગૃહનું, સ્વ-પુરનું, સ્વ-માતાનું અને સંસારનું દર્શન પણ થતું નહિ, અને ત્યારેજ પક્વ વય સુધી બ્રહ્મચર્ય વ્રતના પાલનથી તેમનું તન-સ્વાસ્થ્ય, સામર્થ્ય અધિક બલવત્તર થતું અને સામ્પ્રત ( હાલના ) વિદ્યાર્થીયો પ્રતિથી,-સ્લાઇટ હેડેક, ( સહજ માથું દુઃખવું ) એ લીટલ ફીવરીશ ( સહજ તાવ આવવો ) અને કન્ઝમ્પશન ( ક્ષય ) આદિની બુમ આવે છે તે આવતી નહિ. તેમજ કેળવણીપર ત્રાસદાયક અપવાદ મૂકાય છે તે મૂકાત નહિ. ખીચોખીચ વસ્તીવાળા પ્રદેશના નિવાસથીજ બાળકની તનઃ સ્વાસ્થ્ય-સંપત્તિને નુકશાન પહોંચે છે. માટેજ શાળા-સંસ્થા શહેરથી દૂરજ જોઇયે. વિદ્યાર્થી અવસ્થામાં ગૃહ-નિવાસથી, વિદ્યાર્થીના હૃદય, મન, તન ભીરૂ અને નિર્બળ બને છે. માતૃ-સ્નેહ, અને સાંસારિક સર્વ દૃશ્ય વિષયો, વિદ્યા પ્રતિથી તેમને પોતા તરફ આકર્ષે છે અને તેથી વિદ્યા, કળા, બ્રહ્મચર્યસેવન આદિ પ્રતિ અભાવ થઇ અપક્વ વયમાં વિદ્યાશાળામાંથી નિકળી તેઓ સંસાર-શાળામાં પડે છે અને અપુખ્ત વયમાંજ તેઓ તન, મનનો સ્વતઃ વિનાશ કરે છે માટેજ પૂર્વે આર્ય મહર્ષિની સ્વયંવર અને યોગ્ય વય થતાં લગી વિદ્યા પ્રાપ્તિ નિમિત્ત સ્વ-સંતાનો શિષ્ટ આચાર્યનેજ સુપ્રત કરવાની, તેમની રીતિ, ઉચ્ચ શ્રેણિની હતી.

કુસુમ—ચંદ્ર! આપે દ્વીવિધ જ્ઞાન-પ્રકાશની ચર્ચા અપૂર્ણ મૂકી તે વિશે આગળ વિવેચન કરો.

ચંદ્ર—હવે બાળકોને બાલ્યાવસ્થાથીજ જે વિદ્યા પ્રતિ વાળ્યાં હોય તે તરફ તેઓ ત્વરાયે વળે છે. હઠથી અને બલાત્કારથી તેમને કોઇ વિષય પ્રતિ વાળવાથી તેમનું તન અને મન-સ્વાસ્થ્ય (અદૃશ્ય-પણે) બગડે છે. માટે શનૈઃ શનૈઃ યુક્તિપુરઃસર નિંદ્ય વિષય પ્રતિથી વાળી લઇ, ઇચ્છિત વિષયપર લઇ જવામાં વિવેકવાપરવો, અને એ પ્રમાણે કેળવણીની સીઢીએ તેમને ચડાવતાં, આપણા વગર ઉપદેશે અને વિના વ્યાખ્યાને એમના મનોમય કોપમાંથી સ્વતઃજ એવો ધ્વનિ પ્રકટી નિકળશે કે—દેશ અને આત્મ-ઉન્નતિમાંજ જન્મ-સાફલ્ય છે. સિવાય બાલ્યકાલ જો તેમનો નિંદ્ય વિષય વસ્તુ-દર્શનમાં, નીચ સંગતિમાં, અને અવિદ્યારૂપ મૂઢ દશામાં વ્યતિત થયો હોયતો, પછી, તે સંસ્કારોથી પક્વ અને પૂર્ણ થયેલું તેમનું યોવન-જીવન, સદૃઉપદેપ, કેવી રીતે ગ્રહણ કરી શકે? અર્થાત્ નજ ગ્રહણ કરી શકે. બાલ (વિષય) હઠ છોડવવી મુશ્કેલ છે પરંતુ યુક્તિથી સેહેલ છે. તરૂણ પુરૂષની વિષય-હઠ શિક્ષાથી, દણ્ડથી, વખતે છોડવી શકાય છે પરંતુ તે માત્ર ઉપર ઉપરથીજ. માટે બાલ્યકાળમાં બાળકનેજ જે વિષય પ્રતિ વાળીયે તે વિષય પ્રતિ વળી શકે છે. બાળક શું, યુવાન શું, કે વૃદ્ધ શું, સર્વને જે વિષયમાં મન (પ્રેમ) હોય છે તેજ વિષય તેને સાધ્ય થાય છે. બલાત્કારે પર-પ્રેરિત મનથી કોઇપણ વિષયનું યથાર્થ હાર્દ સમજાતું નથી, માટેજ જ્યાં સ્વાત્મ-પ્રેરિત મન ત્યાંજ ફલસિદ્ધિ.

મનુષ્ય માત્રને મનની પુષ્ટી માટે અર્થાત્ મન બુદ્ધિને સૂક્ષ્મ બનાવવા અર્થે સંસારિક વિષમ વિષયોથી વિયુક્ત કરી. બાલ્ય-કાલથીજ તેમને ઉચ્ચ પ્રકારની કેળવણી આપવાની આવશ્યકતા છે અને તનઃ પુષ્ટી માટે બ્રહ્મચર્ય સેવન, આયુર્વેદ અધ્યયન, શારીરિક વ્યાયામ, અને યેગ્ય ઉંમર થતાં લગી ગ્રહ-સંસારનું અદર્શન અને સાંસારિક જન્તુઓથી વિમુખ નિવાસ, આદિ વ્યવસ્થાની જરૂર છે.

કુસુમ—આજકાલ ગ્રેજ્યુએટોનું દર ઉભરાઇ જતું અને ગમે તે સ્થાને ગોઠવાઇ જવા પ્રયાસ કરતું જોવામાં આવે છે એ શું કેળવાયેલો વર્ગ ન કહેવાય?

સર૦—ગમે તેવી એમ. એ. એલ. એલ. બી. ની મુદ્રા ( છાપ ) મેળવી, ગમે તેવા ચંદ્રક ( ચાંદ ) અને એ, બી, સી, ડી ના અક્ષરો ( ઇલકાબો ) મેળવ્યા, તદપિ જ્યાં સુધી તેઓના વિચારમાં વિદ્યા પ્રાપ્તિ કરવાનો ઉદ્દેશ, માત્ર ઉદર–પોષણાર્થે, સ્વ–સન્માનાર્થે, અને મન વાંચ્છિત વિષય વસ્તુ–ભોગ નિમિત્ત છે ત્યાં લગી વિદ્યાનું અંતર્ તેમણે અવલોકયુંજ નથી. વિદ્યાથી અવિદ્યા બાધિત થઇ જાય ત્યારેજ વિદ્યા ગ્રહણ કરી કહેવાય. કીડી જેવાં અલ્પ પ્રાણીયો પણ પોતાના ઉદર માટે પૂર્ણ પુરૂષાર્થ અહોનિશ કરી રહેલાં જોવામાં આવે છે ત્યારે મનુષ્ય દેહ ધારણ કરી અને વળી વિદ્યા ગ્રહણ કરી અધિક શું કર્યું ?

ભ્રાતૃગણ ! વિદ્યા ગ્રહણ કરવી શાને માટે ?
દેશને અને સર્વ ભાઇયોને વિદ્યાવાન કરવાને.
લક્ષ્મિ મેળવવી શાને કાજે ?
દેશ અને ભાઇયોની સેવા અને તેમને લક્ષ્મીવાન બનાવવા અર્થે.
કળા હુન્નર વ્યાપારમાં પ્રવીણ શા માટે થવું ?
દેશને અને બંધુઓને કળા, હુન્નર અને વ્યાપારથી પરિપૂર્ણ કરવા, અને તે દ્વારા દારિદ્રયનો વિનાશ કરવા.
પર્યટન શા માટે કરવું ?
દેશ–સુધારા અને દેશ–ઉન્નતિ માટે.
બ્રહ્મચર્યવ્રત શા માટે પાળવું ?
તન, મનના સ્વાસ્થ્ય અને દેશોન્નતિરૂપ વિદ્યા, કળા ઉપાર્જન અર્થે.
કૃષિ, રસાયનિક, અને વ્યાપારિક ઉન્નતિ શા માટે કરવી ?
રંક થયેલા ભારતવર્ષને ( સુવર્ણ ભૂમિને ) પુનઃ લક્ષ્મી અને રત્નાલંકારથી અલંકૃત કરવાને.
કોન્ગ્રેસ, પ્રદર્શન, સોસીયલ કોનફરન્સ રસાયનિક શોધખોળ અને ઇંગ્લંડમાં હાઉસ ઓફ ઇન્ડીયન્સ શા માટે સ્થાપવું ?

દેશ-કલ્યાણ માટે.

કેવી રીતે ?

બાલ્ય-કાલથીજ આર્યાવર્ત્તના બ્રહ્મપુત્રો, ક્ષત્રીયપુત્રો, વૈશ્ય-પુત્રો, અને શુદ્ર પુત્રોને, યુરપ, અમેરિકા, જાપાન આદિ સ્થાને મોકલી સૌ સૌને તેમની ઇચ્છાનુસાર સર્વ પ્રકારની વિદેશીય કેળવણી લેવરાવવી અને તેમાં ઉચિત લાગે સ્વદેશીય યોગ્ય મેળવણી પણ કરાવવી.

કેળવણી પામેલા આર્યાવર્તીય નૃપત્તિ મંડળને, શ્રીમંત વર્ગને, અને દેશ-સુધારકોને આ વ્યવસ્થા કરવી કઠિન નથી. કેળવણી એવા સૂક્ષ્મ પ્રકારની અપાવવી જોઇયે કે દરેક સુંદર વસ્તુ પ્રાપ્તિ માટે વિદેશ ઓરડર લખાતા ઓછા થાય, અને બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય, અને શુદ્ર સર્વેની સ્વ સ્વ વિદ્યા અને તેના સાહિત્ય સર્વે આર્યાવર્ત્તમાંથીજ મળી આવે, અને તે પણ વિદેશથી અધિકાંશે લાભપ્રદ અને સૌન્દર્ય-પૂર્ણ.

મ્હારો એ મત નથી કે-વિદેશ સાથે સર્વ પ્રકારનો વ્યવહાર બંધ કરવો, પરંતુ વિદેશીય વિદ્યા, કળા, હુન્નર કરતાં સ્વદેશીય વિદ્યા, કળા, હુન્નર અધિક સૌન્દર્ય-પૂર્ણ કરવાં, તેમજ જેમ હાલ આપણે ઇંગ્લંડ ઓરડર છોડીયે છિયે તેમ વિદેશીય બંધુઓ અત્રથી સર્વ પ્રકારની વસ્તુઓ મગાવતા થાય.

ભાઇયો ! સૈનિક કેળવણી શું કે રાજકીય કેળવણી શું કે વ્યાપારિક કેળવણી શું ! સર્વ પ્રકારની ઉચ્ચ કેળવણી ગ્રહણાર્થે આજકાલ સર્વ જન-મંડળ બ્રીટન, અમેરિકા અને જાપાન પ્રતિ વળે છે તે પુનઃ આર્યાવર્ત્ત પ્રતિ, આર્યમંદિરમાં વિદ્યા, કળા મેળવવા નિમિત્ત જ્યારે પ્રયાણ આદરશે, ત્યારેજ ભારત ભાનુ ભારતવર્ષમાં પુનઃ પ્રકટયો કહેવાશે, અને આર્ય બાળાઓ-પુનમ પ્રગટયોરે સજની-એ ગીત ગાય છે તે સર્વ ભાઇયોને ત્યારેજ મનહર, પ્રિય લાગશે.

**કુસુમ**—ચંદ્ર ! એ શુભ દિન કયારે આવશે ? આર્યોને સહ-લક્ષ્મી વિચાર, મતિમાં ખરેખરા આર્ય અને ભાઇ બ્રીટનના ગુરૂ પદે કે વડીલ બંધુ પદે કયારે અવલોકશું ? એ સમયને વધાવવાને, ભારત ભવિષ્ય વેત્તાઓ ! હજુ કેટલી વાર છે ? કેવી વ્યવસ્થાથી ?

કેવા પ્રકારથી ? કેવા વર્તનથી ? કેવા આચાર વિચારથી આપણે એ મંગળ દિન સમીપ આવેલો અનુભવીશું ?

**ચંદ્ર**—કુસુમ ! જ્યારે આર્યાવર્ત્ત દ્વિતીય ઇંગ્લન્ડ થશે, અર્થાત્ તન-પુષ્ટી અને મન-કેળવણીના સર્વ પ્રકારના વ્યાપારમાં, વિચાર વહનમાં, પુરૂષાર્થમાં, ઐક્યમાં સમાન થશે, બ્રીટનની ગલીયે ગલીયે આર્યો નજરે પડતા થશે, રાજમંદિર અને સર્વ પ્રકારનાં વિદ્યા, કળા મંદિરમાં અને ગ્રન્થ, વર્ત્તમાન-પત્ર, અને સભાઓ આદિમાં પ્રમુખ સ્થાને વિરાજતા થશે, ત્યારેજ બ્રીટન ભાઇયો, આર્ય ભાઇયોથી આકર્ષાશે-તેમના મતાનુયાયી થશે અને ત્યારેજ બ્રીટને-એ છે અને આર્યાવર્ત્તે એ છે-એવું થશે. પરંતુ અફસોસ આ તર્ક સ્વપ્ન તુલ્ય છે. ક્યાં બ્રીટન ભાઇનો ભગિરથ પુરૂષાર્થ ! અને ક્યાં આળસુ આર્યભાઇનો નંબર વન પુરૂષાર્થ !

**કુસુમ**—ચંદ્ર ! પણ આપણામાંના ઘણા પણ્ડિતોનું, દેશ-સુધારકોનું એવું કહેવું છેકે-સ્વદેશીય વિદ્યા, કળા સંપૂર્ણ ગ્રહણ કરવી, સ્વ-દેશીય વસ્તુનેજ ઉત્તેજન અર્પી ખરીદ કરવી અને પોતાના શાસ્ત્રોનુંજ સંશોધન કરી પૂર્ણ જ્ઞાન મેળવવું-એથીજ દેશની ઉન્નતિ થાય છે.

**ચંદ્ર**—કુસુમ ! ત્હને જ્ઞાત હશે કે જ્યારે આપણા હિન્દમાં દિવસ હોય છે ત્યારે અમેરિકામાં રાત્રી હોય છે તે પ્રમાણે કોઇપણ કાળે કોઇપણ દિવસ એકજ દેશની સદૈવ ઉન્નતિ બની રહેતી નથી. દૃશ્યમાન વિશ્વ સર્વની એ પ્રમાણે ઉર્ધ્વ અને અધોગતિ થયાંજ કરે છે. ન્યાય દૃષ્ટિયે અવલોકવું વિદ્વજ્જનનુંજ વર્ત્તન છે. જે દેશ અન્ય દેશોપર પોતાની સત્તા વિસ્તૃત કરે, અને ત્યાંના જીવનોને પોતા પ્રતિ આકર્ષે, તે દેશ, નિર્વિવાદ અન્ય દેશ કરતાં કોઇ દીવ્ય સામગ્રીથી પુરિત હોવોજ જોઇયે. હાલ બ્રીટનને ગણીયેતો ઉકત સ્થાને એ છે. પછી ભલે આપણેજ આપણી આળસ્યને લીધે, પર-પુરૂષાર્થના ભોગી થતાં માત્ર એક હોલ્ડરનેજ શસ્ત્ર-માની, અશ્વારૂઢ પદ્ધતિને કોરાણે મૂકી દઇ, જનાનામાંથી નિકળી પાલખીમાં, બગીમાં પધરાતા થવાથી, કિંવા મફતીયા મિષ્ટ લડુ ઉપરા ઉપર ચડાવવાથી, તેનો કેફ ચડતાં, પડ્યા પડ્યા ઘોરતા હોઇયે,-તેવા સમયનો લાભ લઇ, કોઇ પુરૂષાર્થી જન-સમાજ પુરૂષાર્થવડે, સૂક્ષ્મ બુદ્ધિવડે, ચાતુર્ય-કળા-કૌશલ્યવડે, આપણીજ

વિદ્યા, આપણીજ કળા, આપણીજ લક્ષ્મી હરણ કરી ગયા હોય, કરતા હોયતો દૈવ જાણે, તે પણ હાલતો કેવી રીતે, પરંતુ બરાબર જાગ્રત અવસ્થામાં માલુમ પડે. અસ્તુ. હવે કંઇક જાગ્રત થયા ત્યારે ફરી પથારી વશ થવું શામાટે? હવે તો બગલમાં પાકીટ લઇ વિદેશ ગલીયોમાં અપહૃત લક્ષ્મીદેવિ, કળા દેવિયોને મનાવવા તથા તેમનાં દર્શન અને આશિર્વાદ મેળવવા અર્થે ભ્રમણ કરવુંજ ઉચિત; અને દેશની રઝોળખડી લક્ષ્મીને તથા શાસ્ત્રોમાં અદૃશ્ય રહેલી વિદ્યા, કળા દેવિયોનું તો આપણા વૃદ્ધ વડીલો પૂજન કરશે માટે ભાઇયો! સત્વર જાગ્રત થાવ! ચાલો, આપણી સરસ્વતી, લક્ષ્મી, અને કળા દેવિયોએ વિદેશમાં કેવાં કેવાં નૂતનરૂપ ધારણ કર્યાં છે તેનું વિસ્મયપણે દર્શન કરી સાનંદ પામીયે.

**કુસુમ**—ચંદ્ર! સ્વદેશમાં રહી તેમનું દર્શન અને જ્ઞાન ન થાય?

**સરo**—સ્વદેશનાજ નિવાસથી આપણામાં આળસ્ય અને ભીરૂપણું રહે છે તેમજ વિદેશીય વિદ્યા, કળાનું અંતઃ સ્વરૂપ યથાર્થ અવલોકાતું નથી. વળી સ્વદેશીય પછી અને વિદેશીય વિદ્યા પ્રથમ અને અધિક ગ્રહણ કરવાનું કારણ શું?-તેના ઉત્તરમાં હું એમ કહુંછું કે-જે આપણાથી અધિક સત્તાવાન અને સર્વ વિષયમાં બળવત્તર હોય તેના સામર્થ્યની પ્રથમ તૂલના કર્યા સિવાય અને જ્ઞાન મેળવ્યા પશ્ચાતજ, આપણા સામર્થ્યના મિશ્રણ સાથે તેનાપર જીત મેળવાય છે. વળી જે વસ્તુ દેશમાં છે તે તો વિદેશથી આવ્યા પશ્ચાત્ પણ અવલોકાયછેજ.

કળ-સામર્થ્ય સમીપ બળ-સામર્થ્ય કંઇ વિસાતમાં નથી. સમશેરની કેળવણી લેનાર વિદ્યાર્થી સમીપ મલ્લ વિદ્યાના અર્થીનો પરાજય છે. બંદુકની યથાર્થ કેળવણીથી કેળવાયેલા આગળ સમશેરવાળો કંઇ હિસાબમાં નથી અને તોપની યથાર્થ કેળવણીથી કેળવાયેલા પુરૂષ સદૃશ અસંખ્ય બંદુકવાળા કંઇ લેખામાં નથી. એટલું તો નિર્વિવાદ કહેવું પડે છેકે-કળમાં આપણે વિદેશી ભાઇથી સર્વ પ્રકારે પછાતજ છિયે, અને બળમાં સરખામણી કરીયે તો આપણા વડીલોના શરીર હાલના વિદેશી ભાઇયોની સરખામણીમાં મુકી શકાય; બાકી ખેદનો વિષય એ છેકે-આપણી પ્રજા દિનપરદિન કેવી બળહીન, કાંતિહીન અને

વામન કદ જેવી અને નાજુક થતી જાય છે તે આપણ સર્વે ભાઇયો નજરેનજર જોઇયેજ છિયે પણ મૂર્ખતા કેવી છેકે—તેના કારણો જાણવા છતાં ( પકવ કેળવણીના અભાવે ) આપણે તેના અટકાવ માટે જેવો જોઇયે તેવો જયવંત પ્રયાસ કરતા નથી. આહા ! ભાઇ ! કેવું દારૂણ કષ્ટ ? વિદ્યા, કળાથી હીનતો હજુ છિયેજ તેમાં વળી, દુકાળમાં અધિક માસની પેઠે શરીરે પણ ગુલાબ, જુઇરૂપ ધારણ કર્યું અને દિન રાત્ર આરામ ચેર શરણ થયું. ભાઇયો ! દેશ-ઉન્નતિના મૂખ્ય કારણોમાં જેવું પર્યટન અગત્યનું છે તેથી પણ અધિક અગત્યનું બ્રહ્મચર્ય—સેવન છે. જેમ રાજાના સૈન્યમાં પણ તેના સામર્થ્યની ધમક હોય છે અને જેવો રાજા તેવી પ્રજા હોય છે—એ ન્યાયે જ્યારે બ્રહ્મચર્ય સેવનથી વીર્ય પકવ અને પુષ્ટીને પામ્યું હોયતોજ, મનુષ્યના મન, શરીર, અને ઇન્દ્રિયોમાં અધિક કાંતિ, અધિક બળ અને અધિક બુદ્ધિ જોવામાં આવે છે અને એ પ્રમાણે જ્યારે સર્વ સ્વાસ્થ્ય અને પુષ્ટદીપ્તિ હોય છે ત્યારેજ મનુષ્યનું દરેક ઇચ્છિત કાર્ય પરિપૂર્ણ થાય છે. અસ્તુ.

આપણામાં ત્રણ પ્રકારની કેળવણી લેનાર ત્રયી પુરૂષ વર્ગ જોઇયે. એકતો યંત્રાદિકને બનાવનાર, દ્વિતીય તેનો વિક્રય કરનાર અને ત્રતીય તેનો ઉપયોગ કરનાર. કુળ, ગુણ અને સ્વભાવથીજ જે બ્રાહ્મણ છે તેનું તો માત્ર ધર્મોપદેશ અને સદાચાર કર્ત્તવ્ય છે. ગુણ, સ્વભાવથી જે ક્ષત્રીય છે તેનું કર્ત્તવ્ય, શસ્ત્ર, યંત્રાદિકને યથાર્થ વાપરવાની, રાજનીતિ ધોરણ જાણવાની માહિતી મેળવવાનું છે અને વૈસ્ય, શુદ્રનું કર્ત્તવ્ય તેનો વિક્રય અને તેના બનાવટની યથાર્થ રીતિનું શિક્ષણ લેવું, એ છે. આ પ્રમાણે સ્વદેશીભાઇયો માટે સ્વદેશમાં અને વિદેશમાં વ્યવસ્થા થાય તો ઉચિત. પણ દીલગીર ! આપણા ગાડરીયા નામક પુરાણીયો તેમનું ઝુંડ અને ઝોળી એક ફારે મૂકી ક્યારે યથાર્થ સમજતા થશે ? હમણાતો આપણો ગાડરીયો પ્રવાહ માત્ર કેળવણીની એકજ સીધી સડક બી. બી. સી. આઇ. માર્ગે શકપાઠી પેઠે બી. એ. ઉપરજ કૂદી પડ્યો છે અને નામક વેદાન્તિ પશુએ ખૂણે પડયા પડયા પુરાણોનીજ કથા વાગોળ્યાં કરે છે અને મ્હને અડે એ ગોરી ગાયને અડે—એ પ્રમાણે બ્રહ્મચર્યવ્રતને સ્થાને આભડછેટ વ્રત પાળી વસ્ત્ર સંકોરે છે ત્યાં ભાઇયો ! આપણે નિરર્થક કલમ,

કાગળ અને મસ્તિકને શા સારૂ કૃશ કરવાં? પણ શું દેશ અને ભાઇના શ્રેય માટે હારી બેસવું? નહિ. નહિજ. અસ્તુ.

સમય અને નીતિ અનુસાર વર્ત્તનમાંજ સદા જય સમાયેલો છે. બળથી કળા અધિક છે. કળથી વિવેક અધિક છે કળા અને વિવેક એક પણ ગણાય છે. શાસ્ત્રમાં પણ વિવેક ઉચ્ચ સ્થાને શોહે છે. અને સમયાનુકૂલ વર્ત્તનને વિવેક સંજ્ઞા અપાય છે તેમજ વિવેકમાંજ વિજય સમન્વિત છે. પુરૂષાર્થથી જ્ઞાન અને જ્ઞાનથી વિવેક આવે છે. વિદેશીય સર્વ પ્રકારની કેળવણીથી હીન છો ત્યાં સુધીજ વિદેશી ભાઇ સદૃશ કંઇક ઉતરતા છો. વિદેશીય વિદ્યા, કળા, સૂક્ષ્મ અને પૂર્ણ મેળવશો ત્યારેજ તેમના બંધુ થશો, અને બંધુ થશો ત્યારેજ તેમના મસ્તિક-યંત્રના ચક્રની ગતિનું જ્ઞાન પામશો; અને જ્યારે સ્વદેશીય વિદ્યાના મિશ્રણ અને મનનથી અપૂર્વ તેજસ્વિ પરિપાક સંગ્રહશો, પ્રકટ કરશો, ત્યારેજ વડીલ બંધુપદે શોભશો. માટે ભાઇયો! જેમ ઉચિત લાગે તેમ કરો. હું તો હિંમત ધરી વારંવાર પોકારી કહુંછું કે- દેશની ઉન્નતિ જેવી દેશાટન અને બ્રહ્મચર્ય સેવનમાં સમાયેલી છે તેવી અન્યમાં નથી. બ્રીટન ભાઇયો આર્યાવર્ત્તમાં આવ્યા ન હોતતો તેઓ કદિપણ શ્રીમંત બનત નહિ અને શ્રીમંત નહિ હોવાથી તેઓ કદિપણ સર્વત્ર વિજય પતાકા ફરકાવી શકત નહિ તેમજ વિદ્યા, કળાનો એટલે અંશે શોધ અને પ્રચાર કરી શકત નહિ. અસ્તુ.

આજકાલ સર્વ એકજ પ્રકારની કેળવણી પ્રતિ ઝુકેલા છે અને વગસગથી મોટી નોકરી સંપાદન કરવામાંજ સર્વસ્વ માની બેઠા છે પરંતુ સર્વ સૌ સૌની ઇચ્છાનું સાર ભિન્નભિન્ન કળાની કેળવણી અર્થાત્ સૈનિક, (સૈનિક કેળવણી ખાતેતો મોટું આંબળા જેવડું-શું?-સાઇફરજ છે) વ્યાપારકીય, રાજકીય, કેળવણી ગ્રહણ કરતા હોયતો કેવું ઉચિત? કારણ કે જન્મથીજ સર્વને પૂર્વ સંસ્કાર અનુસાર ભિન્નભિન્ન વિષય પ્રતિ ભાવ હોય છે અને જે વિષય પ્રતિ જેને ભાવ હોય છે તે વિષય તેને સત્વર સાધ્ય થાય છે.

સ્વ-સિદ્ધ વિદ્યા. કળાથી (સ્વાર્થ-પરમાર્થ સાધવા નિમિત્તે) સ્વ-ગૃહ પ્રકાશવાં ઉત્તમ કે નોકરી મેળવી પર-સત્તાધીન, પ-

સ્વશ થવું ઉત્તમ ? શું દ્રવ્ય પ્રાપ્તિ અને ઉદર-પોષણ નોકરી-નાજ માત્ર સ્વીકારમાં છે ? હું તો ભાઇ અનુભવસિદ્ધ કહું છું કે દ્રવ્ય પ્રાપ્તિના સર્વે સાધનોમાં નોકરીજ અધમ સ્થાને છે અર્થાત્ બીજા પ્રકારથી દ્રવ્ય અધિક મેળવાય છે અને નોકરી અંગે તેવું ધન મેળવાતું નથી તેમજ એ પ્રકાર પણ સ્વાર્થ-પરમાંર્થ સાધવા પરત્વે સર્વ પ્રકારે અધમ છે. આથી કરી કોઇયે નોકરીમાં ન જોડાવું એવો મ્હારો ઉદ્દેશ નથી. આપણા ભાઇયોમાંથી કેટલાક ભાઇયોએ સારી સારી નોકરીયે નિયત થવાની પણ જરૂર છે, પરંતુ સર્વ ભાઇયોએ એક દિશામાંજ વળવું ન જોઇયે. અસ્તુ.

આર્ય ભ્રાતૃગણ! આ સૃષ્ટિ પ્રતિ દૃષ્ટિ કરતાં કોઇપણ પદાર્થ એવો પ્રતીત થતો નથી કે જે આધાર અપેક્ષિત ન હોય! તેમજ મિશ્રણ રહિત હોય! આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે-પ્રત્યક્ષ સૃષ્ટિનું જીવન અને અસ્તિત્વ માત્ર મેળજ છે મેળ સિવાય કોઇ વસ્તુનું, જીવનું પ્રત્યક્ષ દર્શન નથી, જીવાત્માની દૃષ્ટિમાં પદાર્થ ભિન્ન ભિન્ન રૂપે છતાં એકત્ર ગોઠવાયા છે અને પરમાત્માની દૃષ્ટિમાં પદાર્થ માત્ર એકજ રંગે, એકજ રૂપે અને એકજ ભાવે છે પરંતુ વ્યાવહારિક દૃષ્ટિ પ્રસંગે આપણે એ વિષય પ્રતિ જવા જરૂર નથી. હવે જે ભિન્ન ભિન્ન રૂપ. રંગ પ્રકૃતિના માનવો પોતાના સંચિત કર્મરૂપ ભથ્થા સહિત ઇશ્વર વ્યવસ્થાનુસાર આ વિશ્વમાં ગોઠવાયા છે. એ વિશ્વમાં જો તેઓ એક બીજાનું શુભ કરવામાં તત્પર રહેતો કેટલેક કાળે તેમની અને તેમના દેશની અન્ય દેશો કરતાં અધિક ઉન્નતિ થાય, એ સ્વાભાવિક છે. હવે એ મેળ શાથી થાય ! એકત્ર મળવાથી. એકત્ર મળવાના વિચારનો ઉદય ક્યારે થાય ? અને તેના થી થતા લાભનું જ્ઞાન ક્યારે થાય ? યોગ્ય કાળ પર્યંત ઉચ્ચ પ્રકારની કેળવણી લેવાથી, અને તે કેળવણી સામ્પ્રત કાળને અપ્રતિકૂલ, સ્વદેશીય વિદેશીય-મિશ્ર, અને પૂર્વ શ્રુતિ, શાસ્ત્રની આજ્ઞાનુકૂલ;—આવી કેળવણી ભારતવર્ષીય બાલ બાલિકાના મુગ્ધ હૃદય અને મસ્તિકાલયમાં, આજ ઘોળ આનામાં આઠ આનાજ જો પ્રકાશ કરી રહેશે તો, એજ આપણો વિશ્વ-વિખ્યાત, અન્ન દેશ પાલક, સ્વતંત્ર, ધર્મશીલ, આર્યાવર્ત્ત અવલોકી લ્યો ! પરંતુ એ યોગ્ય કેળવણીનો પ્રચાર કોણ કરે ! હિન્દી રાજા

મહારાજાઓ, શ્રીમંત શેઠીયાઓ, અધિકારીયો, દેશ-સુધારકો અને આપણા નામદાર વાઇસરોય. અસ્તુ.

સર૦—કુસુમ! આ વિષયે આગળ ચર્ચા આપણે બીજે પ્રસંગે ચલાવીશું

કુસુમ૦—જેવી પ્રાણુની ઇચ્છા.



# પ્રકરણ ૭ મું.

## કલ્યાણ ગ્રામના વિદ્યાર્થીઓના નીબંધ.

—:o:—

**ઉપવનનું સૌભાગ્ય, સૌન્દર્ય મેઘ-વૃષ્ટિ છે.**
**મનનું રૂપ-લાવણ્ય સૂક્ષ્મ કેળવણી છે તદ્વત્ તનનું દીર્ઘાયુષ, પુષ્ટી, સ્વાસ્થ્ય અને પુરૂષત્વ, બ્રહ્મચર્ય સેવન છે.**
**કેળવણી હીન મન જેમ જડતાનું જંગલ છે તેમ નામર્દ પણાનું નિયામક બ્રહ્મચર્યવ્રતહીન શરીર છે.**
**તનનો પહેલવાન બ્રહ્મચર્ય છે તેમ મનનો પહેલવાન સૂક્ષ્મ-જ્ઞાન છે.**

**( લ. વ. યાદવ. )**



સરસ્વતીચંદ્ર—કુસુમ ! આપણી કલ્યાણ ગ્રામની પાઠશાળાના વિદ્યાર્થીઓ પ્રતિથી તેમના અધ્યક્ષ દ્વારા ભિન્ન ભિન્ન વિષયક લેખો આવેલા છે તે વાંચવા યોગ્ય છે,—એમ કહિ, લેખોનું બંડલ કુસુમના હાથમાં આપ્યું.

કુસુમ એક પછી એક વાંચે છે,

**બાળલગ્ન ખણ્ડન અને બ્રહ્મચર્યવ્રત મણ્ડન.**

ભાઇયો ! આપણી સર્વ સિદ્ધિનું મૂલ મંડાણ પુરૂષાર્થપર છે. પુરૂષાર્થનો સર્વ આધાર શરીર-સંપત્તિપર છે અને શરીર-સંપત્તિનો સર્વ આધાર બ્રહ્મચર્યવ્રત ( આયુર્વેદ અધ્યયન, વ્યાયામ અને બાળ લગ્ન નિષેધ ) પર છે. માટે દેશની અને આત્માની ઉન્નતિનો પૂર્ણ આધાર બ્રહ્મચર્ય-સેવન અને બાળલગ્ન-અટકાવ છે. જ્યાં સુધી આપણું શરીર રોગથી અશક્ત હોય છે ત્યાં સુધી આ-

પણાથી કોઇપણ પ્રકારનો જયવંત ઉદ્યમ થઇ શકતો નથી, તેમજ આપણી કોઇ કાર્યમાં ફલપ્રદ પ્રવૃત્તિ થઇ શકતી નથી, ત્યારે સિદ્ધિનું દર્શન તો કયાંથીજ ? રોગથી યોગી, ભોગી અને પણ્ડિત સર્વને દારૂણ કષ્ટ થાય છે તેનો તેના ભોક્તાનેજ યથાર્થ અનુભવ હોય છે. રોગથી દીન બની દવા અને વૈદના સંગી થવું પડે છે અને આખો જન્મ નિરર્થક જતાં, કંઇપણ સ્વાર્થ પરમાર્થ નૈમિત્તિક કર્તવ્ય-કર્મ થઇ શકતું નથી અને દવા, ડાકટર તથા દારૂણ દુઃખથી વિકલ થઇ જીવન-છૂટકારા માટે આર્તસ્વરે ઇશ્વરને પ્રાર્થવું પડે છે. આજકાલ જેમ જેમ સ્થળે સ્થળે અધિકાંશે ડાકટર, વૈદ, હકીમ, વેશધારી સાધુ અને હોસ્પીટલ, ઔષધાલય, સફાખાતું, જડીબુટીયો આદિ આપણા જોવામાં આવેછે તેમ તેમ અધિકાંશે વિધવિધ રોગ અને અપરિમિત, અકાળ મરણ થતાં જોઇ હૃદયમાં અનુકંપ અને કમકમાટ ઉત્પન્ન થાય છે—આ સર્વેનું કારણ આર્ય બંધુઓ ! શું છે ? હું પોકારી સર્વ આર્ય ભાઇને સત્ય અને નિર્વિવાદ કહું છું કે-અન્ય કંઇ નહિ પણ માત્ર બ્રહ્મચર્યવ્રત નહિ પાળવાથી અને બાળ લગ્નનો અટકાવ નહિ કરવાથીજ,- એ છે. બાળ લગ્નના પ્રચારથી કેટલાક આપઘાત કરે છે કેટલાક ઝેર ખાય છે કેટલાક કુમાર્ગે ચડે છે કેટલાક છાનાં ઘોર કૃત્ય કરે છે પ્રજા બગડે છે-નબળી નીવડે છે. માતાપિતાને, સાસુ સસરાને કલેશ થાય છે કંકાશ કોઇ દિવસ વિરામ પામતો નથી. પ્રજા શક્તિહીન થઇ અનીતિમાં બીજાને દોરે છે-અનીતિનું દૃષ્ટાંત આપેછે સ્થળે સ્થળે પ્રચલિત કરે છે. દંપતી-સ્નેહ, સ્વહિત-પરહિત, અને દેશોન્નતિનો દાટ વાળે છે, અને સ્વ-દેશોત્કર્ષ શમી જાયછે.

વળી હવા, જળ, પૃથ્વી અને ઔષધિનો બીગાડ કરનાર પણ રોગીષ્ટ મનુષ્ય વર્ગ છે અને તેથીજ હવા, જલના પરમાણુંઓ, વિષમય થઇ પુનઃસંસારીયોનોજ, કોલેરા; મરકી આદિ દુષ્ટ રોગોત્પત્તિ કરી સંહાર કરે છે માટે રોગની ઉત્પત્તિનું મૂલ મંડાણ બાળ લગ્ન-અટકાવ અને બ્રહ્મચર્યવ્રત છે.

દરેક કેફી વસ્તુને પણ ઉત્તેજન આપનાર બાળલગ્ન છે કારણ કે જ્યારે મનુષ્ય બાળ લગ્નથી અશક્ત અને રોગગ્રસ્ત થાય છે ત્યારે કોઇપણ પ્રકારની કેફી વસ્તુના આશ્રયે તે

હરે ફરે છે અને થોડી મુદ્દત તેના ખાનપાનનાં અભ્યાસથી તે વસ્તુ પછીથી ખોરાકરૂપ, વ્યસનરૂપ થઇ જાય છે પછી મરણ પર્યંત તે કેફી વસ્તુ તેને રીબાવી રીબાવીને દુઃખી કરે છે–વિશેષ રોગી કરે છે અને જીંદગીનો સત્વર અંત આણે છે માત્ર શરૂઆતમાંજ ઉક્ત કેફી વસ્તુ યુવાવસ્થામાં ઉપલક કૃત્રિમ આનંદ અને સત્તા અર્પી દગલબાજ મિત્રની ગરજ સારે છે માટે સર્વ પ્રકારના વ્યસનનું કારણ પણ બાળલગ્ન છે.

પૂર્વે વીસ વીસ પચીસ પચીસ વર્ષની ઉમર થતી ત્યાં લગી આપણા વડીલ બંધુઓ, પિતાઓ પરણવામાં સમજતા પણ નહિ, અને જેમને સંસાર–વિષયક જ્ઞાનનું સ્વપ્ન પણ નહોતું. તો તેથી તેમનું શરીર––સ્વાસ્થ્ય કેવું ઉચ્ચ–પ્રતિનું હતું? અને હાલ આપણે પચીસ વરસના થયા એટલે તો અર્દ્ધ આયુષ આપણું પસાર થયું ગણાય છે તે માત્ર બાળલગ્નના પ્રતાપે કરીનેજ.

અગાઉ જ્યારે ચાલીસ અડતાલીસ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય વ્રત પાળવામાં આવતું અને બાળલગ્નનું સ્વપ્ન પણ નહોતું અને પકવ વયે વિદ્યા, કળાથી વિભૂષિત થયા પશ્ચાત્ માતાપિતા પ્રતિથી વર્તમાનકાળમાં જેમ–આટલાનું કુટલું થઇ મંગળ ધવળ ગવાય છે–તેમ નહિ, પણ વરકન્યાની યોગ્યતા જોઇ, તેમની ઇચ્છાનુસાર, હસ્ત–મેળાપ કરવામાં આવતો હોવાથી હાલ જેમ વિધવિધ ડાકટર, વૈદ, હોવા છતાં, વિધવિધ રોગે બાળ, યુવક અકાળ મરણને શરણ થતા પ્રતીત થાય છે તેવું ત્રાસદાયક દર્શન થતું નહિ, અને 'સર્વ કોઇ જાતે વૈદ'– એ પ્રમાણે દરેક આર્ય બ્રહ્મચર્યાશ્રમમાં વૈદક જ્ઞાન મેળવતા, તેથી તેમની પ્રકૃતિ અનુસાર તેમના શરીર–સ્વાસ્થ્યની રક્ષા તેઓ પોતેજ કરતા, અને પૂર્ણ બ્રહ્મચર્ય વ્રતના પાલનથી અને બાળલગ્નના અદર્શનથી તેમનું વીર્ય પકવ થતાં તેમનું તન પણ બળ વિશિષ્ટ થઇ, તેમના શરીરમાં કોઇપણ પ્રકારના રોગની ઉત્પત્તિ થતી નહિ.

ભાઇયો ! આર્યાવર્ત્ત સિવાય કોઇપણ દેશમાં બાળલગ્નનો પ્રચાર તમો અવલોકોછો ? અને તેપણ માત્ર વિશેષ્ય કરી ગુજરાતમાં, ત્યારે શું સો પુરૂષમાં નવાણુંએ પુરૂષ બુદ્ધિહીન અને એકજ બુદ્ધિવાન ?–તેવીરીતે સર્વ વિદેશસ્થ વિદેશી ભા-

ઇયે મૂર્ખ અને માત્ર આપણેજ શાણા ? અને તે શાણા પણ કેવાકે-આપણી બાળાઓકે જેને સંસાર હવાનું સ્વપ્ન પણ નથી તેમજ,-પતિના વિયોગથી જેનાં નેત્ર પણ સજળ થતાં નથી, અર્થાત્ એ વિષયક જેને લવલેશ જ્ઞાન નથી કિંવા પ્રાણનાથ પુનઃ દર્શન દેવાના નથી માટે તેમની પાછળ અશ્રુબિન્દુ ટપકાવવાં ઉચિત—એવું પણ જેને જ્ઞાન નથી,—તેવી મુગ્ધ બાળાઓનું વૈધવ્ય જોઇ, અને તે સહન ન થઇ શકવાથી, એકાંત ઉંડે ઓરડે જઇ, સ્ત્રીની પેઠે અશ્રુ સારીયે છિયે અને પુનઃ સમય અનુસાર, પ્રેમને કલંકિત કરવા, પ્રથમ લગ્ન કરતાં બોલેલા વચનોને—અબી બોલે અબી ફોક-એવું કરવા, અર્થાત્ પુનરૂદ્વાહ કરવાના વિચાર-વમળમાં ઉતરીયે છિયે હા ! કેવું કષ્ટ ! વળી જે જ્ઞાતિમાં-પુનર્લગ્નનો પ્રતિબંધ હોય તેમના કષ્ટની તો વાતજ શી કરવી ! હું તો નિર્વિવાદ કહું છું કે દેશનો દાટ વાળનાર, દેશને પાયમાલીમાં નાખનાર, તેમજ અકાળ મૃત્યુ, બલાત્કાર મૃત્યુ, ( વિષપાનાદિ ) વૈધવ્ય, સ્ત્રીવિલાપ, પુરૂષ વિલાપ, રોગ, અશક્તિ, કલહ, પુનરૂદ્વાહ, કુસંપ, લક્ષ્મીનાશ, દીનપણું, રંકપણું, બાયલાપણું, પારતંત્ર્ય, અને દેશની સત્વર પડતી—આદિ સર્વનું કારણ બ્રહ્મચર્યવ્રતનું અદર્શન અને બાળલગ્ન છે.

કેટલાક પોપજી ( અશિક્ષિત બ્રાહ્મણો ) યે નવીન કપોલ કલ્પિત ગ્રંથોમાં-દેશનુ સત્યાનાશ કરનાર બાળલગ્ન માહાત્મ્ય અડાવી દીધું છે તેનું કારણ અનુમાનથી માત્ર એમજ મનાય છે કે—તે સમય લડાઈ અને બખેડાથી પૂર્ણ અર્થાત્ અશાંતિનો હોવો જોઇયે, અને તેથીજ બાળાઓને જેમ સત્વર મંગળ ફેરા ફેરવી દેવાય તેમ તેમના માતાપિતાને નિરાંત, અને વખતે લડાઇમાં કામ આવી જવાય તોપણ નિશ્ચિતપણું. પરંતુ આ સમય તેવો અશાંતિનો નથી. હજુપણ આ બાળલગ્નનો ધારો વિશેષ સમય સત્કાર પામ્યે જશે તો દરેક મનુષ્યની આયુષનું પરિમાણ અધિકમાં અધિક પચીસ વર્ષપર આવીને નિયમશે. ભાઇયો ! પ્રિયબંધુઓ ! અત્યંત શોકનો વિષય છે. બાલ, બાલિકાના રૂદન, આક્રન્દ અને અકાળ મરણ જોયાં જતાં નથી. કૃપા કરી સર્વ ભાઇયો મળી બ્રહ્મચર્યવ્રતની સંસ્થાપના કરી, અને બાળલગ્નનો નિષેધ કરો, કૃપા કરી કોઈપણ ભાઇ, બાળ-

લગ્નથી અને બ્રહ્મચર્યવ્રત નહિ પાળવાથી એકાદ પણ લાભ દર્શાવશો! જ્યારે લાભ ખાતે શૂન્ય છે અર્થાત્ કોઇપણ પ્રકારનો લાભ નથી, બલ્કે નુકશાનીનો પાર નથી, ત્યારે એવું કયું શાસ્ત્ર હોય કે જેમાં મનુષ્ય અને દેશની પાયમાલીનીજ વાર્ત્તા હોય? શાસ્ત્ર એજ કહેવાય કે જેમાં સર્વનું હિત સમન્વિત (સમાયેલું) હોય, અને જેની આજ્ઞાનુકૂલ ચાલવાથી દેશની અને આત્માની ઉન્નતિ થાય. હા, કદાચ સમય પ્રમાણે ફેરફાર કરવાની જરૂર છે જેવી રીતે બ્રાહ્મણોયે લડાઇના વખતમાં પોતાના નવિન કપોલ કલ્પિત પુસ્તકમાં બાળલગ્નનો રીવાજ દાખલ કર્યો, તેવી રીતે હાલનો સમય લડાઇનો નહિ હોવાથી, તે રીવાજ પાળવાની જરૂર નથી. વળી લડાઇમાં પણ એ રીવાજની જરૂર નથી, કારણ કે બાળલગ્નથી તેઓ સંસાર વિષયમાં પડી, નિર્બલ, નિઃવીર્ય બની, સ્વભૂમિ, માતાપિતા, ગુરૂબંધુ આદિનું શત્રુથી રક્ષણ કરી શકે નહિ. માટે બાળલગ્ન તો કોઇપણ કાળમાં આદરણીય નથી. આપણા પૂર્વ મહર્ષિ રચિત શાસ્ત્રોમાં જે બ્રહ્મચર્ય વ્રત પાલનની સંસ્થા બાંધી છે તે અતિ ઉત્તમ છે, અને તેના યથાર્થ પાલનથીજ દેશની ઉન્નતિ થાય છે. પરંતુ શોકનો વિષય છે કે—પાછળથી કોઇ કારણને લઇને બ્રાહ્મણોએ બાળલગ્નનું માહાત્મ્ય અડાવી દીધું હશે. એજ બાળલગ્નના અધિક કાળ સુધીના સ્થિરત્વથી અને અદ્યાપિ પર્યંત પણ આપણે પાળતા હોઇ, આપણી મહર્ષિની ઉત્તમ રીતિનું આપણે પાલન કરવા અને અનુકરણ કરવા સમર્થ થઇ શકતા નથી. તેઓ ત્રણ પ્રકારનું બ્રહ્મચર્યવ્રત પાળતા અને પળાવતા. અડતાળીસ વરસ સુધી બ્રહ્મચર્ય પાળી તેમાં સકલવિદ્યા, કળાનું પરિપૂર્ણ સૂક્ષ્મ જ્ઞાન[1] મેળવી, પશ્ચાત્ તેઓ ગૃહાશ્રમમાં પ્રવેશતા આ બ્રહ્મચર્ય વ્રતને તેઓ ઉત્તમ પ્રકારનું લેખતા. ત્યાર પછી ચુંવાલીસ વરસ સુધી પાળતા તેને મધ્યમ અને ચોવીસ વરસ સુધી પાળતા તેને નિકૃષ્ટ (અધમ) બ્રહ્મચર્યવ્રત કહેતા. કેવો ખેદનો વિષય છે કે—પ્રથમ જ્યારે આપણે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશતા તે સમય હવે

---

૧ જુઓ છાંદોગ્ય ઉપનિષદ્—

पुरुषोवाव............सर्वंवासनन्ति।

મરણ દર્શનનો છે. કારણ માત્ર બાળલગ્નનું ચિરકાળ સેવન અને તેના સ્થાયીત્વથી થતો પરિણામ છે કેવો શોકનો વિષય છે કે બાળલગ્નના વર્ષાંતર્ષના સંક્રમણથી હાલ આપણે એકાએક અડતાળીશ વર્ષ સુધી બ્રહ્મચર્યવ્રત પાળવાને તદન અશક્ત છિયે અને તેથી આપણે પૂર્વ મહર્ષિયોને દોષ દેવો ઉચિત નથી, પણ આપણા બાળલગ્ન સંસ્થાપક—પઢોપોપટ શ્રી ભગવાન—એવા શ્રી પૂજ્યપાદ ભિક્ષાન્નવૃત્તિ ભીક્ષુક પુરાણી ગુરૂમહારાજને દોષ દેવો ઉચિત છે માટે હાલતો આપણે ઉત્તમ બ્રહ્મચર્ય (સર્વના મત-ઐક્યથી) અઠાવીસ વર્ષ પર્યંત, મધ્યમ ચોવીસ વર્ષ પર્યંત, અને નિકૃષ્ટ બ્રહ્મચર્યવ્રત બાવીસ વર્ષ પર્યન્ત—એ પ્રમાણે સર્વના મત—ઐક્યથી વ્યવસ્થા બાંધી હોય તો ઉચિત, તેની સાથે મ્હારે એટલું પણ વિદિત કરવું જોઇએ કે-ઉક્ત સમય તેમનો (બ્રહ્મચર્યાશ્રમીનો) સર્વ પ્રકારની શાળામાંજ વ્યતીત થવો જોઇયે. સ્વ-ગૃહ, સ્વ-પુર, અને પુરના ક્ષુદ્ર પ્રાણીયોનો સંસર્ગ તેમને ન થવો જોઇયે, અને બોર્ડીંગ હાઉસમાંજ નિવાસ થવો જોઇયે. ગુરૂ અને રક્ષકની દૃષ્ટિમાં તેઓનો સર્વ હીલચાલ થવી જોઇયે. હાલ શાળાઓ તો ઘણેક સ્થાને શહેરથી દુર છે તો પણ પુરથી છેક મળીને છે તેમ ન હોતાં કંઇક દુર હોય તો સારૂં. શ્રીમંત અને રંક સર્વના બાળકો બ્રહ્મચર્ય કાલ પર્યંત શાળામાંજ અને બોર્ડીંગ હાઉસમાંજ નિવાસે. બોર્ડીંગ હાઉસ અને શાળા બંને યુક્ત જોઇયે. વિદેશીઓની સંસ્થા પણ કેટલેક અંશે આ પ્રમાણે જોવામાં આવે છે.

સાંસારિક વિષય દર્શનથી, પુરમાં નિવાસથી, આયુર્વેદ અધ્યયન ન કરવાથી, શારીરિક-માનસિક યોગ્ય કેળવણી ન લેવાથી, અને યોગ્ય વય લગી બ્રહ્મચર્યવ્રત ન પાળવાથી, વીર્ય અપક્વ કાલમાં સ્ખલિત થાય છે.

પુરૂષ જ્યારે બાવીસ, ચોવીસ અને અઠાવીસ વર્ષ પર્યંત બ્રહ્મચર્યવ્રત પાળે ત્યારે બાળાઓએ રજસ્વલા પર્યંત ઉક્તવ્રત અવશ્ય પાળવું, અને શનૈઃ શનૈઃ વર્દ્ધમાન થવું, ઉચિત છે.

ભાઇયો ! બાલાઓ માટે રજસ્વલા પર્યંત ઉક્તવ્રત પાળવાનું મ્હને ઉચિત લાગે છે. ગૃહાશ્રમમાં પ્રવેશ્યા બાદ પણ

સ્વામિની આજ્ઞા હોય તો સ્ત્રીયો સ્વજાતીય યોગ્ય કેળવણી લે તો એ અનુચિત નથી. કેટલાક વિષયો પુરૂષ વર્ગને પ્રધાનપણે શીખવવા જોઇયે અને કેટલાક વિષયો સ્ત્રીવર્ગને પ્રધાનપણે શીખવવા જોઇયે. સ્ત્રીવર્ગને ગૃહ-કેળવણી, નીતિ, ધર્મ, શારીરિક માનસિક કેળવણી, પ્રકૃતિજ્ઞાન, ચિત્રકળા, ગાનકળા, નૃત્યકળા, બાળ સંરક્ષણજ્ઞાન, પતિ ધર્મ, શીવવાની ગુંથવાની કળા, આદિ સ્વદેશીય વિદેશીય વિદ્યા, કળાનું શિક્ષણ અપાવવું ઉચિત છે. જ્યારે બાળાઓ પૂર્ણ બ્રહ્મચર્યવ્રત પાળી સ્વધર્મ જ્ઞાન મેળવશે, સર્વ પ્રકારની વિદ્યા, કળામાં નીપુણ થશે ત્યારેજ આર્યદેશ પુનઃ લક્ષ્મી અને સરસ્વતીથી અલંકૃત થશે અને પુનઃ ગોલ્ડન લેન્ડ ( સુવર્ણ ભુમિ ) એ સંજ્ઞાને પ્રાપ્ત થશે, અને હરિશ્ચન્દ્ર નળરાય જેવા સુવર્ણ પુત્રો ઉંપજાવી આર્યાવર્તપર પથરાયેલા તિમિરનો સ્વપ્રકાશથી વિધ્વંશ કરશે.

આર્યો પોતાના સંતાનોને કંઇ પણ લાભ ન હોવા છતાં બ્રહ્મચર્યવ્રત પૂર્ણ પળાવ્યા સિવાય સત્વર પરણાવી દે છે તેનું શું કારણ છે ?

વિદ્યાહીન, આળસુ, મૂઢ, ભિક્ષુક, પેટભરૂ પોપજી બ્રાહ્મણ, ગૌર દેવતાની સ્થાપેલી ચાલતી આવતી શિક્ષાથી, અને તે આ પ્રમાણે—

શું શ્રીમંતોના બાળ હજુ સુધી કુંવારા ? અરરર ! ગરીબમાં ગરીબ પણ પોતાના સંતાનોને નવ વર્ષની ઉમર થતાં થતાંમાંતો પરણાવી દે છે. અરરર ! શો જુલમ ! શાસ્ત્રમાં શું લખ્યું છે ? કન્યા નવ વર્ષની થઇ અને જો તેને તેના માતાપિતા ન પરણાવતાં કુંવારીજ રાખે તો તેના માતાપિતાનો રાક્ષસનો અવતાર આવે છે-કહેવાય છે, અને તે અસુર પ્રકૃતિનાંજ સમજવાં. હા ! શોક ! અરે ! નિષ્ઠુર પ્રાણીયો ! આ પ્રમાણે કાળો કેર વર્ત્તાવનાર ગપ ગોળો, અરે ગપ ગોળો શું, પણ પ્રાણહર તોપ ગોળો, તમે તમારા દેશમાં ફેંક્યો ન હોત, અર્થાત્ તમારા પુસ્તકમાં આવો અધમ રીવાજ દાખલ કર્યો ન હોત તો, ખરેખર, આર્યાવર્ત્ત, આવી દયાપાત્ર, અધમ સ્થિતિયે નજ પરિણમત. અરે ! કમકમાટ

ભરેલાં મરણુ, બાળ-વૈધવ્ય, દુઃખ અને રોગથી પીડાતા આર્ત્ત સ્વરો સાંભળી અશ્રુ સારીયે છિયે તેવું નજ બનત.

અધિક શું. આર્ય બંધુઓ ! કૃપા કરી દયાનો કિંચિત પણ તમારા નિષ્ઠુર હૃદયમાં અવકાશ, છાંટો હોય તો હવે એ સદ્ઉપદેશની ક્ષમા રાખો. વૃદ્ધ માતાપિતા, ગોર દેવતા, અશિક્ષિત બંધુ વર્ગ, નૃપતિ વર્ગ, આપ સર્વને નમ્ર પ્રાર્થના છે કે—જુની પણ રાક્ષસ હૃદયની બનાવેલી બાળ લગ્નની રીતિનો હવે દયાળુ કૃપાળુ થઇ અંત આણુશો ? તમે વિચારો એમાં શો ફાયદો છે ? જેમાં બીલકુલ લાભ નથી પણ માત્ર નુકશાન, નુકશાન અને નુકશાનજ છે માટે કંઇ ધર્મશીલ, વિચારશીલ થાવ, તમારા સંતાનો પ્રતિ છેક નિર્દય ન થાવ. તેમનું તન અને મનઃ સ્વાસ્થ્ય છીનવી ન લ્યો. તેમનું જીવન અલ્પ અને ક્ષુદ્ર ન કરો. તેમના મુખ ભાનુપર અંધાર પછેડો ન નાંખો. જેની સાથે આખી જીંદગી પર્યંતનો સંબંધ થવાનો છે તેવાં વિવાહિત, વિવાહિતાની પ્રસન્નતા અને સ્વતંત્રતા છીનવી ન લ્યો. નિશ્ચય ધારશો કે પ્રજા દિન પ્રતિદિન નિર્બળ અને દીંગણી થવાનું અને બાળાઓ સત્વર સ્ત્રીધર્મમાં આવવાનું કારણ માત્ર અધમ બાળલગ્નજ છે. જેવીરીતે દર પગથીએ પગથીયે બાળલગ્નના સ્વીકારથી આપણે ઉતરતા ગયા છિયે તેવી રીતે હવે ભાઇયો ! દર પગથીયે પગથીયે બાળલગ્નના અટકાવથી અને બ્રહ્મચર્યવ્રતના પાલનથી આપણે ક્રમશઃ સંવર્ધ પામતા જઇયે—તોજ આપણે શરીર-સ્વાસ્થ્ય સંપત્તિ પુનઃ મેળવશું અને તેથી આપણી સર્વ મનેચ્છા સિદ્ધિને પામશે.

પ્રિય ભ્રાતૃગણ ! આ વિષયે આપણે જેટલું કથીયે તેટલું ન્યૂનજ છે પણ હવે વિસ્તાર ભયથી અત્રજ વિરમવું ઉચિત છે. અસ્તુ.



# પ્રકરણ ૮ મું.



## પર્યટન.

ભિન્ન ભિન્ન વિશ્વ-અવલોકનજ મનુષ્યને
મનુષ્ય બનાવે છે.
અનુભવ, જ્ઞાન અને પુરૂષાર્થ-પ્રદીપક કોણ ?
અન્ય કોઇ નહિ પણ માત્ર ભિન્નભિન્ન દેશોનું
દિગ્દર્શન વા સૂક્ષ્મ નીરિક્ષણજ.

( લ. વ. યાદવ. )




સુમ—મ્હારા સાક્ષર ! સાંભળો. આ વિષય પર્યટનનો છે. રસસુંદર ! રસથી સાંભળશો કે ?

સરસ્વતીચંદ્ર—જ્યાં રસ-સરિતાજ પૂર્ણ પૂણ્યોદયથી તુષ્ટમાન થઇ, સુધાની રેલ ચલાવતી વહેવા માંડે ત્યાં નારદ સરિખા પણ ડોલવા લાગે તો પછી હું કોણ માત્ર !

કુસુમ—અધિક થયું. આપના અસાધારણ પ્રેમ-પુંજને અને વિનયને ઝીલી શકે એવું સ્થાન તો જુવો ? હું તો ગમે તેમ તોપણ કુસુમજ છું, વિશેષ બોલતાં આવડતું નથી, પરંતુ આપના વિનયના ઉત્તરમાં માત્ર જેવું તેવું થોડુંજ બોલું છું.-મ્હારા રસસાગર ! સાગરથીજ સરિતા છે એવી કંઇ લોકોક્તિ આપના શ્રવણપુટે કોઇ કાળે અથડાઇ હશે ખરી ?

સરસ્વતીચંદ્ર—કુસુમ ! ત્હેનેતો ખરેખર કંઇ બોલતાં નજ આવડયું. મધુરીની બ્હેન મીઠડી તે મીઠડીજ ! હું ક્ષારપૂર્ણ ત્હાસ સંસર્ગથી મધુર થવા મથું છું.

**કુસુમ**—પ્રાણેશ ! વિશેષ વાક્ય-ચાતુર્ય જવા દયો. આપના હૃદયની ગલીયે ગલીયે જે પ્રેમ-પંથી ભ્રમણ કરે છે તેને તો આપનામાંથીજ મીઠો મેહેરામણ ( સાગર ) મળીજ આવે છે.

**સરસ્વતીચંદ્ર**-કુસુમ ! ત્હારી જીત થઇ, તોપણ એમતો હશેજ કે-પ્રેમ પંથીની મિષ્ટતાથીજ ક્ષારપૂર્ણ સાગરમાં પણ કોઇક સ્થળે મિષ્ટતા મળી આવતી હશે ! વારૂ કુસુમ ! હવે પ્રકૃત વિષયને અનુસરીયે.

કુસુમ, કલ્યાણ, ગ્રામના વિદ્યાર્થીયો પ્રતિથી આવેલો,-પર્યટનમાં શા શા લાભ સમાયેલા છે-એ નિબંધ વાંચે છે.

દૃષ્ટિ સમક્ષ તરવરતું સકલવિશ્વ વ્યાપારવાન છે. સૂક્ષ્મ જંતુઓ એક સ્થાનેથી બીજા સ્થાને પોતાના ઉદર અને વ્યવહાર અર્થે ઉડતાં આપણે અવલોકીયેજ છિયે. પક્ષીયોને પણ તેવીરીતે આકાશ માર્ગે ગમન કરતાં આપણે જોઇયેજ છિયે. પશુઓને પણ એક સ્થાનેથી બીજે સ્થાને વિચરતાં નિહાળીયેજ છિયે, અને મનુષ્ય વર્ગ પણ દિન રાત્ર એટલોને એટલોજ જથાબંધ રેલવેમાં, આગબોટમાં, અશ્વગાડી, બળદગાડીમાં બેસી એક દેશથી બીજે દેશ ગમન કરતો આપણે અવલોકીયેજ છિયે. વૃક્ષ અને પર્વતોને પણ પોતાનાં પૃથ્વી ગૃહમાંથી આકાશમાં વિસ્તૃત થતાં આપણે અવલોકીયેજ છિયે.

આર્ય ભ્રાતૃગણ ! આ સર્વ શામાટે ?

પોતાના ઉદર પોષણ માટે. વ્યવહાર, પરમાર્થ સાધવા માટે. દેશ, લોક-ઉન્નતિ અર્થે. દેશ વિદેશ વિચરી પરમાત્માની અપૂર્વ શક્તિ નિહાળવા અર્થે. કર્ત્તવ્ય કર્મ બજાવવા માટે. અસ્તુ.

પુનઃ ગૃહપ્રતિ શા માટે વળે છે ?

સ્વ પુરૂષાર્થના ભોગ માટે. કર્ત્તવ્ય કર્મ બજાવી જેની સત્તાવડે, જે સત્તામાંથી પ્રકટ થયા તેમાંજ ચિર્ જ્ઞાન મેળવી, ચિર્ શાંતિમાં વિરમવા માટે. અસ્તુ. આ ઉપરથી એમ સિદ્ધ થાય છેકે-વૃક્ષ, પાષાણ અને જંતુથી લઇ મનુષ્ય પર્યંન્ત સર્વનું જીવન અને પ્રતીતિ એ પુરૂષાર્થથીજ છે અને ગતિ, ક્રિયાનું નામ પુરૂષાર્થ છે. ઇશ્વરની આજ્ઞાજ છેકે દેશ વિદેશ વિચારવાથીજ તમારો જીવન-વ્યવહાર ચાલે છે અને દેશની ઉન્નતિ થાય છે,-

તે ઇશ્વર-આજ્ઞા પ્રાણમાંજ પ્રતીત થાય છે, કારણ કે પ્રાણવાયુ હૃદય સ્વદેશમાંથી નીકળી બહાર વિદેશમાં વિચરી, પોષણ સામગ્રી સહિત પુનઃ સ્વદેશ પ્રતિ વળે છે. એ પ્રમાણે અહોનિશ પ્રારબ્ધ-વશ પ્રાણીયો જીવન પર્યંત પર્યટન કર્યાજ કરે છે. ત્યારે શોકનો વિષય છેકે-મનુષ્ય ઘરના ખુણામાં પેસી રહી, સ્ત્રીની ચેષ્ટા સામુંજ અવલોકી રહી, અશ્રુ ઢાળ્યાં કરે છે અને બહાર પગ મુકતાં કંપે છે! હવે એમતો સિદ્ધ થયું કે પુરૂષાર્થ કર્યા વિના કે બહાર નિકળ્યા વિના જીવન-વ્યવહાર ચાલી શકવો કઠિનજ છે. તોપછી દેશોન્નતિની આશાનું તો સ્વપ્ન કેવું ? ઇશ્વરે એવી વ્યવસ્થા કરી છે કે-મનુષ્યથી ક્ષણ પણ ક્રિયા કર્યા વિના પસાર થઇ શકે નહિ. તૈયાર ભોજન મળે તોપણ કંઠથી તે ઉદરકુપ સુધી પહોંચવવા માટે ક્રિયા કરવા જરૂર પડવાનીજ. ટુંકમાં પ્રાણની પ્રતીતિમાંજ ક્રિયા છે. માટે ભાઇયો! ક્રિયા કર્યા વિના જ્યારે છુટકોજ નથી ત્યારે ઘરનો ખુણો બાપનો કુવો અને સ્ત્રીનો દુવો સાચવીનેજ-સાંભળીનેજ પાટલેથી ખાટલે અને ખાટલેથી પાટલાવશ થઇ રહેવું, એ બાયલાપણું નહિતો બીજું શું શ્રેષ્ટપદ કહેવાય ? જ્યાં સુધી મનુષ્ય ઘરમાં ભરાઇ રહે છે ત્યાં સુધી તેને સૃષ્ટિ-સૌન્દર્યનું કશું પણ જ્ઞાન થતું નથી, અને મનુષ્ય જન્મમાં સ્થિત હોવા છતાં, પશુવર્ગમાં તેની ગણના થાય છે. પશુ પણ દેશ વિદેશ વિચરી પોતાની જ્ઞાતિ વર્ગમાં હળેમળે છે. જે મનુષ્ય પર-પુરૂષાર્થથીજ, પર-લક્ષ્મીથીજ પોતાનું જીવન વ્યતિત કરે છે તે પુરૂષ જીવતાં છતાં મૃતક સમાન છે, અને તેનાથીતો વૃક્ષ, પાષાણ, આદિ ઉત્તમ છે. સ્વાર્થ સાથે માત્ર સબંધ રાખનાર મનુષ્ય નહિ પણ જંતુઓ, પૃથ્વીને અને સર્વ ભાઇયોને કેવળ ભારરૂપજ છે.

જ્યાંસુધી આપણે વિદેશ નિકળતા નથી ત્યાંસુધી આપણે આપણને સમ્યક્ ઓળખી શકતા નથી. પર-દર્શન સ્વ-દર્શનને ઓળખાવે છે. અર્થાત્ ગુરૂ આદિના યથાર્થ બોધથીજ, સમ્યક્ વિચાર ઉદિત થતાં, આત્મ-દર્શન થાય છે. જ્યાંસુધી આપણે વિદેશ વિચરી, વિદેશી ભાઇયોનાં વિદ્યા, કળા અને વ્યાપાર-સામર્થ્યને સંપૂર્ણતઃ નથી અવલોકી શક્યા, ત્યાંસુધી આપણે આપણી વિદ્યા, કળા-સામર્થ્યને પણ યથાર્થ નથી જાણી શક્યા. અન્ય વસ્તુની અપેક્ષાથીજ સ્વ-વસ્તુની કિંમત થાય છે,

તદ્નુસાર પર–સામર્થ્યને અવલોકીનેજ સ્વ–સામર્થ્યની તૂલના થાય છે, અને સ્વ–ગૃહ બેઠાં બેઠાં પર–ગૃહની ગલીકુંચીયોનું, બનાવટનું માત્ર છવિમાં વા ગ્રન્થમાં દર્શન કર્યાથી યથાર્થ જ્ઞાન થતું નથી, માટે પ્રિય ભાઇયો ! સ્વ–દેશની ઉન્નતિ પરદેશના અવલોકન અને તત્ર ગમનમાંજ છે છતાં ભીરૂ થઇ કોઠીમાં કેમ ભરાઇ રહ્યાછો ? કોઠીનો પોતાનો સમય આવે (ઉષ્ણકાલમાં) બહાર પણ નિકળે છે પણ તમેતો એ કોઠા નહિ ને એની બ્હેન બીજી, પણ બહાર પગ મૂકવો કેવો ! તમારો કોઠીતો તમારી ઉદર કોઠીનુંજ પોષણ કરે છે પરંતુ આહા ! વિદેશીય કોઠીનો પ્રતાપ અવલોકો, જે ક્ષુદ્રમાં ક્ષુદ્ર સ્થિતિવાળા હતા તે ઇંગ્લંડવાસી હાલ દરેક પ્રદેશમાં પૂજાય છે સન્માન પામે છે તે માત્ર કોઠીના પ્રતાપે કરીનેજ. ગૃહસ્થિત કોઠીમાં તેઓ ભરાઇ રહ્યા હોત તો આપણાથી પણ એમની સ્થિતિ નિકૃષ્ટ, દયાપાત્ર હોત અને યુરપસ્થ રાજ્યો તેમને પાદ (પગ) તળે દબાવી રાખત, પરંતુ પ્રારબ્ધ બળે ઉચ્ચ પુરૂષાર્થનો ઉદય થવાથી, તેઓ ગૃહ કોઠીમાં ભરાઇ ન રહેતાં, માતા સામું જોઇ ડુસકાં ન ભરતાં સ્ત્રી ચેષ્ટાથી વિહ્વલ ન થતાં, પુરૂષમને પુરૂષશરીર–સામર્થ્યવડે ગૃહજાળમાંથી કૂદી પડી, જળમાર્ગે આર્યાવર્ત્તના અનુપમ સુરત બંદરમાં શનીવારે કોઠી નાંખી તે નાંખીજ, અને અદૃશ્યપણે વિધવિધ યુક્તિપુરઃ સર, આર્ય–પ્રજાને પ્રિય થઇને, ઉક્ત કોઠી વિદ્યા, લક્ષ્મીથી પેક કરી બ્રીટનમાં ઠલવવા માંડી તે માંડીજ માંડી. ભાઇ ! આ સઉ પ્રતાપ પર્યટનરૂપ વિદેશીય કોઠીનો, અને રિદ્ધ, સિદ્ધિ પૂર્ણ આર્યાવર્ત્તનો ! હાલ સકલ વિશ્વમાં તેમના પરમેષ્ટીપદ, મહેન્દ્રપદ, સાર્વ ભૌમપદ અને સ્વસાધિપત્ય આદિનું કારણ માત્ર તેમનું વિદેશગમનજ અર્થાત્ અત્ર આગમનજ છે. સર્વ પ્રકારનું પર–સામર્થ્ય, વિદેશ સંચરી અવલોકયા વિના સ્વ–સામર્થ્ય વૃદ્ધિગત્ તેમંજ તેનું યથાર્થ અવલોકન થતુંજ નથી. માટે દેશની સર્વ પ્રકારની ઉન્નતિનો આધાર પર્યટન છે. વળી પર્યટનથી મનુષ્યના તન–બળ અને મનઃ શૌર્ય વૃદ્ધિ પામે છે અને વિદેશ વિચરવાના અભ્યાસથી વિદેશીય હવા. પાણી પ્રકૃતિ અનુકૂલ થાય છે વિદેશીભાઇયો સાથે પ્રેમ બંધાય છે અને તેમની વિદ્યા, કળા પ્રાપ્ત થાય છે મનમાં સમ–ભાવ, ઐક્ય સ્ફુરે છે સુખ દુઃખના દૃદ અવલોકાય છે

તે સહન કરવાની શક્તિ આવે છે ધૈર્ય, સંતોષ, વિચાર અને ઉપશમ આદિનું માહાત્મ્ય અવલોકાય છે. રાગદ્વેષ, વૈર, શોક, મોહ અને ભીરૂપણાનો વિનાશ થાય છે. પુરૂષાર્થનો ઉદય અને આળસ્યનો અસ્ત થાય છે. અવિદ્યા અને રંકપણાનો વિધ્વંશ થાય છે અને સરસ્વતી, લક્ષ્મીનો સંસર્ગ અને પ્રાપ્તિ થાય છે સ્વાર્થ સધાય છે અને પરમાર્થ પળાય છે. એકદેશીયપણું, અજ્ઞાનતા, અલ્પજ્ઞત્વ, પારતંત્ર્યનો લોપ થાય છે અને સર્વ દેશીયપણું, જ્ઞાતતા, સર્વજ્ઞત્વ, અને સ્વાતંત્ર્યનું દર્શન થાય છે દેશ અને આત્માની અવનતિના કારણો હાથ આવતાં, તેનો ઉચ્છેદ કરવાનો જયવંત યત્ન થાય છે અને તેથી દેશ અને આત્માની સત્વર ઉન્નતિ થાય છે.

આર્ય ભાઇયો ! કૃપા કરી સાંભળશો,–બંને સગા ભાઇયો હોય તેમાંથી એક પોતાના પુરમાંજ સદા નિવાસનો હોય અને બીજો દેશ વિદેશજ ભ્રમણ કરતો હોય, તત્રસ્થ વિદ્યા, કળા સંપાદન કરતો હોય,–એ બંનેનું તન અને મનઃ સામર્થ્ય અવલોકો ! તેમનું વિદ્યા, કળા, જ્ઞાન–સામર્થ્ય અવલોકો ! બંનેમાં કોણ કેટલે અંશે એક બીજાથી અધિક છે ! માત્ર આટલાથીજ સર્વ ભાઇયોને જ્ઞાત થશે કે પર્યટનથી દેશને અને આત્માને કેવા કેવા અવર્ણનીય લાભ થાય છે ! આપણાં પૂર્વ મહર્ષિ પ્રણિત શાસ્ત્રોમાં પણ કેટલે અંશે તેનું માહાત્મ્ય છે ? પણ તેને ન અવલોકતાં, પેટભરૂ, આળસુ બ્રાહ્મણોએ બનાવેલાં નૂતન શાસ્ત્રોની શિક્ષાને અનુવર્તી આર્ય ભાઇયો વિદેશ સંચરતા અટકી પડયા, અને તેથીજ તેનું વિષમ પરિણામ આપણે અત્યારે અવલોકીયેજ છિયે. દીલગીર ! આ એક પ્રતિબંધેજ ભરતખણ્ડને છેક પાયમાલ દશાને પહોંચાડયો !

ભાઇયો ! ક્ષત્રીય રાજવીર ભાઇ માનસિંહનું કથવું શું ખોટું છે ? '**સબી** ભૂમિ **ગોપાળકી** વામે અટક કહા, જાકે મનમે ખટકહે સોહી અટક રહા.' વળી પ્રથમના આપણા નિષ્કલંકી, સૂર્યવંશી માહારાજાઓ ગુરૂ પાસે સંપૂર્ણ સકલ વિદ્યા, કળા સંપાદન કરી, સાર્વ ભૌમ ચક્રવર્તી પદ મેળવવા સર્વ દેશ વિદેશ દિગ્વિજયાર્થે પ્રયાણ કરતા અને સર્વત્ર વિજય ધ્વજ ફરકાવ્યા પશ્ચાત્ પુનઃ સ્વદેશ પ્રતિ આગમન કરતા, તેના યથાર્થ અનુ-

ભવ માટે મહાભારત, અને અન્ય ઇતિહાસો હજુ પણ અસ્તિત્વમાં છે. પાંડવ કૌરવના યુદ્ધ સમયે આર્યાવર્ત્ત ભૂપતિ સત્તાધિન સર્વે માંડલિક વિદેશીય રાજાઓ, આજ્ઞાનુસાર, યુદ્ધમાં હાજર થયા હતા, પરંતુ ખેદની વાર્ત્તા છેકે-આળસુ, મૂર્ખ, અશિક્ષિત બ્રાહ્મણોએ બ્રહ્મચર્યવ્રત અને પર્યટન ( વિદેશ ગમન ) પર અંધાર પછેડો પાથરવાથી દેશની અને આર્ય જીવનોની પાયમાલી કરી નાખી છે અને હજુ જ્યાં-સુધી એ અંધાર પછેડાને બીલકુલ સમેટી લેવામાં નહિ આવે ત્યાંલગીમાં શું થશે ? એ કંઇ કહિ શકાતું નથી. બાળાઓના વૈધવ્ય અને અન્ન અન્નના પોકારથી પ્રાણ છોડતાં બાળકોના આક્રંદને ટગર ટગર નિરૂપાયે જોઇ રહ્યાં કરવું, એથી દારૂણ કષ્ટ અન્ય કયું ?

માટે ભાઇયો ! દેશ વિદેશ વિચરવામાંજ જય છે એ નક્કી સમજશો. સેંકડે, હજારે, હજારે તો શું પણ જ્યારે એક લાખે એક મનુષ્ય આપણા ભારતવર્ષમાંથી વિદેશ વિચરે, તેમાં દેશનું શું રંધાણું ? અને તે પણ વળી ઝભો પહેરવા, ડ્રેસ ( પોશાક ) અને રીત રીવાજનું અનુકરણ કરવા, ખાણુ આપી ખાણુ ખાવા,-આ બે બાબતોજ માત્ર સમજ્યા છે. આ બે ધોરણમાં પસાર થયા એટલે વિદેશ-ગમનનું સાર્થક્ય થઇ ગયું અને દેશ-કલ્યાણનું ખ્યાત-મુહૂર્ત પણ થઇ ચુક્યું ! ભાઇયો ! વિદેશ આપણે ઘણું જાણવાનું, જોવાનું, શીખવાનું અને શીખવવાનું છે. અસ્તુ.

આપણી પૂર્વે મહર્ષિની રીતિ અને હાલના બ્રીટન વાસીની રીતિયો કેટલેક અંશે કોઇ કોઇ મળતી આવે છે અને તેથીજ તેમના દેશની ઉન્નતિ છે. આપણામાં પ્રથમ બ્રહ્મચર્યવ્રત-પાલન અને બાળલગ્નનું અદર્શન હતું તે પ્રમાણે તેમનામાં પણ પુખ્ત ઉમર થતાં સુધી વિદ્યાભ્યાસ થાય છે અને પશ્ચાત્ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશાય છે. પ્રથમ આપણામાં વરકન્યાની યોગ્યતાપર વિવાહ થતા, તેમ તેમનામાં હાલ વરકન્યાની ઇચ્છાનુસાર લગ્ન થાય છે છતાં તેમાં કેટલાક દોષ નજરે પડે છે પણ તેનું કારણ તેઓને જડયું નથી, અથવા જડ્યું છે તો તેઓ તે વિષયે નિઃસ્પૃહ રહે છે. આપણામાં પ્રથમ સંપૂર્ણ વિદ્યા, કળાના ગ્રહણ પછી દિગ્વિજયાર્થે દેશ વિદેશ પ્રયાણ થતું, તેમ તેઓમાં

પણ પૂર્ણ વિદ્યા મેળવ્યા પછી, દેશ વિદેશ વિચારવામાં આવે છે. આપણામાં પ્રથમ દરેક કાર્ય સભા-સંસ્થાથી થતું તેમ તેમનામાં પણ હાલ તેવીજ રીતે છે.

આર્ય ભ્રાતૃગણ! આ પ્રમાણે આપણી ઘણી ખરી મહર્ષિ પ્રણિત પ્રાચિન રીતિયોનું તેઓ અનુકરણ કરે છે અને આપણે આપણી વસ્તુતઃ સનાતનીય રીતિયોનું અવલંબન કરતા નથી અને તેથી પ્રતિકૂલ તે તરફ ધિક્કારની દૃષ્ટિયે જોઇયે છિયે, એ કેવું શોકપ્રદ અને શોચનીય છે?

ભ્રાતૃગણ! મ્હારૂં એમ કહેવું નથી કે-વિદેશી ભાઇયોની સર્વ રીતિયો શ્રેષ્ટ અને અનુકરણીયા છે! તેમની પણ કેટલીક રીતિયો આપણાથી પણ અતિ નિંદ્ય છે પરંતુ જે જે રીતિયો આપણી પૂર્વ મહર્ષિ પ્રણિત રીતિયોને મળતી આવે છે તે તો નિઃસંશય આદરણીયજ છે, તેમાં સમય અનુકૂલ માત્ર ફેરફાર કરવાનીજ જરૂર છે.

ભાઇયો! જ્યાંસુધી તમે બાળલગ્નનું પ્રતિબંધ અને બ્રહ્મચર્યવ્રતનું સ્થાપન તેમજ વિદેશમાં-હાઉસ ઓફ ઇન્ડીયન્સ, કુળાભૂવન, આર્ય પાઠશાળા આદિનું સ્થાપન નહિ કરો, અને કેવળ અશિક્ષિત, સમયના માહાત્મ્યને નહિ સમજનારા મૂઢ બ્રાહ્મણો ( પોપજી ) ની પૂર્વની, પૂર્વની નહિ પણ થોડા વર્ષ ઉપરની, શિક્ષાને અવલંબી રહેશો ત્યાં સુધી, ખરેજ, કદિપણ તમારી અને તમારા દેશની ઉન્નતિ થવાની નથી. પ્રિય દેશહિતૈષિ, દેશ સુધારકોને આટલું કથવુંજ પૂર્ણ છે. અસ્તુ.



# પ્રકરણ ૯ મું.



## દંપતી હૃદયમાંથી દ્રવ્યતો રસ અને ઐક્ય.



શુદ્ધ દંપતીયોના પ્રેમથી ઉભરાતા સહૃદયમાંથી દ્રવતો, ટપકતો રસજ રસમાં રસ છે અને સુધામા સુધા છે. એના ભોકતાજ ઇન્દ્ર–ઇન્દ્રાણિ છે. વિષ્ણુ લક્ષ્મી છે.

સર્વ પ્રકારના સ્વાસ્થ્ય, સિદ્ધિયો, રિદ્ધિયો અને સાધનોનો જયવંત, બળવંત સુત્રધાર ઐક્ય છે. સાર્વ ભૌમ ચક્રવર્તી મહારાજ્યપદ, સકલવિશ્વપ્રતિ વિશ્વાસનીય ભ્રાતૃભાવ, અસાધારણ સુખાનંદ, ઉપાસના, યોગ અને સમાધિ,—આ સર્વ ઐક્યનાંજ સંતાન છે.

( લ. વ. યાદવ. )



રસવતિચંદ્ર—પ્રિય કુસુમ! કુસુમકલા આજ કેમ સંકુચિત છે! કે આ સર્વ બાહ્ય આડંબર આ ચંદ્રને છેતરવા ધારણ કર્યો છે. દૃષ્ટિમાંતો કુસુમ અંતરથી વિકસિત હોય એમ જણાય છે.

કુસુમ—કુસુમ અંતઃકરણથી વિકસિત છે કે બાહ્યથી વિકસિત છે,–એ ઉન્નાસામાં જેનું સર્વસ્વ સમાયેલું હોય એતો આટલો વિલંબ અન્યત્ર કરેજ નહિ. આજતો નાથચંદ્રને હરાવું તોજ હું ચંદ્ર પ્રિયા ખરી!

**સર૦**—ચંદ્ર સદા કુસુમ વશજ છે ત્યાં પછી હારજીત જોવાનું ક્યાં રહ્યું ?

**કુસુમ**—એવું એવું નમ્ર મિષ્ટ ભાષણ કરી કરીનેજ કુમુદને, કુસુમને છેતરી, અને જગતને પણ છેતરોછો ! અરે ! ભુલી. તમારાથી કોણ બોલેછે ! આજતો પ્રિયથી ખરેખરૂં રીસાવું. બોલવુંજ નહિ.

**સર૦**—કુસુમ ! જો જો હો ! ચંદ્રવિના નહિ ચાલે !

**કુસુમ**—ઠીક જોઇયે છિયે કેવું નથી ચાલતું તે !

**સર૦**—કુસુમ ! ચંદ્રથી રીસાયાંછો તેથીજ પગના અંગુઠાથી પૃથ્વીપર ચંદ્રની આકૃતિ પાડી, તેનું દર્શન કરો છો ?

કુસુમથી સહજ હસી જવાયું તેને તત્ક્ષણ અદૃશ્ય કરી,—હા, ચંદ્રના દર્શન વિનાજ નહિ ચાલતું હોયની ?

**સર૦**—નહોતાં બોલતાં ને કેમ બોલ્યાં ? મૂક[૧] રહેવું હતું ને અમૃત ભર્યું મુખડું કેમ છલકાઇ ગયું ?

**કુસુમ**—હું પ્રેમથી બોલી નથી પરંતુ તમને યોગ્ય ઉત્તર આપ્યો છે.

**સર૦**—પ્રેમથી બોલ્યા વિના સ્મિત હાસ્ય થઇ ગયું હશે ! કુસુમ ! ત્હારી ઇચ્છા મુજબ હું ત્હારા માટે આ પંચદશી પુસ્તક અને મુક્તાહાર લાવ્યોછું. જો, આ પુસ્તક ! ને આ મુક્તાહાર !

કુસુમે માત્ર દૃષ્ટિજ કરી, પરંતુ ઉત્તર વાળ્યો નહિ, અને સામે ભીંતે ટાંગેલી સરસ્વતીચંદ્રની છબિ સામું નિહાળી રહી.

**સર૦**—કુસુમ ! બોલીશે નહિ અને સામું પણ નહિ જુએ ? વારૂ, કંઇ ચિંતા નહિ, હજુ પણ દૃષ્ટિ યોગ્ય સ્થાનેજ છે. વ્હાલી કુસુમ ! રસભરી દૃષ્ટિથી, નિઃશંક થઇ, તૃપ્ત થતાં સુધી ચંદ્રની છબિને નિહાળ્યાંજ કરજે, હો કે ?

કુસુમે ત્યાંથી દૃષ્ટિ ખેંચી લઇ પાસે ન્યુસ પડ્યું હતું તે વાંચવા લાગી.

**સર૦**—કુસુમ ! એમાં પણ ચંદ્રનો આપેલો એક આર્ટીકલ છે તે ખોળી કાઢજે કારણકે એ આર્ટીકલ પણ ચંદ્રરૂપજ છે.

---

૧ મુંગા.

કુસુમ ન્યુસપેપર પડતું મૂકી ઉભી થઇ. સરસ્વતીચંદ્ર પણ તરતજ ચમકી ઉભો થઇ અરે ! કુસુમ ! તમારા પગ પાછળ શું છે?

કુસુમ એકદમ ચમકી,-પ્રાણનાથ શું છે?-એમ બોલતી, એકદમ ચંદ્રને બાઝી પડી. સરસ્વતીચંદ્ર બાથમાં લઇ સ્નેહ કરવા લાગ્યો.

**સર૦**—નહોતી બોલતી, સામી દૃષ્ટિયે નહોતી કરતી અને આતો એકાએક ભેટી પડી. પ્રીય કુસુમ ! આમ એકદમ કેમ મનાઇ ગઇ?

**કુસુમ**—પ્રાણનાથ ! આવો પણ ઉપહાસ ? જુઓ ! હજુ મ્હારૂં હૃદય ધબકે છે.

**સર૦**—કુસુમ મનાય નહિ ત્યારે મ્હારે શું કરવું ? એમ કહિ સરસ્વતીચદ્રે ઓષ્ઠપર દૃઢાલિંગન કર્યું.

**કુસુમ**—અંહં ! આમ શું ! મને મૂકી દયો નાથ ! તમારા આલિંગનમાં તો કામણ છે.

**સર૦**—મ્હારા આલિંગનમાં કામણ નથી પરંતુ કામણથી ભરેલી સુવાસ પૂર્ણ કુસુમ-સુખકલાજ છે,

**કુસુમ**—ચંદ્ર ! મ્હારા કેશપાશને બરાબર ગોઠવો જોઇયે !

સરસ્વતીચંદ્ર બાથ મુકી દઇ કેશ ગોઠવવા જાય છે તેટલામાં કુસુમ પાસેથી એકદમ છટકી જઇ, જરા દૂર ઉભી ઉભી-

નહોતા મૂકતાને નાથ ! હવે પાસે આવવાની નથી.

**સર૦**—કુસુમને પુનઃ આકર્ષિ લેવું ચંદ્રને કઠિન નથી. પ્રિયા ! મદનને વશ કરતાં આવડું બધું શા સારૂ સહોછો ? મદન શરીરને કંપાવે છે શીત્કાર કરાવે છે દંત અને અધરોષ્ટ વચે દારૂણ યુદ્ધ થતું પ્રત્યક્ષ જણાઇ આવે છે છતાં માનુની ! કેમ માન મુકતાં નથી ? આવો મ્હારી પાસે. મ્હારા ઉત્સંગમાં પ્રેમથી બેસાડું અને હજુ એક મદન ચેષ્ટા તમમાં દૃષ્ટિગોચર થતી નથી તેનું પણ પ્રસ્તાવન કરી, અમૃત રસનું પાન કરી કરી હું તૃપ્ત થઉં, તૃપ્ત કરૂં.

કુસુમ—પ્રિય ! કશી મદન ચેષ્ટા દૃષ્ટિગોચર થતી નથી !

સર૦—અહિં આવો તો કહું.

કુસુમ—ના, ચંદ્ર ! કહોતો પછી આવું. ના, મ્હારા સમ છે કહો વળી !

સર૦—વ્હાલી ! હજુ કૃત્રિમ ( ખોટું ખોટું ) કયાં રડો છો ? અને શીત્કાર તથા કૃત્રિમ ત્રાસનો કૃત્રિમ ધ્વનિ ( અૂંઅૂંઅૂંઅૂંહૂંઅૂં ) કર્ણગોચર પણ કયાં થાય છે ?

કુસુમ—હા. હું સમજી. તે દિવસની વાત મ્હને સારી રીતે સ્મરણમાં છે. અમારે કૃત્રિમ રડવાની ઇચ્છા નથી. કામણગારાનો અમે સંગ કરતા નથી.

( હસીને ) ના, ના, પ્રાણનાથ ! અનંગ રંગીત ચેષ્ટા ન કરો તો " " "

સર૦—પ્રિયા ! હું તો ત્હને વંચાવતાં ચુકીજ ગયો. કુમુદ તરફથી એક કુશળ પત્ર આવ્યો છે ત્હને વંચાવવા માટે મ્હેં ખીસ્સામાંજ રાખ્યો છે.

કુસુમ—( ચંદ્ર પાસે આવી ) જોઉં પ્રાણનાથ ? એમ કહિ, કુસુમ ચંદ્રના ઉત્સંગમાં સુતી સુતી કુમુદનો પત્ર વાંચવા લાગી:-

## સુવર્ણપુર, સુખિતિથિ.

પ્રિય સખે સરસ્વતીચંદ્ર ! મમ માનસિક આત્મારામ !

જયજય. હું સર્વવ્યાપક સ્વરૂપમાં મગ્નછું. મમ પ્રિય બ્હેન કુસુમસહ તમે કુશળ હશો. ભારત ભક્તિ અર્થે આપને અપૂર્વ શ્રમ લેતા શ્રવણ કરી, અંતરથી અપૂર્વ આનંદ અનુભવુંછું. ચંદ્ર ! પ્રારબ્ધ છે ત્યાં સુધી દેહ પ્રતીતિ છે. દેહ પ્રતીતિ છે ત્યાં સુધી મન, દેહ અને તેનાં ધર્મ છે અને અંતર્યામિ તેથી આવૃત છે માટે તન, મનના ધર્મ નિજ જ્ઞાનને શિથિલ ન કરી નાંખે તેમજ તન, મનને બાહ્ય વિષયો વિકલ ન કરે તે અર્થેજ યોગ સિદ્ધ કરૂં છું. પ્રિય ચંદ્ર ! કુસુમના આચાર વિચારે તમને અનુકૂલ પડયાં હશે. ચંદ્રના સહવાસમાં પ્રતિદિન વિલાસ કરતાં, પ્રસાદ ભૂત કયાં ચિત્ત રમણીય, રસજ્ઞ અને વિનયશીલા ન બને ?

સરસ્વતીચંદ્ર ! મ્હારી કુસુમને ઘેલી કરશો નહિ, કારણકે તમે પ્રબુદ્ધ કામરૂપ છો. ચંદ્ર ! શારીરિક યોગ કેવો સુખકર

અને દુઃખકર છે એ હવે યથાર્થ અનુભવ્યું હશે. સંસ્કારી અનુભવ અને શ્રુત, દૃશ્ય અનુભવમાં કેટલો અંતર છે? એ હવે સમજાયું હશે. મ્હારો તો શારીરિક યોગે નષ્ટ થયો અને માનસિક યોગે ભ્રષ્ટ થયો, અને એ ઉભય યોગનું પરિણામ હાલ છું. હવે તો મ્હને પ્રમાદ અને ચંદ્રમાં કંઇ અંતર જણાતો નથી. એકજ વસ્તુ સાકાર નિરાકારરૂપે ભાસે છે પ્રમાદ નામ લેતાં પણ ભય નથી અને ચંદ્ર નામ જપતાંયે ભય નથી. અપૂર્ણ આનંદમાંછું. પ્રત્યુત્તર લખશો. દંપતીનો જય થાવ. ઇતિમ્.

લી. કુમુદના જયસચ્ચિદાનંદ.

કુસુમ પત્ર વાંચી રહ્યા પછી—

**કુસુમ**—નાથ! કુમુદ સાથેના આપના સંબંધમાં અને મ્હારી સાથેના આપના સંબંધમાં ફેર શો?

**સર૦**—કુસુમ! કુમુદ સાથે તો માત્ર (સૂક્ષ્મ) માનસિક સંબંધ છે અને ત્હારી સાથે તો સૂક્ષ્મ અને સ્થૂલ ( માનસિક અને શારીરિક દ્વીવિધ સંબંધ છે.

**કુસુમ**—જેમ બીજ અને વીર્યમાં, વૃક્ષ અને મનુષ્ય છેજ તેવી રીતે મનમાં પણ આખો અપ્રકટ્ સંસાર રહ્યો છે તો પછી અપ્રકટ્ પણ બીજરૂપ શારીરિક સંબંધ કુમુદ સાથે કેમ નહિ?

**સર૦**—કુસુમ! કુમુદ-પ્રેમમાં સ્થૂલરૂપે પાર્થિવ શરીરની પ્રતીતિજ નથી, અને છેતો મૂલ નિરાકારરૂપે છેકે જે મૂલ રૂપ સર્વ વ્યાપક છે. જેવી રીતે ભુંજાયેલા બીજમાં વૃક્ષનો અવકાશ નથી તેવી રીતે તત્વજ્ઞાનથી પરિપક્વ આત્મમય મનમાં પાર્થિવ દેહનો કે સંસારનો અવસર નથી. કુસુમ! ત્હું સાત્વિક છે તેથી કેટલોક કાલ વ્યતીત થયા પશ્ચાત્ ત્હું પણ આ પ્રેમમાંજ પરિણમીશ, અને એ પ્રસંગેજ હું આ વિષયે ત્હને અધિક કંઇ કહિશ.

**કુસુમ**—નાથ! આપ એક દિવસ જ્યારે જન-સમાજની ઉન્નતિ વિષયે ચર્ચા ચલાવી રહ્યા હતા ત્યારે એવું જણાવ્યું હતું કે-હિન્દી પ્રજાના સંસાર સુધારાની જેટલી આવશ્યકતા છે તેથી અધિકાંશે હિન્દી રાજા માહારાજાઓના સંસાર-સુધારાની અને યોગ્ય કેળવણીની આવશ્યકતા છે.

સર૦—કુસુમ ! વાસ્તવિક છે. દેશી રાજ્યોની વ્યવસ્થા આજકાલ એવી દશામાં છે કે જ્યારે ત્યારે પણ એ દેશી રાજ્યોની વ્યવસ્થા, અમેરિકા અને ઇંગ્લન્ડની રાજા-સરદાર અને પ્રજાની પ્રવાહી પદ્ધતિ અનુસાર યોજાશે. દેશી રાજવાડાઓમાં, પોતાના રાજ્ય અને યુરોપસ્થ રાજવાડાઓ જેવો સુધારો અને તેવી સંસ્થા બાંધવામાં, પાર્લામેન્ટ, હિન્દ-પ્રધાન અને હિન્દ-બ્રીટન માહારાજાધિરાજ શા માટે નિસ્પૃહ રહે છે ? એ વિચારણીય છે.

દરેક હિન્દ રજવાડાઓમાં રાજા પ્રજા સત્તાક રાજ્ય સ્થાપવાની સંસ્થા જ્યારે ત્યારે થશે ત્યારેજ તેઓ નષ્ટપ્રાય થતાં બચશે. હિન્દી રાજા રાજાઓના પ્રજા પ્રજાઓના અને રાજા પ્રજાઓના મંત્રતંત્રનું અદ્વૈત થશે, ત્યારેજ તેઓ અમારા જેવી પ્રજા દશાને પરિણમતા બચશે. તેઓની હાલની સ્થિતિ પણ ઉલ્લાઓની રૈયત જેવી છે. આ સ્થિતિને અવલંબી રહેવું, એ આશાને પણ વર્ત્તમાન દૃષ્ટિગોચર થતી રાજ્ય પ્રજાવ્યવસ્થા જલબુંદવત્‌નું રૂપ આકારે છે. ત્યારે આ સ્થિતિનું પોષણ કરવાને, ગોષિત કરી વૃદ્ધિગત્ કરવાને, દેશી રજવાડાઓએ શું કરવું જોઇયે ? પ્રથમ તો સ્વ-પ્રજાનું ઐક્ય અને સ્નેહ સંપાદન કરવું જોઇયે. પશ્ચાત્ બ્રિટીશ રાજ્યનું બાહ્ય અંતઃ રૂપનું યથાર્થ અવલોકન કરી તેના અંતર્ સમીપસ્થ થવું જોઇયે, ત્યાં રહી સર્વ ઇચ્છિત પરઇચ્છિત કાર્ય સાધ્ય કરવાં. આ સિવાય દેશી રાજવાડાનો જ્યારે ત્યારે બીજો ઉદ્ધાર નથી. અમારા જેવી બ્રીટીશ સત્તાતળે વિચરતી પ્રજાના પણ સૌભાગ્યનો પૂર્ણચંદ્ર પણ આ અવધારણાથીજ આવૃત છે. હજુ સમય છે ચેતવાનું છે વાદળ ચડી આવ્યું છે. વૃષ્ટિ થતાંજ વર્ષાછત્ર સજ્જ રાખો. ઉપર પ્રમાણે તમે, તમારી પ્રજા, બ્રીટીશ પ્રજા, બ્રીટન માહારાજા-હિન્દ શેહેનશાહ સર્વ અંતરૂથી એક થાવ. કારણ ઐક્યમાંજ જય છે.

સર૦—અસ્તુ. કુસુમ ! હવે આપણે પ્રકૃત વિષયને અનુસરીયે. કુસુમ ! ઐક્ય વિશે જે નિબંધ આવેલો છે તે વાંચ.

કુસુમ—જેવી પ્રાણુની આજ્ઞા. કુસુમ ઐક્ય વિષયપર લખેલો નિબંધ વાંચે છેઃ—

ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं ।
करवावहै ॥ तेजस्वीनाम धी तमस्तु माविद्विषावहै ।
ओ३म् शान्तिः शान्तिः शांतिः ॥

હે ! સર્વ શક્તિમાન્ ! હે ઇશ્વર ! આપની કૃપા, રક્ષા અને સહાય્યથી અમ સર્વ મનુષ્ય ભાંઇયો પરસ્પર એક બીજાની રક્ષા કરીયે, અને સર્વ પરમ પ્રીતિથી અભિન્ન થઇ, સર્વથા ઉત્તમ ઐશ્વર્યને, આપના અનુગ્રહે કરી સદૈવ ભોગવીયે. હે કૃપાનિધે ! આપની સહાયતાથી અમ સર્વ પરસ્પરના સામર્થ્યને પુરૂષાર્થ કરી સદૈવ વૃદ્ધિ કરતા રહિયે. હે પ્રકાશમય ! હે વિદ્યા દાતા પરમેશ્વર ! ( આપ કૃપા કરી ) આપના સામર્થ્યથી અમ સર્વની તથા તેની પ્રાપ્તિ અર્થે લીધેલો અમ સર્વ સંસારમાં પ્રકાશને પ્રાપ્ત થાય, અને અમારી વિદ્યામાં સદા વૃદ્ધિ થતી રહે. હે પ્રીતિ ઉત્પાદક પરમેશ્વર ! આપ કૃપા કરી અમને એવી સન્મતિ આપો કે જેથી એક બીજાથી વિરોધ ન રાખતાં, પરસ્પર મિત્ર ભાવથી સદા વરતીયે. ( ॐ शांतिः ) હે ભગવન ! આપની કરૂણાથી અમે ત્રણ કલેશ કે જેમાં પ્રથમ ( અધ્યાત્મિક ) જે જ્વરાદિ રોગોથી તેમજ રાગ દ્વેષરૂપ અજ્ઞાનતાથી મનમાં પીડા થાય છે તે. દ્વિતીય-( આધિભૌતિક ) રોગ, શત્રુ, વ્યાઘ્ર સર્પાદિ ક્રુર પ્રાણિયોથી પીડા થાય છે તે. અને તૃતીય ( આધિદૈવિક ) જે અતિવૃષ્ટિ, અતિશીત, અતિ ઉષ્ણતા ( મન, ઇન્દ્રિય આદિનાં વિકાર, અશુદ્ધિ અને ચંચલતા ) થી કલેશ થાય છે તેઃ-આ ત્રિવિધ તાપને આપશાંત અર્થાત્ નિવારણ કરશો કે જેથી અમ સર્વ એકમત થઇ, સદ્‌વર્ત્તનથી ચાલી પુરૂષાર્થ કરી કૃત્ય કૃત્ય થઇયેઃ

આર્ય ભ્રાતૃગણ ! સૃષ્ટિ પ્રતિ અવલોકનરૂપ દૃષ્ટિથી નિહાળતાં કયો પદાર્થ ભિન્ન ભાવે દૃષ્ટિગોચર થાય છે ! સૃષ્ટિ શબ્દજ, સમુદય, સમૂહ-અર્થને પ્રદીપિત કરે છે તો ભિન્ન સ્વરૂપ, પદાર્થના દર્શનની વાર્ત્તાજ શી રહી ? જડ વર્ગમાં સૃષ્ટિના સર્વ પદાર્થ, તેના રજકણ ( Atoms ) થી સંયુક્ત, મૂર્તિમાન બની દૃશ્યરૂપ બન્યા છે અને સત્વ, રજ, તમરૂપ સૂક્ષ્મ પ્રકૃતિ-નું ભૌતિક દૃષ્ટિથી દર્શન થઇ શકતું નથી, કારણકે પ્રકૃતિની

વાં જગતની પ્રથમાવસ્થા સૂક્ષ્મ, વ્યાપક, અને શબ્દ, સ્પર્શ આદિ ગુણ રહિત છે. તેમજ અસંસારી અવસ્થામાં આત્મા પણ નિર્ગુણ, નિષ્ક્રિય, નિર્લેપ અને કેવળ ચિત્ સ્વરૂપ છે. **सत्व रजस्तमसां साम्यावस्था प्रकृति**–સત્વ, રજ અને તમ–એ ત્રણ ગુણની સામ્યાવસ્થા, અર્થાત્ ઉક્ત ત્રણ દ્રવ્ય, જ્યારે સમ્ભાવમાં અથવા તો અન્યૂન, અનતિરિક્ત ભાવમાં રહેલા હોય ત્યારે તે પ્રકૃતિ, પ્રધાન, અકાર્યાવસ્થા, બીજાવસ્થા કહેવાય છે; અને જ્યારે તેમાં ન્યૂનાધિકપણું થાય છે અર્થાત્ એક અવયવ વૃદ્ધિ પામીને બીજા અવયવનો પરાભવ કરે છે ત્યારે તેમાંથી પરિણામનો આરમ્ભ થવા માંડે છે એમ અનુક્રમે પ્રથમ મહતત્વ, પછી અહંકાર, ઇન્દ્રિય, પરમાણું અને છેવટ વર્તમાન જગત્ દૃષ્ટિગોચર થાય છે. તાત્પર્ય એજ કે–સકલ જગત્ પરમાણુના અન્યોન્ય મેળથીજ પ્રતીયમાન છે.

નૈયાયિક, વૈશેષિક, બૌદ્ધ, અને ચાર્વાક આદિ દાર્શનિક પંડિતો ભૂતગ્રામને અર્થાત્ ચાર પ્રકારના પરમાણુઓને ( પાર્થિવ, તૈજસ, વાયવીય, અને આપ્યને ) જગતનું મૂલ કહે છે કપીલતે વાતને માન્ય ન કરતાં કહે છેકે–સત્વ, રેજ અને તમ, એ ત્રણ દ્રવ્યજ જગતનું મૂલ ઉપાદન કારણ છે. કપીલ કહે છેકે–સર્વ પરમાણુંઓ ચાર પદાર્થના વિકાર છે. પ્રકૃતિ, મહતત્વ, અહંકાર અને તે પછી તન્માત્રા અર્થાત્ પરમાણુંઓ. આ પરમાણુંઓ મન, બુદ્ધિ, અહંકારાદિ સૂક્ષ્મ જગતનું કારણ નથી તે તો નદ, નદી, પર્વત, વગેરે સ્થૂલ કાર્યના કારણ છે તેથી પરમાણુંઓનું મૂલતત્વ સહજમાં સમજાય છે અને પ્રકૃતિનું મૂલતત્વ સહજમાં સમજાતું નથી પણ કઠીન લાગે છે. કપિલના મતમાં સર્વ પરમાણુંઓ ચિર્ નિત્ય નથી. કોઇપણ એક દિવસ તે સર્વે વિનાશને પામે છે. જો તેનો વિનાશ થાય છે તો પછી વિનાશ ક્રમના જે નિયમ નિરૂપણ કર્યા છે તે નિયમની રક્ષા કરવા માટે તેનું કોઇએક કારણ હોવું જોઇયે. વિનાશ માટે આ રીતે છેકે–જેનો નાશ થાય છે તે પોતાના કારણ દ્રવ્યમાં ગુપ્ત રહે છે. કારણ દ્રવ્યમાં મળી જવું એનું નામજ નાશ; એ વિના બીજો નાશ આ જગતમાં નથી; એટલે કે–દૃશ્યમાન સર્વ પદાર્થ મેળવાળાછે અસ્તુ. (સમાલોચક)

હવે પંચ મહાભૂત-પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ,-તેમાં પૃથ્વીમાં પૃથ્વી પ્રધાન અને અન્ય ચાર તત્વ પણ છે. જળમાં જળ પ્રધાન અને અન્ય ચાર તત્વ પણ છે-એવી વ્યવસ્થા છે. પરંતુ આ પાંચમાં જો પરસ્પર મેળ ન હોતતો આ સૃષ્ટિનું આપણને કદિપણ દર્શન થાત નહિ અને ઇશ્વરની અદ્ભૂત, અલૌકિક કૃતિનું ભાન આપણને કયાંથી થાત ! સત્વ, રજ અને તમમાં પણ તેવી રીતે પરસ્પર મેળની વ્યવસ્થા છે અને એ મેળ તુટતાંજ મરણ નિપજે છે. માટે કાર્યના સાફલ્યનું મૂલ મેળ છે. સમૂહમી વસ્તુ અભાવમાં નથી, સૂક્ષ્મ વસ્તુનું ભૌતિક દૃષ્ટિથી દર્શન થતું નથી અને સર્વ કાર્ય સંમીલનથી બને છે. સર્વ ભાઇયોની દૃષ્ટિ સમક્ષ કોઇપણ એવો પદાર્થ દૃષ્ટિગોચર થાય છેકે જે સંમીલન સિવાય દૃશ્યમાન થતો હોય ! આ ઉપરથી એમ સમજાશે કે-દૃશ્યમાન સર્વ વસ્તુ કાર્યરૂપ છે. પ્રકૃતિ લીન શરીર ધારી સર્વ ભૌતિક દૃષ્ટિયે કાર્યરૂપ છે. તાત્પર્ય એજ કે-આખી સૃષ્ટિ મેળથીજ ઉત્પન્ન થઇ છે. જડ પદાર્થ સર્વ મેળથી ( કોઇ શક્તિવડે ) એકતાને પામ્યા છે તો સર્વ ભાઇ, મેળ રાખી, એકત્ર થઇ, સંપ, સદાચાર, ધર્મ, નીતિ પુરિત પંથમાં વિચરો તો કેટલું કલ્યાણ થાય ?

હવે શરીરધારી, ચૈતન્યયુક્ત, આપણે પણ એક પ્રકારે સમુદાયી છિયે. ગુરૂ, માતાપિતા, બંધુ, સ્ત્રી, મિત્ર આદિથી યુક્ત છિયે અને તેથીજ દીપ્તિમાન અને પ્રભાવશાલી છિયે, કારણકે ઉન્નતિ અને અવનતિમાં તેમની કેટલી સહાય છે ? સૃષ્ટિ સ્થિત સર્વ પદાર્થ અને પ્રાણીની ઉત્પત્તિ તેમજ વૃદ્ધિ મેળથી છે. સમુદાયથી સકલ સૃષ્ટિ કથન કરી તો પછી ઇતર વાર્ત્તા કથવી શી રહી ? માટે જડ ( અચેતન ) અને ચેતન, એ બેઉનો આધાર મેળ છે.

આપણો આર્યાવર્ત્ત કે જે એક સમય સર્વ સંપત્તિ, ઐશ્વર્યથી સંપન્ન હતો અને હાલ નથી, તેના મુખ્ય કારણોમાં ઐકયની ખામી એજ કારણ મુખ્ય છે. મહાભારત ઇતિહાસો જોતાં જણાયછેકે કોઇપણ મહાન કાર્યના નિરાકરણ અર્થે પ્રથમ સભાઓ હતી. પાંડવ કૌરવની સભામાં કેવા કેવા વિદ્વદ્વર્ય મહાશય હતા ? અને તેઓ દરેક કાર્ય એકમત થઇને કરતા. પાં-

ડવો નીતિમાન હતા અને કૌરવો રાગી દ્વેષી હતા, તદપિ અંતે-**सत्यमेवजयति**-એ કથન અનુસાર પાંડવને જય મળ્યો. પાંડવ કૌરવમાં પણ ઐકયનું બંધન તુટવાથીજ અન્યોન્યમાં યુદ્ધ થયું. પૃથિરાજ, જયચંદ્ર, ભીમદેવ વગેરેમાં પણ પરસ્પર મેળ ન હોવાને લીધે રાજ્ય ખોઇ બેઠા. આ સર્વનું આદિ કારણ ઐકયનું અદર્શનજ છે.

જ્ઞાતિના કોઇપણ બાબતનો નીવેડો જ્ઞાતિના પંચદ્વારા થાય છે પંચથી નિરાકરણ,-આ રીવાજ પૂર્વાપરથી ચાલતો આવે છે. એ રીવાજ આપણા મનનશીલ, વડીલ મહર્ષિ પ્રણિત છે તેનો યથાવત્ જયવંત ઉપયોગ પાશ્ચાત્ દેશ નિવાસીયો કેવો કરેછે? કે જેથી તેઓ સામાન્ય અવસ્થામાંથી વૃદ્ધિ પામતા આ સ્થિતિપર આવ્યા. રાજહિત, પ્રજાહિત, દેશહિત, સ્વહિત, પરહિત,-સર્વની ઉન્નતિ અર્થે તેઓ સભા નિયત કરે છે અને દરેક વિચારનું વર્તન એક મત થઇ કરે છે; બુદ્ધિશાળી, પુરૂષાર્થી પુરૂષોને ઉત્તેજન આપે છે. નવનવી કલાઓની શોધ અને વૃદ્ધિ અર્થે સભાઓ ભરી ચિંતવન કરે છે-આજ એમની ઉન્નતિનું મુખ્ય કારણ છે. ખરેજ, દીલગીર! આપણો જે પ્રાચીન રીવાજ તેનો જયવંત ઉપયોગ તેઓ કરે છે. કાનથી સાંભળીયે છિયે, દૃષ્ટિથી જોઇએ છિયે ન્યૂસદ્વારા વાંચીયે છિયે છતાં તેનું અનુકરણ કરતા નથી. મૂળ એ રીવાજ કોનો? અને કોણે કયાંથી કેવી રીતે ગ્રહણ કર્યો? એ વિચારનો તો જન્મ પણ કયાંથી હોય? અસ્તુ. જુનો જુનો પણ જ્ઞાતિના પંચનો ઝુંડો હજુ ફરકે છે અને એજ આપણને સૂચવે છેકે-સર્વ પ્રકારની આગળ સભાઓ હતી અને આ રીવાજ આપણો મહર્ષિ પ્રણિત પ્રાચિન છે. મ્હારૂં કહેવું એટલુંજ કે-જ્ઞાતિના કોઇપણ કાર્યનું નીરૂપણ જ્ઞાતિ પંચથી થાય છે ( તેમાં પણ હાલનો ઢંગ કંઇ વિશેષ ઠીક નથી ) તેવી રીતે સ્વહિત, પરહિત, દેશહિત, રાજહિત, પ્રજાહિત-વગેરેની ઉન્નતિ અર્થે સભા નિયત કરી હોયતો દેશનું, મનુષ્યનું, કેટલું હિત થાય? જેવી રીતે કાચા સૂતરનો તાંતણો પૃથક્ હોય ત્યારે જલદી તુટી જાય છે અને તેને બીજા તાંતણાની સહાયતા મળી, વણાઇ, તદ્રૂપ થાય ત્યારે તુટતો નથી, તેવી રીતે કોઇ કાર્ય ઘણા મનુષ્યના એકમતનું પરિણામ હોય તે કાર્ય હમેશાં પરિપૂર્ણ થાય છે-રહે છે. સભા ભરવાનો રીવાજ

પાશ્ચાત્ દેશ નિવાસી-આપણીજ મહર્ષિ-કૃતિનું દર્શન આપે છે, જોકે આપણીજ કૃતિનું દર્શન છે યદ્યપિ પુરૂષાર્થહીન થઇ જ-વાથી આપણી વિસ્મૃતિને જાગૃત કરે છે. મનુ માહારાજ કહે છેકે—**सर्वं परवशं दुःखं सर्व मात्मवशं सुखम् ।**

સ્વતંત્રતા જેવું સુખ નથી અને પરતંત્રતા જેવું દુઃખ નથી, પુરૂષાર્થ-પૂર્ણ પુરૂપ સ્વતંત્રતા ચાહે છે. પુરૂષાર્થહીન પુરૂપ પરતંત્રતા ચાહે છે. ઐકયનું બંધન તુટવાથીજ સ્વતંત્ર આર્યા-વર્ત્ત પરવશતા અનુભવે છે.

સંસાર અનેક સમૃદ્ધિ સંપન્ન છે તેને નિહાળી અધિકા-રાનુસાર મનુષ્યની વૃતિ રૂચતા પદાર્થ પ્રતિ, અપ્રાપ્તિ થકી નાચવા કુદવા મંડી જાય છે અને તેની પ્રાપ્તિ માટે અસીમશ્રમ લેછે છતાં નિષ્ફળ થાય છે. આખરે તેને પોતાથી. અધિક સામર્થ્ય-વાળાની મદદ અને મત લેવાની જરૂર પડે છે. જ્યારે વખતે ( તૃણની ) પણ જરૂર પડે છે તો મનુષ્યને મનુષ્યભાઇની સહાયતાની અન્યોન્ય કેમ જરૂર ન પડે ? માટે જે જે કાર્ય સિદ્ધિના પરિણામો છે તે તે સર્વ સમુદય અને ઐકયને લઇ-નેજ. માટે સુહૃદ આર્યો ઇર્ષા, દ્વેષનો ત્યાગ કરી પરસ્પર પ્રેમ ભાવથી યુક્ત રહો.

વ્યભિચાર, ચોરી, આદિ દુર્ગુણનો સપ્રેમ ઐકયથી નાશ થાય છે. જ્યાં એકતા થઇ ત્યાં દરિદ્રિ પણ કયાંથી રહેશે ? કારણકે સપ્રેમ ઐકય હોવાથી સર્વ ભ્રાતૃગણ તેનાં દારિદ્રય-ઉ-ચ્છેદના કારણરૂપજ હશે તેથી તે દરિદ્રી પણ કયાંથી રહેશે ? અને સર્વને પુરૂષાર્થી જોઇ, તેનામાં પણ તે ગુણ આવશે. જ્યારે બંધુ પ્રેમ દ્રઢ બની એકતા થઇ ત્યારે તે વ્યભિચાર પણ કોની સાથે કરશે ? અને ઘર પણ કોનું ફાડવા જશે ? માટે ઐ-કયના અદર્શનમાંજ સર્વ દુરાચારનો જન્મ છે.

કેટલાક મનુષ્યો પોતાના આર્ય બંધુઓથી હસીને બોલવામાં, યોગ્ય સલાહ આપવામાં, પોતાના મહાન અધિકારને કલંક અને ગૌરવની અવનતિ સમજે છે તો તેનું શુભ કરવાનું તો કયાંથીજ ચિંતવન કરે ? પણ તેનાથી હું મ્હોટોછું એ સદૈવ સ્મરણમાં રાખી, દરિદ્રીને વિશેષ દરિદ્રી, દીન કરવા અને લક્ષ્મીવાનની

ખુશામત અને લાભ આપવા પ્રયાસ કરે ત્યાં દેશ-ઉન્નતિની શી આશા બાંધવી ? An empty vessel sounds most-

અધુરો ઘડો છલકાય[1]- તેવીરીતે અધુરા વિદ્વાનમાં ગર્વ જણાઇ આવે છે. જેને સદ્દગુરૂની કૃપાદ્વારા વિદ્યા પ્રાપ્ત થઇ છે વિદ્વાનોના સમૂહોમાં ઉછરેલો, વિચરેલો છે તે તો સદા શાંતજ વિચરે છે. મ્હારો વાદ વિજયી ન નીવડયો-એમ ધારી ખોટું પણ ઝુંડ પકડી રાખી, પ્રતિપાદન કરે, હાર થવાથી ખીજવાઇ તુચ્છકારના શબ્દ વાપરે,-આચિન્હ વિદ્વાનનાં નથી. જેનાં સહૃદયમાં સરસ્વતી સર્વાંગે સ્ફુરી રહી છે તે તો દેશહિત, સ્વહિત, પરહિત અર્થેનાજ ચિંત્વનમાં વ્યાપૃત છે. સાધારણ વિષયમાં વાદ, હારજીત સાધારણ મનુષ્ય માટે છે માટે સભાનો ઉદ્દેશ એજ છે કે પ્રથમ સર્વ એક બીજાથી મિત્ર ભાવે વર્તીયે, પ્રેમ-દૃષ્ટિથી જોઇયે, સ્વદેશી બંધુભાવ પ્રકટ કરી સ્થિરતર્ કરીયે, બંધુ બંધુમાં હારજીતનો વિચાર મનમાં આણીયે નહિં. આ વિષયમાં મ્હારી અજ્ઞાનતા છે અને એ વિશે હું મ્હારા બંધુનો મત લઇશ તો હું એની દૃષ્ટિયે અજ્ઞાની જણાઇશ,—એ વિચારનો જન્મ થવા દેવો નહિ. બંધુ બંધુમાં હું મ્હોટો એ ન્હાનો,-એવા વિચારથી ઇર્ષાયુક્ત દુઃખી થવું નહિ; કારણકે સર્વના પ્રારબ્ધ-કર્મ, તેમજ પાંચ આંગળીઓ પણ આપણી એક સરખી નથી, માટે સંતોષ રાખી પોતાના આર્ય બંધુ સાથે પ્રેમથી વર્તવું, વિચાર દર્શાવવા, મતલેવો, અજ્ઞાનતાયે કરી આપણે પોતાના સ્વદેશી બંધુ પરત્વે પણ કંઇક ઇર્ષાભાવ રાખી પુરેપુરો પ્રેમભાવ રાખતા નથી; પણ આપ્ત વાકયનું સ્મરણ કરો,- **उदार चरितानान्तु वसुधैव कुटुम्बकम्** આર્ય મહાત્માઓ, સર્વ જગતૂને પોતાના કુટુમ્બરૂપ માને છે માટે સુહૃદ આર્ય ! સર્વે ભાઇ પ્રતિ મ્હારી નમ્ર એજ વિનંતિ છે કે-પરસ્પર પ્રેમભાવે

---

૧ હિન્દવાસી ખમીસવાળા, પેરણવાળા પોતાના રંક ભાઇયોને અડકતાં અભડાય છે અને વાત કરતાં વટલાય છે. પરદેશીયોના બુટ સાફ કરે છે અને સ્વદેશી સાદા રંક ભાઇને પોતાના બુટની ઠોકરે ચડાવે છે કેમપણ ? હિન્દીભાઇનો કેવો સ્પીરીટ ? કેવો રોફ ? માતેલો સાંઢ પોતાના માલીકનેજ મારે. અરે ! ભારતવર્ષ ! દીલગીર ! ત્હારા માટે શું કરૂં ? ભાઇઓ કયારે સુધરશે ?

વર્ત્તવું. સહવાસથી ભાવ, ભાવથી દ્રઢભાવ, દ્રઢભાવથી મૈત્રિ અને મૈત્રિથી અન્યોન્યમાં વિદ્યા, જ્ઞાનનો વિનિમય, અર્થાત્ પોતાના ગુણ, જ્ઞાન અન્યમાં અને અન્યના ગુણ જ્ઞાન પોતામાં આવેછે.

કૃષી ( ખેતી ) વણજ ( વેપાર ) એમાં પણ સમુદય અને ઐકયની જરૂર છે નોકરીમાં પણ શેઠની ઇચ્છાધીન રહેવું પડેછે એટલે કે સર્વથી મેળ રાખવો પડેછે.

જે વિષયપર વિચાર કરવાને આપણે એકઠા થયા હોઇયે તેઓમાંના શક્તિમાન પુરૂષોએ અનુક્રમે ભાષણ આપી, પોતાના વિચાર પ્રકટ કરવા અને તે વિષયપર સર્વનો એકમત થવો ઉચિત છે કારણ તેથી જ્ઞાન, વિદ્યા, બુદ્ધિ, અને વિચારનો વિનિમય થતાં વૃદ્ધિ થાયછે અને કાર્ય, વિચારની સફલતાનું મૂળ મંડાણ તેજ છે અને તેથીજ સભામાં વારંવાર આવવાથી લાભ થાયછે.

કોઇના નુકશાન અર્થ એકત્ર થયેલા પુરૂષોનો સમુદાય એ સભા કહેવાય નહિ, કારણ સભા એ સર્વના હિત અર્થેજ છે ( અને સભા શબ્દનો અર્થ પણ તેવોજ થાયછે ) એજ સભા ચિર્ સ્થાપીછે કારણ કે જો તમે કોઇનું મન, વાચા અને કર્મથી અશુભ ધારશો તો અન્ય તમારૂં ધારશે, અને તેથી અન્યોન્યને નુકશાન છે. કદાચ પ્રતિપક્ષી નિર્બળ અને તમારો પક્ષ સબળ હોવાથી એકાદ બેવાર તમે ફાવી જશો, પણ કોઇ સમય તમારા કરતાં કોઇ સબળ પક્ષ નીકળી આવશે, તે તમને પરાજીત કરશે. માટે દેશહિત, સ્વહિત પરહિત અને ધર્મનીતિના શિક્ષણ અર્થે મળેલી સભા એજ સભા છે.

આ પ્રમાણે ઐકય અર્થાત્ મેળ અને સંપમાં શાશા લાભ સમાયલા છે તે સર્વ ભાઇયોના યથાર્થ સમજવામાં આવ્યુંજ હશે.

જેટલે અંશે બ્રહ્મચર્ય પાળવાની, બાળલગ્ન અટકાવવાની, વિદ્યા, કળા, સંપાદન કરવાની અને દેશ વિદેશ વિચરવાની આવશ્યકતા છે તેટલેજ અંશે ઐકયની પણ આવશ્કકતા છે. લક્ષ્મીનો વિનાશ કરી, કંગાલ સ્થિતિયે લાવનાર, અરે! ભારત વર્ષની સત્વર પડતી આણનાર, કુસંપ અર્થાત્ ઐકયનું અદર્શનજ છે. પૃથીરાજ, ભીમદેવ, જયચંદ્ર, આદિમાં ઐકયનું બંધન

ફુટતાં અન્યોન્યમાં કુસંપ પ્રવર્ત્યો, તેથી માંહોમાંહે લડી પડી, તેઓનો વિનાશ થયો. યવન અને મરાઠા રાજ્યોની પણ તેથીજ પાયમાલી થઇ, એ સર્વ ભાઇયોને જ્ઞાતજ છે. આપણા આર્યાવર્ત્તીય રાજાઓ માંહોમાંહેના કુસંપથી સુરતમાં કોઠી નાંખેલા વિદેશી વ્યાપારી ભાઇયો પાસે ન્યાય માટે ગયા. તેઓએ અદલ ઇનસાફ ઉતાર્યો, અને—કજીયાનું મ્હો કાળું કરી—આપણને સદૈવને માટે દાદો ફરીયાદીજ રાખ્યા, અને પોતે ન્યાયાધિશ રૂપેજ રહ્યા; અને આશ્રય શોધક વિદેશી ભાઇયો આશ્રય દાતા થઇ પડયા. રાજાને પ્રજા કરી અને પ્રજા હતી તે રાજા થઇ. 'લેને ગઇ પુત ને ખો આઇ ખસમ'—જેવું બુદ્ધિમાન આર્ય નૃપતિયોને થયું. વાંદરા અને બે બીલાડીના જેવો નેક નિઃસ્વાર્થ ન્યાય ઉતર્યો. ભાઇયો! જો તેઓમાં મેળ હોત તો આ પરિણામ નજ આવત. અર્થાત્ તેઓ અસ્તંત્ર અને પ્રજા નજ બનત.

હાલ પણ જેમ ડાકટર અને હકીમ વધી પડવાથી રોગી વધી પડયા છે તેમ ન્યાયાધીશો ( જડજો ) વધી પડવાથી દાદીઓ ઉભરાતા જાયછે અને તેથી આર્ય પ્રજા અન્યોન્યના કલહ અને ચડસા ચડસીથી ધૂળ ફાકતી થઇ ગઇછે—થઇ જાયછે તોપણ ભાઇ સાથેનો દ્વેષ ત્યાગતી નથી. અરરર! શું દારૂણ કષ્ટ! વાત વાતમાં પણ કોરટ, અને તેથી આબરૂ ધન અને બંધુત્વનો તો સત્યાનાશ! ભાઇયો! જરાતો કૃપાકરી વિચારો! પાંડવ કૌરવ ભાઇયોના કલહનું તો જરા સ્મરણ કરો! તમે કોનાથી દ્વેષ અને ચડસ કરોછો? અને તે કેટલા દિવસ માટે? અહંકારથી કોને લાભ થયોછે? અને તે પણ વળી સ્વદેશી ભાઇ સાથે. સુહૃદ આર્ય! બાળકોને પુત્રવત્, સરખી વયનાને બંધુસમ, અને વૃદ્ધ પુરૂષોને પિતા સંમાન લેખો. તોજ તમે સુખી, લક્ષ્મીવાન, અને વિદ્યાવાન થશો. તોજ તમે બુદ્ધિવાન ધર્મવાનમાં લેખાશો. જ્યાં સુધી ભાઇ ભાઇ સાથે વિરોધ, દ્વેષ અને કુસંપ છે ત્યાં સુધી કરોડો યત્ને પણ તમે સુખી થનાર નથી અને દેશનું હિત બનનાર નથી.

હાલ ભાઇ ભાઇમાં કુસંપ ચાલેછે વૈર બંધાયછે એક બીજા પ્રતિ દ્વેષ ભાવ રહેછે તેના માટે યોગ્ય ઉપદેશકોની જરૂર છે તેમજ દરેક જ્ઞાતિમાં પક્ષાપક્ષનો ત્યાગ થઇ, તે તે જ્ઞાતિના અમુક અગ્રેસરો સામાજિક મત-ઐક્યથી નીમાય, તેમજ તે

અગ્રેસરો વિદ્યાવાન, જ્ઞાનવાન પૂર્વની અને અહુણાની ચાલતી, સ્વદેશીય-વિદેશીય વિદ્યા પામેલા, શીલ સ્વભાવના, ઉદાર વૃત્તિના, પકવ ઉમરના, નિઃસ્વાર્થી, પરમાર્થ શીલ, ધર્મશીલ હોવા જોઇયે. દરેક જ્ઞાતિના અગ્રેસરોની યોગ્યતા માટે ઉચ્ચ કેળવાયેલા પુરૂષો ની એક કમીટી નીમાવી જોઇયે, તે કમીટીમાં સર્વ જ્ઞાતિના શ્રીમંત વિદ્વાન પુરૂષો હોવા જોઇયે, અને ત્યાં તેઓની દેશ, આત્મ-ઉન્નતિ અને સંસાર-સુધારાના સવાલોથી પરીક્ષા થવી જોઇયે, તેમાં તેઓ જયવંત નીવડે ત્યારેજ તેમને જે જે જ્ઞાતિના હોય તે તે જ્ઞાતિના તેમને અગ્રેસર નીમવા જોઇયે. અને તેમનાપર પણ ઉક્ત કમીટીયે દૃષ્ટિ રાખવી જોઇયે. આ સિવાય યોગ્ય ઉપદેશકો પણ દેશ વિદેશ વિચરવા જોઇયે. સભા, કમીટી અને સમાજનું સદા સારૂંજ પરિણામ આવેછે પરંતુ તેમાં કેટલેક સ્થળે સ્વાર્થી જંતુઓ હોઇ, પક્ષાપક્ષરૂપી કલંક ઉત્પન્ન કરેછે અને તેથી ઇષ્ટને બદલે અનિષ્ટ ફલ પરિણમે છે માટેજ દરેક જ્ઞાતિના અગ્રેસરો નિઃસ્વાર્થી, શીલ સ્વભાવના, પ્રમાણિક, અને પરમાર્થી હોવા જોઇયે.

જ્યારે દરેક જ્ઞાતિમાં ઉચ્ચ અગ્રેસરો પુરૂષાર્થ કરતા હશે, અને તેમના વર્તનપર દેશ આત્મહિત યથાર્થ સમજનારી કમીટીની દૃષ્ટિ હશે, સમર્થ નિઃસ્વાર્થી યથાર્થ વક્તા, ઉપદેશકો સર્વત્ર ભ્રમણ કરતા હશે, ત્યારેજ દેશની ઉન્નતિ સત્વર થશે ત્યારેજ ઐક્ય, પ્રેમ બંધાશે. ત્યારેજ દાદમાટે માજીસ્ટ્રેટની કોરટે ચડવું પડેછે ચડસા ચડસીથી ધનવ્યય અને આબરૂ-વિનાશ થાયછે તે બંધ પડતાં, જ્ઞાતિ અગ્રેસરો પ્રતિથીજ યોગ્ય, ન્યાય યોગ્ય સલાહ મળશે અને સર્વભાઇ શાંતિ-સદનમાં ચિરૂકાળ વિરમશે એ નિશ્ચય છે. ‘ બેની લડાઇમાં ત્રીજાને લાભ ’-એ કહેવતનો ત્યારેજ અંત આવશે. દરેક જ્ઞાતિની ઉન્નતિમાંજ દેશની ઉન્નતિ સમાયેલી છે. હાલ દરેક જ્ઞાતિનો મેળાવડો માત્ર લગ્ન કે મરણ કે ધર્મ પ્રાસંગિક ક્રિયા પરત્વેનો હોયછે પરંતુ જ્ઞાતિની શાથી ઉન્નતિ થાય ? શાથી સંસાર-સુધારાની ઉન્નતિ થાય? એ વિષયે જેવી જોઇયે તેવી નિષ્પક્ષપાતી, નીડર, પુરૂષાર્થી, જયવંત, અડગ ચર્ચા ચાલતી નથી, માટે પ્રિય દેશ-સુધારકો ! પ્રથમતો દરેક જ્ઞાતિની વ્યવસ્થા બાંધો. તેમાંજ દેશ-ઉન્નતિ સમાયેલીછે.

જ્ઞાતિમાં લગ્ન અને મરણ સમયે જે ખરચ થાયછે તે કેટલોક વિચાર શૂન્ય નિરર્થક પણ થાયછે તે સર્વ ભાઇને જ્ઞાતજ છે પરંતુ જ્ઞાતિના અગ્રેસરોએ તેવ્યયમાંથી નિરર્થક વ્યયને બચાવ કરી, તે વ્યય, જ્ઞાતિના રંકભાઇયોના બાળકોને ઇચ્છાનુસાર વિદેશ મોકલી, ત્યાંની કેળવણી અપાવવા અર્થે કરવો જોઇયે. વળી જ્ઞાતિના અગ્રેસરોએ દરસાલ દુષ્કાળ, રોગ, અને આગપાણિ વગેરે આકસ્મિક આવી પડતી આફતથી પોતે અને જ્ઞાતિના ગરીબ વર્ગના સંરક્ષાણાર્થકંઇક પણ નાણાની રકમ એકઠી કરવી જોઇયે. જ્ઞાતિના ગરીબ ભાઇના બે સંતાનોમાંથી એકને ઇચ્છાનુસાર સ્વદેશીય વિધાકળાથી નીપુણ કરવો તો બીજાને વિદેશ મોકલી વિદેશીય કેળવણીથી સંસ્કૃત કરવો ઉચિતછે આ વ્યવસ્થામાંજ દેશની ઉન્નતિ સમન્વિત છે.

આજકાલ સર્વ ભાઇયોમાં ખાલી અહંકારજ અધિક સ્ફુર્ણાયમાન છે અને તેથીજ આપસ આપસમાં દ્વેષભાવ રહેવાથી દેશની અને આત્માની અવનતિ થતી જાયછે. માટે જ્યાંસુધી મિથ્યા અહંકારનો વિનાશ થયો નથી ત્યાં સુધી પ્રેમ અને મત-એક્ય થવો કઠિન છે. ક્ષમા ભાવના અભ્યાસથી અને અધ્યયનથી મન અન્યની ઉપાધિયોનું પરિણામ પણ પોતે જાતે સહવા સહનશીલ થાયછે અને તેથી મન ઉપશમ દશાને પ્રાપ્ત થતાં, સમદ્રષ્ટિ અને ભ્રાતૃભાવ સ્ફુરેછે અને એક દેશીય, સ્વાર્થ-પરાયણ મિથ્યા અહંભાવનો વિલોપ થાયછે.



# પ્રકરણ ૧૦ મું.



## ક્ષમા.



શીલત્વ, મહત્વ, સાધુતા, અને વિદ્વતાનું શરીર ક્ષમાથીજ રચિત છે.

ધર્મનું અંતઃ સ્વરૂપ ક્ષમા છે. યુધિષ્ઠિરનું અંગ ક્ષમા-સુવાસથી સુવાસિત હતું.

ક્ષમા તપથી તપશ્ચર્યા કરનાજ તપસ્વી કહેવાય છે.

( લ. વ. યાદવ. )

કુસુમ ક્ષમા વિષયપર જે નિબંધ આવેલો છે તે વાંચે છે.




સુમ—ક્ષમા વિષયનું માહાત્મ્ય અપૂર્વ છે અને તે સંપૂર્ણતઃ ઇ પૂર્ણ જ્ઞાની યોગેશ્વરમાંજ હોય છે. મહાન મહાન પંડીતજનો શાસ્ત્રીય વિવાદમાં વિહરતાં વિહરતાં, ક્રોધવશ થઇ ક્ષમાપદથી વિચલિત થયા છે મહાનરૂષિ, મુનિયો પણ શાપવશ થઇ, સંચિત તપ, માત્ર ક્ષણભર ક્ષમાનું માહાત્મ્ય વિસ્મૃત થવાથી ખોઇ બેઠા છે. અસ્તુ.

ક્ષમા વિષયનું માહાત્મ્ય સમજાઇ યથાર્થ ત્હેનું પાલન થાયતો અતીવ કલ્યાણપ્રદ છે. બ્રહ્મપદના દર્શન કરાવનાર, અને તેમાં સ્થિતકર્ત્તા શમ, દમ, નામક દીવ્ય શ્રેષ્ટ ગુણો છે અને તે ઉત્તમ ગુણોને અન્ય અભ્યાસથી નહિ પણ કેવળ ક્ષમાના અભ્યાસથીજ પમાય છે. શમના અસ્તિત્વથી, મન બાહ્ય વિષયથી રોકાઇ જઇ સદાશાંતિમાં વહે છે અને દમના પ્રભાવથી સઘળી ઇન્દ્રિયો, બાહ્ય વિષયોથી વિમુખ રહી, આત્માકારે આત્માનંદમાં સ્થિત રહે છે. જ્યારે મન, ઇન્દ્રિય, બાહ્ય વિષયથી વિમુખ થઇ આત્માકાર થયાં, ત્યારે અપ્રાપ્ત શું રહ્યું ? પછી તો તેમાંજ કેટલોક સમય સ્થિરસ્થિત રહેવાથી ધ્યાન, ધારણા, સમાધિનો યોગ થતાં, આત્મ સાક્ષાત્કાર થાય છે. અપૂર્વ આનંદ અનુભવાય છે

અને પોતે પોતાને પમાય છે; પરંતુ આટલે સુધી પ્રથમ ક્ષમા સંપૂર્ણતઃ સધાયનોજ જવાય છે. ગુણ, કર્મથી બ્રાહ્મણ થવાને, અને તે પદમાં વસ્તુતઃ સ્થિત થવાને, પૂજ્ય ગણાવાને શબ્દ, વાક્ય અને વાણિ સત્ય અને ફલિત નીવડવાને પ્રથમ ક્ષમાનુંજ પરિશીલન, યજન, પૂજન અને સેવન કરવાનું છે અને તે પણ વાચિક, કાયિક, અને માનસિક,–એ ત્રણ પ્રકારે. ક્ષમાના અભ્યાસથીજ ક્રોધનો નિર્મૂલ નાશ અને રાગદ્વેષનો પણ અભાવ થાય છે કારણકે કોઇ વિચાર, કાર્યપ્રતિ આપણને રાગ હોય અને તે અનુસાર અન્યનું અનુવર્ત્તન ન થાય, પણ પ્રતિકૂલ થાય, તેથી આપણને સ્વાભાવિક હેની પ્રતિ દ્વેષ થાય, અને દ્વેષ થતાં કોપ ઉત્પન્ન થાય, પરંતુ જો આપણે ક્ષમાના અભ્યાસી હોઇયે તો ફક્ત ત્રણનો અન્યપ્રતિ પ્રકાશ પડવા ન દેતાં, આપણા ચિત્તમાંજ તેને પ્રકટ થવા દઇ, તત્કાલ આપણેજ તેને ક્ષમા બળથી ઉપશાંત કરી દેવા સમર્થ થઇ શકીયે. આ પ્રમાણે કરવાથી અન્ય મનુષ્યો પ્રતિથી આવેલા રામ દ્વેષના પરમાણુંઓ આપણામાં આવતાં, આપણા ક્ષમા તેજથી તે ભસ્મિભૂત થઇ જાય છે, અને તેમ થતાં એ વિભૂતિ વિશિષ્ઠરૂપ પરમાણુંઓ વિવર્તરૂપે પ્રતિપક્ષીના શૂન્ય થયેલા હૃદયમાં પ્રવેશ કરી, આપણા પ્રતિ પૂજ્ય ભાવ પ્રકટ કરે છે અને (પોતે) કંઇક દીનતા અનુભવે છે. જે સર્વાંશે કઠોર કઠિન હૃદયજ છે તેમાં કેટલેક કાલે સંસર્ગ કરી, પીગળાવવા સમર્થ થાય છેજ, એ નિર્વિવાદ છે. આ ઉપરથી એમ સિદ્ધ થાયછે કે–ક્ષમાર્થી ચિત્ત, પ્રકટ કદાચ કોઇ અજ્ઞને દીન અવલોકાય ખરૂં, તદપિ એનું હાર્દ સર્વને દીન અને પરવશ બનાવે છે. એ નિઃસંશય છે. ક્ષમા,–એ શબ્દ મૂળ, ક્ષમ–સહને, એ ઉપરથી થયેલ છે એટલે અન્યના અને પોતાના દોષોનું પરિણામ પોતેજ સહવું, અને એજ બ્રાહ્મણ ધર્મ છે. અન્યના દોષો પોતે સ્વતઃ સહવાથી હૃદય બળ વધે છે નિર્મળ થાય છે. ઇન્દ્રિય, મન, સ્વવશ થાય છે અને દોષ વિશિષ્ટ લોકો પણ સંસર્ગથી આપણને અવલોકી પોતાના દોષો માટે વિમાસણ કરી, કેટલેક કાળે સુધરે છે એ વિષયક અનેક પૂર્વના ઇતિહાસો, દૃષ્ટાંતો, આપણે અવલોકીયે છિયે. યુધિષ્ઠિરરાયમાં ક્ષમાનું અપૂર્વ બળ હોવાથી અદ્યાપિ પર્યંત 'ધર્મરાજ' તરીકે વિશ્વ–વિખ્યાત છે તેમજ પૂર્વના કેટલાક મહાશયો એ દુષ્ટ લોકોને

પણ તેમની દુષ્ટ વાસનાઓને ક્ષમા દીપ્તિથીજ અભિભૂત કરી અંતે સુવાસિત કર્યા છે. વૈરથી, હુકમથી, ક્રોધથી દુષ્ટ લોકોની દુષ્ટ વાસનાઓ તત્કાલમાં બાહ્ય શાંત જેવી જણાય છે પણ અતઃ સજીવ રહે છે, અને તેથી પુનઃ ઉદ્‌ભવે છે. પરંતુ ક્ષમાથી, ઉપદેશથી, ઉપકારથી વિલય ભાવને પામેલી ક્રોધરૂપી દુર્વાસનાઓ પુનઃ સ્ફુરતી નથી. ક્ષમાના ઉજ્વળ કીરણો પ્રવિષ્ટ થતાંજ, દુષ્ટ વાસનાઓ દગ્ધ થવા માંડે છે અને સંસર્ગથી નવીન સુવાસના બંધાય છે. ક્ષમાનો અર્થ માત્ર પોતે પોતાના દોષ સહવા એટલોજ નથી પરંતુ અન્યના દોષો પણ પોતે સહવા. પોતે પોતાના દોષથી ઘણીવાર કોપીત અને વિકલ થઇ જઇયે છિયે તો અન્યના દોષ પોતે સહવા એતો સ્પષ્ટ શ્રમપ્રદજ છે અને તે બ્રહ્મચિત્ત, સાધુચિત્ત થયા વિના, તેમજ ક્ષમાનો અભ્યાસ કર્યા વિના બનવું કઠિનજ છે માટે ક્ષમાના અભ્યાસથી સાંસારિક વિટંબનાઓ, સંપદવિપદ, રાગદ્વેષ, સુખ દુઃખ, માનવચિત્તને (વિકારવાન) વિકૃત કરી શકતાં નથી; આથી સર્વ ભાઇયોને ગ્રાહ્ય, ભૂષિત,–ક્ષમા, એ દૈવિજ વિભૂતિ છે. અને એ વિભૂતિ પૂર્વાપરથી, આર્યથીજ સન્માન પામતી, સંરક્ષાતી આવે છે તો તેનો સ્વદેશીભાઇ ભાઇ સાથે ચડસા ચડસી કરી, વૈર બાંધી, હું મ્હોટો આ ન્હાનો–એવો અભિમાન લાવી, અનાદર કેમ થાય? તેના અનાદરથીજ અન્યોન્યમાં સગાસગામાં કલેશ થાય છે. બીજા સાથે વૈર બંધાય છે.

દૃષ્ટાન્ત તરીકે—તમારા જ્ઞાતિના, તમારા દેશના કોઇ ભાઇયે તમારો અપરાધ કર્યો, અને તેના બદલામાં તમે તેનું વૈર ન લેતાં તેને ક્ષમા આપી, તો તેથી તમારી ઉચ્ચ વૃત્તિનું તેનામાં પ્રતિબિમ્બ પડી, તે પ્રતિબિંબ તેને પૂર્વેની રીતભાતનું વિમાસણ કરાવી તમારી પ્રતિ દ્વેષ ભાવને બદલે સ્નેહભાવ પ્રગટ કરશે, અને તમને અવલોકી, તે દીન અને સ્નેહાર્દ્ર થશે કદાચ ધારો તેમ ન થતાં તે દોષ વિશિષ્ટ રહે, તોપણ કેટલોક સમય તેના દોષ પ્રતિ–સ્પર્શ અને નિષ્ફળ પરિણમ્યાથી ઉક્ત દોષો સત્વર નિર્મૂલ થશે. હવે જો આ પ્રમાણે ક્ષમા ન મળતાં, કદાચ તેના દોષોને પ્રતિસ્પર્ધ અને પ્રતિકૂલતા મળે, અર્થાત્ તેનું વૈર લેવાય, તો નિર્જીવ થવાને બદલે તે દોષો વિશેષ સબળ બને, અને તેથી લોકોમાં પ્રમત્તતા, પ્રમાદ અને વૈર પ્રકટતાં અન્યો

ન્યમાં કલહ ઉત્પન્ન થાય, અને તેથી ભાઇ ભાઇનો સંહાર કરે. દ્વિતીય દૃષ્ટાન્ત—

એક માણસે દસજણને, કોઇને આજ, કોઇને કાલ, એ પ્રમાણે ગાળો દીધી. હવે દસે જણા ક્ષમાના અભ્યાસી હોવાથી, તેમણે તેને પ્રતિગાળ દેવાને બદલે ક્ષમા કરી, તેથી દશ મનુષ્યના ગુણની મુદ્રા અને છાયા તેના પર પડતાંજ, અંકિત થતાંજ, તેનામાં પણ ક્ષમા ભાવનો આવિર્ભાવ થયો. અને જો દશ મનુષ્યે તેને પ્રતિ ગાળ આપી હતતો દશ જણને એક એક વૈરીથાત, અને એકને દસ વૈરીથાત, અને વૈરભાવથી તેઓ શાંત ન વિચરતાં અન્યોન્ય સાથે કલહ કરત, અંતે બંને પક્ષનો વિનાશ થઇ, તૃતીયને લાભથાત. આ, પણ એક આર્યાવર્ત્તના અવનતિનું કારણછે.

આપણામાં કેટલાક ભાઇયોને જાણ હશે કે—યુરોપીય પ્રજાના કેટલાક યુવકમાં ક્ષમાભાવ નહિ હોવાથી, સહજ ગાળી અથવા અપમાનથી તેઓ અન્યોન્ય પીસ્ટલ ( તમંચો ) ખાઇ અથવાતો વિષપાન કરી મરણવશ થાયછે. કલેશ, વિરોધ વિગ્રહ, અને અશાંતિનું મૂલ કારણ શોધવા જઇયે તો ક્ષમાનું અદર્શનજ છે. સિવાય અન્ય કાંઇ નથી. ક્ષમાનો અંશ નહિ હોવાથીજ સ્વામિ, ગુરૂ, માતૃ, પિતૃ, ભાઇ, સ્ત્રી આદિના અસંતોષનું, ખેદનું પાત્ર આપણાથી થવાયછે, કારણકે વૃદ્ધ સ્વામિ, વૃદ્ધ માતાપિતા, ગુરૂ, અને વડીલભાઇ, સુશિક્ષિત સ્ત્રી આદિ વખતે ભૂલથી આપણા પર અકારણ કોપકરે, અને આપણને તે સહવાનો અભ્યાસ ન હોય તો વિકલ થઇ, આપણાથી તે સમય તેમનુ અપમાન કરી જવાય, અને તેથી મહાન દોષને પ્રાપ્ત થવાય, તેમની અકૃપા વહોરી લેવાય, શાસ્ત્ર મર્યાદા ઉલંઘન થાય, નીતિનો ઉચ્છેદ અને દુષ્ટ આચરણ થાય, માટે ક્ષમાનો અભ્યાસ સર્વ આર્ય ભાઇને કેવો આદરણીય અને સારભૂત છે? તે માત્ર આટલાથીજ સમજાશે. આસિવાય બીજા પણ કેટલાંક કારણોછે પણ વિસ્તાર ભયથી અત્ર મુખ્ય મુખ્યજ કથ્યાં છે.

**પ્રશ્ન**—શ્રીકૃષ્ણે અર્જુનને સામા થયેલા ગુરૂ, બંધુ, પિતા, પુત્ર, મિત્ર આદિ સામે પણ યુદ્ધ કરવા ઉપદેસ્યું છે વળી જે સામા થાય તેની સામા થવુંજ જોઇયે, એટલુંજ નહિ પણ બીજાના સામો કોઇ થાય, અને તે શરણ પ્રાર્થે, તો તેની રક્ષા અર્થે-

પણ સામુ થવુંજ જોઇયે. વળી જો એક દુષ્ટ પુરૂષને તેના અપરાધની ક્ષમા કરી છોડી દેવાય તો તે દુષ્ટ મત્તબની અનેક ધર્મીજનોને કષ્ટકર થાય, તેથી યોગ્ય કર્ત્તવ્ય,–દુષ્ટને દંડવા અને ધર્મીને રક્ષવા,–એછે. માહાભારત ન્યાય નીતિ શાસ્ત્રોમાં પણ આ પ્રમાણેજ કથેલું છે.

**સમાધાન**—તમારૂં કથન પણ ઉચિત છે પરંતુ કોઇયે કાંઇ પણ દોષ કર્યો તો તેનો બદલો પ્રથમ તો ક્ષમાથીજ વાળવો, તેથી અસર ન થાયતો ઉપદેશથી, ઉપદેશથી અસર ન થાયતો અવ્યવહારથી, અને તેથી પણ અસર ન થાયતો ક્ષત્રિયે તેને દણ્ડવો અને બ્રાહ્મણે તેનો સદૈવને માટે ત્યાગ કરવો, અથવાતો તેને સુધાં રવાની ઉત્તમ રીતિતો તેને સાત્વિક બ્રાહ્મણ સમુદાયમાંજ કેટલોક સમય નીવાસવાની છે જેથી અશુદ્ધ જળ નિર્મળમાં મળતાં જેમ શુદ્ધ થાયછે એ ન્યાયાનુસાર એ પણ સુધરે.

**પ્રશ્ન**—પણ જ્યાં શત્રુ સમશેર ઉપાડી સામોજ આવતો હોય ત્યાં ત્હેને ક્યાં ઉપદેશ દેવો રહ્યો ?

**સમાધાન**—તે સમયે શ્રીકૃષ્ણ ભગવદ્‌વાણિનું સ્મરણ કરી પ્રારબ્ધવત્ સમયોચિત કાર્યમાં ફલાસકિતહીન પ્રવર્તવું.

**પ્રશ્ન**—ફલાસકિત રહિત શીરીતે પ્રવર્ત્તાય ?

**સમાધાન**—તમને જ્ઞાત હશે કે આત્મા ( ચેતન ) કદિપણ મરણ નીપજતું નથી, ત્યારે ત્હેનો જન્મ પણ નથી, એ પણ સિદ્ધ થયું. ત્યારે જે જડ છે તે પણ કાંઇ સ્વયં ક્રિયા કરવા સમર્થ નથી માટે આત્મ–પ્રકાશથી ચેતનવત્ જડ ક્રિયા કરે છે સૂર્ય પ્રકાશથી સર્વ પ્રાણીયો વ્યહવાર કરે છે તેથી પ્રાણીયોના કર્મોનો કર્ત્તાભોકતા સૂર્ય પોતે પોતાને માની બેસે તો તે અયોગ્ય કહેવાય; કારણકે સૂર્યતો પ્રકાશરૂપ છે તે પ્રાણીયોના કર્મનો કર્ત્તાભોકતા નથી. હા, એટલું તો ખરૂં કે સૂર્ય પ્રકાશ વિના પ્રાણીયોના કર્મોનો વ્યવહાર બની શકે નહિ તદ્દનુસાર આત્મા પોતે પણ પ્રકાશક છે અને તેના પ્રકાશથી મન વ્યવહાર કરેછે. પ્રત્યક આત્મા સ્વરૂપે એકજ છે માટે હું શું કરીશ ? ઉપાધિ વિશિષ્ટ ચેતન હું નથી અર્થાત્ શરીરમાં પાર્થિવ ભાગ સદૈવ પૃથ્વીનો છે મ્હારો નથી; જલીય, અગ્નિય, વાયવીય ભાગ સદૈવ જલ, અગ્નિ અને વાયુનો છે તેમાં તે તે ભાગને પોતાનો

માની લેવા છતાં; પરંતુ: તે પોતાનો નહિ હોવાથી ( પોતાનો ) રહી શકનો નથી. અર્થાત્ પાર્થીવ ભાગ હમેશાં પૃથ્વીનોજ છે અને તે અન્નથીજ જીવે છે. જલીય, અગ્નિય, અને વાયવીય પણ તે પ્રમાણે છે. જો તેમ ન લેખતાં, ઉક્ત ચાર ભાગ પોતાનાંજ લેખો તો અન્ન, જળ, અગ્નિ અને વાયુવિના તે નભી શકવા જોઇયે પણ તેમ નથી. હવે સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરીયેતો પૃથ્વી, જળ, અગ્નિ વાયુ અને આકાશ આદિ પંચ મહાભૂત નિ-રાકાર બ્રહ્મથી વિવર્ત્ત રૂપે સાકાર દૃષ્ટિ ગોચર થાયછે, 'આકા-શાદ્ વાયુ:વાયોર્ગ્નિ:' એ પ્રમાણે શ્રુતિ પણ કહેછે કે-આકાશ-થી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી જળ, અને જળથી પૃથ્વી ઉત્પન્ન થઇ છે. હવે આકાશ, વાયુ નિરાકાર છે. એને માત્ર શબ્દ, સ્પર્શથી આપણે જાણીયે છિયે અને તેનાથી ઉત્પન્ન થતો અગ્નિ, અગ્નિથી જળ, અને જળથી પૃથ્વી, એ સાકાર છે માટે નિરાકારમાંથીજ સાકાર ઉદ્ભવેછે-વિવર્ત્ત પામેછે. હવે જ્યારે સર્વત્ર અને સર્વ પદાર્થ નિરાકાર—સાકારના ઐકય ( એક-સ્વરૂપ ) થી એકજ છે એવું શ્રુતિ, ગુરૂ આદિના બોધથી જાને કરી સિદ્ધ થાય, દૃઢબોધ થાય, ત્યારે પછી પરિણામ ( ફલ ) માં આસક્તિ કયાંથી અને કેમ થાય? માત્ર પ્રારબ્ધવત્ વ્યવહારમાં નિ:સંગ વિચરાય.

અસ્તુ. ટુંકમાં એટલુંજ સમજો કે ક્ષમા અર્પવાથી પ્રતિ મનુષ્યનું શરીર અને મન, બેઉ ઉપકારથી દ્રવીભૂત થઇ, સુષુ-પ્તિવત્ ઉપશાંત થાયછે, તેથી તેવા દોષ કરવાવાળું નવીન મન, શરીર ઉદ્ભવતું નથી; અને વૈરથી, દણ્ડથી શરીરનો નાશ થાય છે પણ મનનો નાશ ન થવાથી, તેવાં દુષ્ટ સ્વભાવવાળાં મનથી શરીર પણ તેવાંજ ઉત્પન્ન થાયછે. કદાચ કોઈ દુષ્ટ સ્વભાવ-વાળો મનુષ્ય જો ક્ષમા, ઉપદેશથી ન સુધરે તો તેનું સૌથી ઉ-ત્તમ ઔષધ એજ છે કે—ત્હેને ઉચ્ચ સ્વભાવવાળા મનુષ્યમાં માત્ર નિવાસવો, જેથી તેનાંમાં કેટલેક કાળે અવશ્ય ક્ષમા ભાવની સ્થાપના થશેજ--જેવી રીતે ગંગાજળમાં અન્ય મલીન જલ પણ અવશ્ય શુદ્ધિને પામેછે તેમ. વળી ક્ષમા એ દયા અને ધર્મ-નુંજ સ્વરૂપ છે અને દયાને સર્વ શાસ્ત્રકાર, પણ્ડિતજન, ભક્ત-જન, ધર્મનું મૂલ વદે છે માટે ક્ષમા એ પણ ધર્મનું મૂલજછે.

શંકા--આપણે જેવાં કર્મ કરિયે છિયે તેવાં સારાં નરસાં કર્મનું ફળ અવશ્ય આપણે ભોગવવુંજ પડે છે. દુષ્કર્મ કરી આપણે ઈશ્વર પાસે ક્ષમા માગીયે તો તે તેનો સ્વીકાર નહિ કરતાં, તે નિંદ્ય કર્મનું ફળ આપણી પાસે ભોગવાવેજ છે માટે આપણે પણ શામાટે અન્યને ક્ષમા આપવી? જ્યારે ઇશ્વર પ્રતિથી આપણને કોઈપણ દુષ્કર્મની ક્ષમા મળતી નથી ત્યારેતો એમજ સિદ્ધથયું કે-કર્મકર્ત્તા અને ભોકતા આપણેજ છિયે. જેવાં કર્મ આપણે કરીશું તેવાં તેના ફલ આપણે ભોગવીશુંજ. તેમાં ઇ-શ્વરને કાંઈ લેવા દેવા સંબંધ નથી. તેમજ તેમાં તલમાત્ર કોઇ ફેરફાર કરી શકનાર નથી. જ્યારે આ પ્રમાણે હોય ત્યારેતો ઇ-શ્વરોપાસના પ્રાર્થના પણ નિરર્થક અને નિષ્ફળ થાય.

સમાધાન—ઇશ્વર અંતરમાં બિરાજીત પ્રત્યક્ષજ છે. સૂર્યનો પ્રકાશ નથી હોતો તે સમયે પણ તે અંતર્યામિતો સદા પ્રકાશમાન છે. સૂર્ય પણ તેથીજ પ્રકાશમાન છે,-તે અંતર્યામિ પરમાત્મા સર્વને પ્રત્યક્ષજ છે. દૃષ્ટાન્ત તરીકે-જ્યારે આપણે કંઇપણ નિંદ્ય કામ આદરીયે છિયે ત્યારે અદૃશ્ય, નિઃશબ્દ, આપણને કોઇ ઠપકો આપેછે ને દુષ્કર્મ કરતાં કંપાવેછે, અટકાવેછે અને તેથી આપણું હૃદય ધબકવા માંડેછે અને ભય ઉત્પન્ન થાયછે, અને જ્યારે આપણે કોઇ સદ્કાર્યનો આરંભ કરીયેછિયે ત્યારે તે કરવામાં વચ્ચે ગમે તેવાં અંતરાય, વિઘ્ન સન્મુખ હોવા છતાં, આપણને અંતઃથી કોઇ ધન્યવાદ, શાંત્વન અને આનંદ અર્પેછે તે, ભાઇઓ, અન્ય કોઇ નહિ, પણ આપણી હૃદય ગુ-ફામાં બિરાજીત અંતર્યામિ ઇશ્વરજ છે. વળી આપણા બંધુઓ-માંનાં કેટલાકને અનુભવ હશેજકે—મહાન પર્વત વજ્રસમ ક-ષ્ટપણ ઉપાસિકો, યોગીઓને દુઃખરૂપને બદલે સુખરૂપજ ભાસેછે અને નાસ્તિકોને તૃણવત્ દુઃખ પણ પર્વત જેવું મહાન, પ-સારથતું લાગેછે—એ પ્રાર્થનાનું, ક્ષમાનું, ફલ પ્રસિદ્ધજછે.

આપણને જેટલે અંશે દુઃખ હમેશાંઅસર કરતું હોય અને આપણે જે દિવસ ઇશ્વર સ્તવન વિશેષ કાલ કર્યું હોય અને ક્ષમા અર્થે વિશેષ પ્રાર્થના કરી હોય, તે દિવસે આપણને (સ્વા-ભાવિક) દુઃખ ઘણે અંશે ન્યૂન માલુમ પડશે અને આપણામાં કંઇક નવીન ઉત્કર્ષ, બળ, આવ્યું હોય તેમ આપણને જણાશે-એ ઉપાસના આદિનું ફળ પ્રસિદ્ધજ છે. એ અંતર્યામિ તરફ

લાખો પ્રાણીયોને એવો અપ્રતિમ અનિવાર્ય પ્રેમ હોયછે કે વચ્ચે કાંઇ અંતરાય આવતાં પોતાના પ્રાણ અર્પણ કરેછે. દૃષ્ટાંત તરીકે ચીના લોકોએ થોડા સમય અગાઉ ધર્મ માટેજ પ્રાણાર્પણ કર્યાં હતા. એવી કોઇપણ અદૃશ્ય, અનુપમેય, અકથનીય વસ્તુ ધર્મમાં અવશ્ય રહેલીજ છે કે જેની તરફ પ્રાણિ માત્ર; અનિવાર્ય, મરણનો ભય રાખ્યા સિવાય, નિઃસ્વાર્થ, નિઃશંક આકર્ષાય છે. આસ્તિક—નાસ્તિકમાં ભિન્નત્વ એટલુંજ છે કે—નાસ્તિક, કર્મ ( જડનું ) યજન કરેછે અને આસ્તિક, કર્મ-અધિષ્ટાન ચેતનની ઉપાસના કરે છે. તેઓને તેઓની પૂર્વ વાસનિક બુદ્ધિએ સ્વીકારેલી વસ્તુ તરફ આકર્ષણ છે પણ આકર્ષણથી રહિત નથી. કારણ રૂપ ચેતનનું જડરૂપ કાર્ય, તે, કારણથી પૃથક્ નથી. માટે ક્ષમા યાચવાથી પરમેશ્વર આપણને શાંત્વન, આશ્વાસનરૂપ કાંઇ એવું અમૃત દાન કરેછે કે—જેના પ્રભાવથી આનંદથી, આપણને કષ્ટ પ્રત્યક્ષ હોવા છતાં તેનું ભાન થતું નથી અને તે સુખરૂપજ પસાર થાયછે. અસ્તુ.

લાખો મનુષ્યો ઇશ્વરને સ્થાને મૂર્તિસ્થાપી તેનું દર્શન પૂજન કરેછે અસંખ્ય ગુરૂ સેવા કરેછે. બહુધા—અગ્નિ, જળ, સૂર્ય, ગણપતિ, દેવિ, આદિનુ પૂજન કરેછે. કેટલાક પુરૂષો આકાશ પ્રતિજ સ્થિર દૃષ્ટિ કરી ધ્યાન કરેછે કેટલાક ભ્રકુટીમાંજ સ્થિર દૃષ્ટિ કરી ધ્યાન કરેછે. કેટલાક નેત્ર મીંચી અથવા અર્દ્ધ ખુલ્લાં રાખી ધ્યાન કરેછે કેટલાક માત્ર સદ્વર્ત્તનમાંજ ધ્યાનાવસ્થિત છે પરંતુ પ્રિય આર્ય ભ્રાતૃગણ! સર્વ પ્રાણિયોની આ ચેષ્ટા શા અર્થે? માત્ર કરેલાં દુષ્કર્મની ક્ષમા અને સદ્કાર્ય કરવાની સદ્બુદ્ધિ મળવા અર્થેજ અસ્તુ.

આ વિષયે અધિક વિચારીયે, તે પર અધિક ચર્ચા ચલાવીયેતો એક મહાન ગ્રન્થ બને, પણ વિસ્તાર ભયથી, આપણા સુજ્ઞ ભાઇયો માટે, અત્ર માત્ર આટલુંજ વિવેચન પૂર્ણછે.



# પ્રકરણ ૧૧ મું.

## દંપતીનો દેશોદય સંબંધિ વાર્ત્તા વિનોદ.

મહાન હૃદયમાંથીજ મહાન વિચારોનો ઉદય
થાય છે અને એમાંજ એ સમાઇ પણ શકે છે.
મહાન પુરૂષોનું કુલવ્રત લોક—કલ્યાણ છે
આત્મ-જ્ઞાનીનો વ્યાપાર, શાંત સ્વરૂપ-સ્થિતિ છે.

(લ. વ. યાદવ.)



સુમ—પ્રાણેશ ! ભારતવર્ષના પુનરોદ્ધાર માટે આપના આશયોનું સહજ પ્રકટન કરોતો ઉચિત. મ્હને સાંભળવા ઇચ્છા થઇ છે.

સરo—કુસુમ ! સાંભળ. દેશના સાચા સુધારકો, સ્વદેશાભિમાનીયો, દેશના આગેવાનો, વિદ્વાન નૃપતિયો, અને શ્રીમંત શેઠીયાઓ, જ્યારે પોતાનામાંથી, પુરૂષાર્થ, વિદ્યા, વિદ્વત્તા, અનુભવ, અને બુદ્ધિમાં તીવ્ર, એવા તારવી કાઢેલા વીરનરોને, ઇગ્લંડ, અમેરિકા, જાપાન, જર્મની, ફ્રાન્સ, રૂસીયા આદિ દેશોમાં ત્યાંની રાજકીય સઘળી રચનાના મંત્રતંત્રનું સૂક્ષ્મ નીરિક્ષણ કરવા અને સૂક્ષ્મ જ્ઞાન મેળવવા મોકલશે, તેમજ નવા તરૂણ વિદ્યાર્થીયોને, પોતાના સંતાનોને પણ તત્ર લઇ જઇ તત્વિષયક જ્ઞાન મેળવવાના ક્રમમાં ત્યાંજ ઉછેરી મ્હોટા કરશે, ત્યારેજ ભારતવાસીયો વિદેશીય રાજ્ય પ્રબંધના પ્રજ્ઞ થશે, ત્યારેજ પોતે પોતાની ભૂલો (અને હજુ કેટલી અજ્ઞાનતા છે એ) જોઇ શકશે. ત્યારેજ નેશનલ કોન્ગ્રેસના યથાર્થ વક્તા થઇ શકશે. ત્યારેજ પોતાની પરતંત્રતા, પોતાના દુઃખો અવલોકી શકશે, અને અવલોકી દુઃખોને દળી શકવા સમર્થ થઇ શકશે.

રાજકીય કેળવણી

પ્રથમતો ભારતવાષીયોએ જૂદા જૂદા દેશોમાં જતાંવેંતજ, દરેક રાજ્યની વીસ વરસની કારકીર્દીનો અભ્યાસ, તત્ વિષયક નોંધના પુસ્તકો, પત્રો, અને અનુભવીયો દ્વારા, કરી લેવો. પશ્ચાત્ ચાલતા પ્રવાહના અભ્યાસમાં પ્રવર્ત્ત થવું ઉચિત છે.

શાશા કારણો અને વ્યવસ્થાથી ઇંગ્લંડ, જાપાન, જર્મની, અને અમેરિકા આદિ દેશો અવનત સ્થિતિમાંથી ઉન્નત સ્થિતિયે પરિણમ્યા, અને ભારતવર્ષ ઉન્નતમાંથી અવનત સ્થિતિમાં પરિણમ્યું, તેનો સૂક્ષ્મ અભ્યાસ ( તે વખતથી તે અદ્યાપિ લગીનો ) કરવાની દેશ-સુધારક હિન્દવાન ભાઇયોને ખાસ જરૂર છે એમાં પસાર થશે તેનેજ આપણે એમ. આઇ. ( માસ્ટર ઓફ ઇન્ડીયા ) નો માનવંતો ઇલકાબ આપશું, અને પૂર્ણ પુરૂષાર્થથી ભારતવર્ષને ઉન્નત સ્થિતિપર લાવતાં, આપણે તેવા આર્ય ભાઇયોને કે તેવા વિદેશી ભાઇયોને, આર. આઇ. ( રીફૉરમર ઓફ ઇન્ડીયા ) નો માનવંતો ઇલકાબ ઇનાયત કરી તેમનું અંતઃકરણથી હૃદય-પૂજન કરીશું.

ભારતવર્ષમાં આજ નહિતો અમુક યોગ્ય અવસરે પણ પ્રજા-સત્તાક રાજ્ય સ્થપાવવાના સઘળા પુરૂષાર્થોમાં આ મુખ્ય છે. ( નેશનલ કોન્ગ્રેસ વૃક્ષ પર પણ વહેલું મોડું આ ફળજ પાકશે. ) અસ્તુ. આ સિવાય બીજા વર્ગમાં નેશનલ કોન્ગ્રેસ લંડનમાં ભરવી, તેમજ રાજકુમાર કોલેજ લંડનમાં સ્થાપવી,—એ છે. તૃતીય વર્ગમાં તત્ર વસતા આપણા સમર્થ પ્રતિનિધિયો, પત્રકારો અને વ્યાખ્યાનકારો છે. અસ્તુ.

ઉપદેશકો એવા રાખવા જોઇયે કે-તેઓ હિન્દિ અને બ્રીટન ભાઇયો વચ્ચે, હિન્દ અને બ્રીટન પ્રજા વચ્ચે, સેવક અને સ્વામિ વચ્ચે દિનપર દિન શ્રદ્ધા, ભક્તિ, પ્રેમ, અને વિશ્વાસ આદિ દૃઢ બંધાય અને સદા સંવર્દ્ધ પામતાં જાય તેવાં અસરકારક વ્યાખ્યાનો હિન્દમાં અને બ્રીટનમાં શેરીયે શેરીયે આપી, હિન્દી અને બ્રિટાનીયાને એક રૂપજ કરે.

વિદેશીય રાજ-પ્રબંધનું સંપૂર્ણ હાર્દ સમજવા, તેમજ વિદેશીય ભાઇયો સાથે હળીમળી ચિર્ શાંતિમાં વિહરવાને ઉપરની વ્યવસ્થા અત્યુપયોગી છે.

કૃષિ — કૃષિ ( ખેતી )-આ વિષયની કેળવણી અને ઉન્નતિ માટે એ વિષય અંગત સર્વ દેશીય વિદેશીય શાસ્ત્રોનું, ભૂમિનું અધ્યયન, પરિશીલન, અને સૂક્ષ્મ અવલોકન, તે વિષયના વિદ્યાર્થીયો પાસે કરાવવું. ચુંટી કાઢેલા અને પરીક્ષામાં ઉપર તરી આવેલા કેટલાક વિદ્યાર્થીયોને યુરપ અમેરિકા, જાપાન આદિ દેશોમાં મોકલી; ત્યાંની શાળાઓમાં તત્ વિષયક સૂક્ષ્મ કેળવણી અપા-

વવી. આ વિષયે દેશી વિદેશી રાજા અને કૃષિકાર ( ખેડુત વર્ગ ) વચ્ચેના પૂર્વ અને પ્રકૃત બંધારણનું સૂક્ષ્મ અવલોકન ( પ્રકૃત સમયને લક્ષ્યમાં રાખી ) કરવું, અને લંડનમાં આ ખાતે એક કમીટી નીમવી. કેટલાક બાહોશ યુવાન કેળવાયેલા ખેડુતોને પોતાના ધંધાદ્વારા પોતાનું ગુજરાન ચલાવવા કેટલુંક ઉત્તેજન આપી વિદેશ નિવાસવા. આ વિષયે આપણને જે કંઇ સરકાર તરફથી અસંતોષ હોય તે કોન્ગ્રેસમાં કે હિન્દના આગેવાન અમલદારો આગળ પ્રદર્શિત કરવો.

વ્યાપાર. **વ્યાપાર**—આ વિદ્યાની પરીક્ષામાં ઉપર તરી આવેલા વૈશ્ય યુવકોને તેમના ધંધાને ઉત્તેજિત કરવા કેટલુંક સહાય્ય અર્પી, પ્રથમ કેટલોક સમય અત્ર વ્યાપાર કાર્યમાં યોજવા અને તત્કાર્યમાં નીપુણ થયા પશ્ચાત્ વ્યાપારના અધિક વિસ્તારાર્થે દેશ વિદેશ મોકલવા. તત્ર નિવાસવા. અત્રથી ચુંટી કાઢેલા કેટલાક વિદ્યાર્થીઓને વિદેશીય વ્યાપાર વિદ્યાનું સંપૂર્ણ અધ્યયન કરવા યુરપ, અમેરિકા જાપાન આદિ દેશોમાં મોકલવા. આ વિષયે દેશના આગેવાનો અને સુધારકોએ વ્યાજબી દાણ, હક, કર, છુટ વગેરે માટે આપણી માયાળુ સરકારને અરજ કરવી, અને કોન્ગ્રેસ આદિ વખતે આ વિષયે યોગ્ય વિચાર ચલાવવો. લંડનમાં આ ખાતે એક કમીટી પણ નીમવી.

હિન્દના મ્હોટા વ્યાપારીઓએ પરદેશી કયો માલ જથાબંધ અહિં ખરીદવાથી લાભ છે અને અહિંનો કયો માલ પરદેશ ચડાવવાથી લાભ છે એ વિષયે વિદેશોમાં ફરી જાતે અવલોકન કરવું અને અત્રેના કયા કયા કાચા માલની પરદેશીઓ કઇ કઇ ચીજો બનાવી અત્રે મોકલે છે અને ત્યાંના કયા કયા કાચા માલની કઈ કઇ ચીજો બનાવે છે તેનું યથાર્થ જ્ઞાન મેળવવું.

**કળા, હુન્નર**—જૂદી જૂદી કળાના પ્રેમી વિદ્યાર્થીઓને તે તે કળાઓ સાંગોપાંગ પ્રાપ્ત કરાવવા વિદેશીય કળા ભૂવનોમાં મોકલવા.

કેટલાક બાહોશ સૂક્ષ્મ બુદ્ધિવાળા તરૂણ કલાવાનોને, કારીકળા, હુન્નર ગરોને પોતાના ધંધાદ્વારા પોતાનું ગુજરાન ચલાવવા પ્રથમ દ્રવ્ય સંબંધી કેટલુંક સહાય્ય અર્પી વિદેશ મોકલવા અને તત્ર

નિવાસવા, તેમજ કઇ કઇ ચીઝો યંત્રાદિકથી સારી અને જથાબંધ બને છે અને તમામ ચીજોના તમામ સંચા અને યંત્રાદિકની બનાવટનું તથા તેના ઉપયોગનું આવશ્યક જ્ઞાન અપાવવું.

નવીન શોધ ખોળ — નવીન રસાયનિક શોધ ખોળ—આ વિષયે પણ એ પ્રમાણે વ્યવસ્થા કરવી.

નોકરી — **નોકરી**—ઉપર દર્શાવેલા સર્વે ખાતાઓમાં જેને જે જે અનુકૂલ હોય, તે તે ખાતાઓમાં તેઓ વિદેશમાં (યુરપ, અમેરિકા, જાપાન) વા અત્ર જોડાય.

**સંસાર સુધારો**—આ વિષયે સમયને અનુસરી, પ્રથમની આપણી વ્યવસ્થા, હાલનું આપણું ધોરણ—આ સર્વેનું એક કમીટી નીમી, તે દ્વારા નીરિક્ષણ કરી, ભવિષ્યમાં લાભપ્રદ વ્યવસ્થા બાંધવી. અસ્તુ.

**કુસુમ**—પ્રિય ચંદ્ર ! હવે સ્વદેશીય વિદેશીય વિદ્યા, કળા ઉપાર્જન વિષયે આવશ્યક વિવેચન થાય તો ઉચિત.

**સર૦**—કુસુમ ! સ્વદેશીય વિદેશીય કેળવણી મેળવવાથી શા શા લાભ થાય છે એ વિષયે મ્હેં પ્રથમ કેટલુંક વિવેચન કર્યું છે તો હવે તે પરત્વે સહજસાજ વિવેચવા ઇચ્છુંછું.

મનુષ્યના સંચિત કર્મ ભિન્નભિન્ન હોવાથી તેમની મતિ પણ ભિન્નભિન્ન હોય છે અને તેથીજ સર્વેના વિષય પૃથક પૃથક હોય છે. કોઇને ચિત્રકળા પ્રતિ, તો કોઇને સંગીત કળા પ્રતિ " " ઇત્યાદિ. માટે ઉત્તમ માર્ગ તો એજ છેકે—જેને જે વિષય પ્રતિ પૂર્વ સંસ્કારથી અધિક સ્ફુર્ણા હોય, તે વિષયમાં તેને પારંગત કરવો ઉચિત છે. જે વિષય જે પુરૂષમાં તદન સ્ફુર્ણાયમાન નથી તો વિષય તરફ તેને બલાત્કારે દોરવાથી તેની તન અને મન—સંપત્તિ ક્ષીણતાને પામે છે માટે જે પુરૂષનો જે વિષય હોય તેમાંજ તેને પ્રવૃત કરવો. કેટલાક વિષયો, જે ઉપર ઉપરથી રાગવાળા છે તે પ્રતિ તેનું ચિત્ત આકર્ષાય, તો તે પ્રતિથી તેને બોધ વિદ્યા અને યુક્તિથી વાળવો જોઇયે, કારણ કે અનીતિ દુરાચારથી ભરેલા વિષયો પ્રત્યક્ષ તન મનને પ્રલીન કરી સત્વર વિનાશ કરનારા છે તે પ્રતિ જતાં તેનો રોક કરવાથી તેની તનમન સંપત્તિની હાની થતી નથી, પરંતુ તેની રક્ષાજ થાય છે. ઉચ્ચ વિષયી સ્ફુર્ણા હોયતો અહો ભાગ્યજ છે અને મલીન વિષયી સ્ફૂર્ણા હોયતો તેને અધ્યાત્મ શાસ્ત્ર, સદ્‌સદ્‌ પરિચય અને વિદ્યા કળાથી કૃષ કરવી જોઇયે, કારણકે અવિચ્છિન્ન પુરૂષાર્થમાં સદા જયજ છે. સદ્‌ સદ્‌ સંગતિ અને નિરંતર સદ્‌ સદ્‌ શાસ્ત્રાવલોકન એજ પુરૂષાર્થ છે. અસ્તુ.

હવે સ્વદેશીય વિદ્યા, કળાની ઉન્નતિ, વિદેશીય વિદ્યા, કળાના સંપૂર્ણ અવલોકનપર છે અને વિદેશ સંચર્યા વિના વિદેશી ભાઇનો વિદ્યા, કળાનો ભંડાર આપણા હાથ આવવાનો નથી. વિદેશી ભાઇયોએ ઉક્ત ખજાનો કદાચ અંધારામાં રાખ્યો હશે તોપણ આપણે અહિંથી સાથે પુરૂષાર્થરૂપ દીપક લઇ જશું, એટલે કાંઇ વાંધો આવશે નહિ, બાકી અહિં બેઠાં બેઠાંતો તેઓ માત્ર મ્હો માગ્યા નાણાં વસુલ કરી યંત્ર મોકલવાના, અને કુંચીયોતો તેમની પાસેજ રાખવાના. નિઃસંશય, આપણી વિદ્યા, કળાનીજ કિંચિત એમની પાસે વિભૂતિ છે પણ આપણી વિદ્યા, કળા, આપણા ઉધેઇ ભક્ષ કરતાં પુસ્તકોમાંજ છે–એટલે જડાવસ્થામાં છે અને એમનીતો એ કિંચિત વિભૂતિ પણ સજીવ અર્થાત્ ચેતન અવસ્થામાં છે પુરૂષાર્થવત્ છે. તેઓએ અપૂર્વ શ્રમ ઉઠાવી, નિરંતર પુરૂષાર્થ અને સૂક્ષ્મ અવલોકન–મનન કરી, સર્વ ભાઇયોને છક્ કરી નાંખ્યા છે. માટે પ્રથમતો આપણે વિદેશી ભાઇયોની તૈયાર રસોઇરૂપ સજીવ વિભૂતિથી વિભૂષિત થઇયે અને તેની સાથે વળી આપણી પ્રાચીન ગ્રન્થોમાં ભરાઇ રહેલી નિદ્રાવશ વિદ્યા, કળાને, વિદેશીય વિભૂતિ વડે અર્ચિત કરી ચેતનાવસ્થામાં આણીયે. કુસુસ ! આપણા ભાઇયોને આપણે જ્યાંલગી આપણા સકલ શાસ્ત્રોનું સૂક્ષ્મ અવલોકન અને વિદેશ મોકલી વિદેશીય વિદ્યા, કળાનું યથાર્થ શિક્ષણ નહિ અપાવીયે ત્યાંસુધી દેશોન્નતિના સર્વ પ્રલાપ મિથ્યાછે.

વિદેશ સંચરવાથીજ આપણામાં બુદ્ધિબળ, પુરૂષાર્થબળ કેટલુંછે ? તેનું તેમજ ધૈર્ય, સ્થૈર્ય, સંતોષ અને સુખ દુઃખનું યથાર્થ જ્ઞાન થાયછે અને પ્રથમના બુદ્ધિબળના પ્રમાણમાં વૃદ્ધિ થાયછે. ઘરમાં બેઠાંબેઠાં તડાકા મારેતો–ઉજડ ગામમાં એરંડો પ્રધાન–એના જેવું થાયછે. જો આપણો બાંધવ વિદ્યાહીન, કળાહીન, બુદ્ધિહીન, મૂઢ અને મૂર્ખ હોય, અને આપણે તેને સ્વભાઇ લેખી, તેનું ભરણ પોષણ આપણામાંથી પુરૂં પાડી ચલાવી લઇયે તો તેથી તે પોતે મૂઢ રહે અને આપણને પણ તે કાંઇ લાભપ્રદ થાય નહિ–તેવી રીતે આપણી દેશી વસ્તુ ગમે તેવી અણગમતી હોય, તોપણ તેને પોતાની ગણી, ગ્રહણ કરતા રહિયેતો તે વસ્તુ કદિપણ ઉન્નત સ્થિતિયે પહોંચે નહિ. માટે દેશી વસ્તુના માત્ર ગ્રહણમાંજ દેશોન્નતિ નથી, પણ દેશોન્નતિતો વિદેશીય વસ્તુ પ્રતિ, સ્વદેશીય વસ્તુ, સૌન્દર્ય અને આયુષ્ તૂલનામાં, છીઃશબ્દ ઉત્પન્ન કરાવે. બાકી બલાત્કારે બાપનો કુવો તો માત્ર બુડવા માટેજ.

ગમે તેટલાં વ્યાખ્યાનથી પણ જ્યાંસુધી સ્વદેશીય વસ્તુ વિદેશીય વસ્તુ સદૃશ, સૌન્દર્ય અને આયુષ પરત્વે અધિક સંવર્ધમાન નથી ત્યાં સુધી કંઇ વળવાનું નથી. માટે ભાઇયો ! તમારા સંતાનોને વિદેશીય કળાથી સં-

પન્ન કરવા વિદેશ મોકલો. વિદેશ સંચરવામાં કદિ કોઇને કોઇ કાળમાં પણ નુકશાન નથી, પણ લાભ, લાભને લાભજછે.

વિદેશીય મોહક વસ્તુમાં અખૂટ દ્રવ્ય ન વેરતાં, દેશી કારીગરીને સારી સ્થિતિમાં લાવવી અને હિન્દ કારીગરોને સારો આશ્રય અર્પી વિદેશીય કારીગરીનું સંપૂર્ણ જ્ઞાન સંપાદન કરવા વિદેશ મોકલવા વ્યવસ્થા કરવી. અસ્તુ.

આ વિશ્વમાં એટલું બધું જાણવાનું અને જોવાનું છે કે-તે એક મનુષ્યથી સઘળું મેળવાય એ અતિ દુર્ઘટ છે માટે મનુષ્ય એકજ ઇચ્છિત વિષય, પરિપૂર્ણ, પકવ અને બીજા ગૌણ જાણે તો સ્વ અને પરને અધિક લાભપ્રદછે.

**હવે સ્વદેશી ધાર્મિક, શાસ્ત્રીય કેળવણી લેનાર તરીકે—**

પણ્ડિત ગટુલાલજી. સ્વામિશ્રી જયકૃષ્ણ માહારાજ.

**ધનુર્વેદની સ્વદેશીય સૂક્ષ્મ કેળવણી લેનાર તરીકે—**

કાઠીયાવાડના સરતાનસિંહ.

## સ્વદેશીય વિદેશીય મિશ્ર કેળવણી લેનાર તરીકે—

મી. રાનડે. મી. દાદાભાઇ નવરોજજી.

ઓનરેબલ સર ફીરોજશાહ મહેતા.

**સૈનિક કેળવણી લેનાર તરીકે—**

મેજર જનરલ પ્રતાપ સિંહજી—(ઇડર માહારાજાધિરાજ)

આ વ્યવસ્થા પછી થાયતો ચાલે તેમછે પરંતુ પ્રથમ દરેક જ્ઞાતિના ગરીબ અને શ્રીમંત ગૃહસ્થના સંતાનોને અત્રનહિ પણ વિદેશ મોકલી, ત્યાંની એકાદ બે વિષયનો નહિ, પરંતુ સૌ સૌની ઇચ્છાનુસાર સૌ સૌને, એક એક વિષયની પૂર્ણ, પકવ અને સૂક્ષ્મ કેળવણી અપાવવાની ખાસ જરૂરછે. ત્યાંનો કોઇપણ શિષ્ટ વિષય એવો ન નીકળે કે—જેની કેળવણી તત્ર આપણું બાળક ન લેતું હોય? જ્યારે આ પ્રમાણે થશે ત્યારેજ આપણે—પશુ ત્રિહિના નરપશુ—મટીશુ—,—અને જ્યાં લક્ષ્મી દેવિ પધાર્યાં ત્યાં સંતાયલાં સરસ્વતી દેવિ પણ સન્મુખ આવી દર્શન દેશે, અને મસ્તક તથા પાદમાં થંડાગારની પેઠે સુતેલાં શકિત દેવી પણ તનમનાટ કરતાં જાગ્રત થશે. આ ત્રણને જ્યાં જોયાં ત્યાં તો ઘણી મુદતથી વિલપન્તા, અશ્રુ ઢાળતાં ઇચ્છાબાઇ તો અશ્રુ લુતાંજ કછોટોવાળી, સાનંદાશ્રુ ટપકાવતાં એક ક્ષણે આકાશમાં તો બીજી ક્ષણે પાતાળમાં, એ પ્રમાણે સંક્રમણ કરી મૂકશે. પરંતુ આહા! રંક! અરે! દયાપાત્ર દીનઆર્ય માટે આ રમણિક સ્વપ્ન હજુ કયારે? આહા! એ સમયને હું ક્યારે વધાવું?

આર્યો ! હું પુનઃપુનઃ વિનવી વિનવીને કહુંછું કે—આપ આપના સંતાનોને બ્રીટન, જાપાન, વા અમેરિકા મોકલો. આશ્ચર્ય પામશો નહિ, પણ મ્હારૂં કથન અક્ષરસઃ સત્ય માનશોકે—આપણા શાસ્ત્રોમાં, આપણા દેશમાં અપૂર્વ અદૃશ્ય રિદ્ધિ, સિદ્ધિછે તે પણ આપણુને ત્યારેજ જડશે, કે જ્યારે આપણે પ્રથમ વિદેશ સંચરી, વિદેશીય સર્વ પ્રકારની સંપૂર્ણતઃ કેળવણી મેળવશું અસ્તુ. આટલું વિશેષ કથન માત્ર દેશ હિતૈષીજનો માટેછે પરંતુ બ્રહ્મ પરાયણ ( બ્રહ્મનિષ્ઠ ) પુરૂષ માટેતો--સર્વં ખલ્વિદં બ્રહ્મ--જછે.

દેશની અને રાજ્યની ઉન્નતિ રાજા-પ્રજાના ઐકયપરજ છે. દરેક રાજ્યમાં બે વર્ગ હોય છે એક રાજ-હિત વર્ગ, અને બીજો પ્રજા-હિત વર્ગ. રાજ-હિત વર્ગમાં પ્રધાન, રાજ-અધિકારી મંડળ, રાજા અને ગૌણ, પ્રજા મંડળ હોય છે અને પ્રજા-હિત વર્ગમાં પ્રધાન, પ્રજા વર્ગ મંડળ અને ગૌણ અધિકારી મંડળ અને રાજા હોય છે. આ બેઉ વર્ગમાં વારંવાર મત-ભેદ પડે છે એક બીજાથી સત્તા અને દ્રવ્યમાં વધવા ઉભય મંત્રતંત્ર રચે છે. આ બેઉ વર્ગને ન્યાયપુરઃસર અભિન્ન ભાવે રાખવા, તેમજ તેમની ઉન્નતિ જાળવવા તેમના મત-ભેદ, અંતરાયનો ન્યાયની રીતે નિર્ણય-નિકાલ કરવા, દરેક મોટા રાજ્યોમાં એક એવી સભા નિયત થવી જોઇયે કે જે નિષ્પક્ષપાતે ઉભય વર્ગનું શ્રેય સાધનાર થાય. આ સભાના મેમ્બરો, ઉભય વર્ગથી પસંદ કરાયેલા દેશીય વિદેશીય વિદ્વાન, રાજ-પ્રજાનીતિજ્ઞ, કુશળ પણ્ડિતો, ધર્માચાર્યો, ન્યાયાધિશો જોઇયે. આ વ્યવસ્થાથી ઉભયને લાભ છે કારણકે રાજાનું સૌભાગ્ય પ્રજા છે અને પ્રજાનું સૌભાગ્ય રાજા છે.

હાલ સર્વ દેશો કરતાં હુન્નર અને કળા-કૌશલ્યમાં આપણો હિન્દ કંઇક અન્ય દેશો સદૃશ ઉતરતી શ્રેણિમાં છે તે દશામાંથી તેને મુક્ત કરવાને હિન્દમાંથી જે જે કાચો માલ પરદેશ ચડે છે અને પરદેશથી જે જે પાકો માલ હિંદમાં આવે છે તેના માટે જે અમુક દાણ લેવાય અને તેની જે ઉપજ થાય, તે ઉપજ હિન્દી સરકાર હિન્દુસ્તાનમાં હુન્નર-કળાનો વિશેષ પ્રચાર કરવામાં તેમજ હિન્દીવાનોને વિદેશ મોકલી હુન્નર-કળામાં પ્રવીણ કરવામાં વાપરે તો તેથી પોતાનો હિન્દ-દેશ, હુન્નર-કળામાં અન્ય દેશોની સરખામણીમાં આવે અને તેથી હિન્દ અને હિન્દી-સરકાર ઉભયને કેટલો લાભ ? અસ્તુ.

કુસુમ--પ્રાણેશ્વર ! ભારતવર્ષનું ભવિષ્ય કંઇ કહેશો ?

સર૦—કુસુમ ! ભારતવર્ષની કંગાલીયતની હવે હદ છે, જેવી કંગાલીયત સ્થિતિમાં અહુણા ભારત આવી પડયુંછે તેવુંજ તે વિધાળએ કરી, એ સ્થિતિ દૂર કરવાના સાધનો શોધવામાં મચી રહ્યુંછે. વિદેશીય

વિદ્યા, કળા, હુન્નર, વ્યાપાર, રાજ–પ્રબંધ આદિ ઉપચારોદ્વારા પોતાની નિકૃષ્ટ હાલત દૂર કરવાના પ્રકરણોના પાનાં ફેરવી રહ્યુંછે. આ સઉદ્યોગનું પ્રારબ્ધ થોડા કાલમાં બંધાશે. પ્રાતઃકાળ થયોછે. ચીન સાથેની લડાઇના પહેલાં જાપાન જેવું જાગ્રત થયું હતું, તેવી સ્થિતિ ભારતવર્ષની હવે થવા માંડીછે અને કેટલેક કાળે હાલ જાપાનછે તેવુંજ ભારતવર્ષ થશે, વિદ્યામાં એથી પણ વધશે. ઇંગ્લંડની પ્રજા જેવી અને યુનાઇટેડ સ્ટેઇટસ જેવી રાજા–પ્રજા વ્યવસ્થા થશે.

**કુસુમ**—ત્યારે કેટલાકનું તો એમ કહેવું થાયછે કે હિન્દુસ્તાન દિવસે દિવસે અધમ દશાયે પરિણમતું જાય છે!

**સર૦**—ભૂલ છે. માત્ર દ્રવ્ય વિષયમાંજ. અને એ રંક દ્રવ્યહીન સ્થિતિયેજ ભારતને જાગ્રત કર્યું છે. ભારત જેટલું પાછું હટતું જાય છે તેટલુંજ આગળ કૂદવાને–વધવાને સજ્જ–શક્તિવાન થતું જાય છે. જેવી રીતે વિશેષ કૂદનારને પ્રથમ પાછા હઠવું પડે છે તેવી રીતે ભાઇયો! ઉમંગ, ઉલટ ભેર પુરૂષાર્થે–પૂજનથી લક્ષ્મી અને સરસ્વતીને જ્યાં હોય ત્યાંથી શોધી, રીઝવો. અસ્તુ. પરંતુ આ શુભ પરિણામ વિદેશીય ભાઇયો સાથેની મૈત્રિથીજ આવશે. રાજ ભક્તિ સહ સ્વદેશ ભક્તિ સાધવાથીજ આવશે. અસ્તુ.



# પ્રકરણ ૧૨ મું.

## બાલિકા-શિક્ષણ.

ધાર્મિક, નૈતિક, વિધવિધ કળાઓ અને ગૃહ કેળવણીથી સંસ્કૃત બાળાઓજ દેશોદ્ધારની દીપ્તિયો, વિભૂતિયો અને શકિતયો છે.

મુગ્ધમાં મુગ્ધ હૃદય પણ સ્ત્રીનુંજ છે તેમ કઠિનમાં કઠિન હૃદય પણ સ્ત્રીનુંજ છે.

ધૈર્યનો ઇજારો, તેમ સાહસનો ઇજારો પણ સ્ત્રી જાતિયેજ વ્હોરી લીધેલો છે.

વિદુષિ, સુશીલા, સુભદ્રા રમણીની પ્રસન્નતા એજ સ્વર્ગ સુખ અને ઐશ્વર્ય પ્રાપ્તિ.

( લ. વ. યાદવ. )



સરો—કુસુમ ! બાલિકા શિક્ષણ વિષયપર, વિદ્યાર્થીયો પ્રતિથી જે નિબંધ આવ્યો છે તે વાંચ જોઇયે વ્હારૂ !

કુસુમ—જેવી આજ્ઞા પ્રાણનાથ !

( કુસુમ વાંચે છે. )

સર્વ સંતાનોની આદિ ગુરૂ સ્વમાતા છે. ગર્ભાવસ્થા તેમજ બાલાવસ્થામાંજ માતા ગુરૂની પરિપૂર્ણ મુદ્રા બાળકોપર પડે છે અર્થાત્ ઉક્ત અવસ્થામાં બાળકોમાં એટલે અંશે મુગ્ધત્વ હોય છેકે પરિચયમાં આવતી સર્વ સજીવ નિર્જીવ વસ્તુથી તેઓ આર્દ્ર થઇ જાય છે. માતામાં જેવી ગુણ, પ્રભા વિદ્યા અને નીતિની ધમક હોય છે તેવી ચમક બાલકમાં પણ આવે છે. બાળકોનું ઉચ્ચ થવું, એ સર્વનો આધાર, તેને બાલ્યાવસ્થામાં થતા સંસ્કાર છે. સુજ્ઞ-

વસ્થાં અને વૃદ્ધાવસ્થામાં એજ સંસ્કારો પ્રૌઢ અને દૃઢ સ્થિત થઇ ખિલી રહ્યા હોય છે. આદિ ગુરૂ સ્વમાતા વિનયવાન હોય તોજ સંતાનમાં પણ વિદ્યાથી અધિક ઉત્તમ વિનય પ્રવેશે છે માટે બાલકોના દૂર્ભાગ્યનું આદિ કારણ માતા છે. માતા પ્રતિથી મેળવેલા વિનયાદિ સદ્ગુણ વડેજ, આચાર્ય ( ગુરૂ ) ની સેવા થઇ તેમની પ્રીતિ મેળવાય છે અને ગુરૂની પ્રસન્નતાથીજ તેમણે અર્પણ કરેલી સર્વ વિદ્યા, કળા ફલિભૂત થાય છે. જો પ્રથમ માતા પ્રતિથી શીલ સ્વભાવનું, વિનય, લજ્જા, ઉદ્યમ, ગુરૂ ભક્તિ આદિનું બાળકોને શિક્ષણ ન મળ્યું હોયતો, ગુરૂની સેવા અને તેમનો સકારણ કોપ, તેમનાથી સહન– થઇ શકતાં નથી, અને તેથી વિદ્યા, કળા પ્રાપ્ત કરવામાં પણ તેમની ચિત્ત વૃત્તિનું સાન્નિધ્ય થવું કઠિનજ ! બાલ્યકાળથીજ અવિવેક–અવિનયરૂપ દૂર્ગુણ જો બાળકમાં પ્રવેશે છે તો જીવન પર્યંત બાળકને તે નષ્ટ અને ધિક્કારપાત્ર બનાવી દેછે. અને જો વિવેક, વિનય પ્રવેશે છે તો અન્ય દૂર્ગુણ બાળકમાં હોવા છતાં પણ તેને તે ગુણો યશસ્વી અને પ્રસંશાપાત્ર બનાવે છે એવો માતૃ શિક્ષાનો પટ જીવન પર્યંત છે માટે ભાઇયો ! દેશનું અને આત્માનું કલ્યાણકર્ત્તા, સુશિક્ષિત, ધર્મજ્ઞ સ્વમાતા છે. તેથી બાલિકાઓને તેમને યોગ્ય કેળવણીથી પરિપૂર્ણ કરો. જ્યારે બાલાઓ સુશિક્ષિત, ધર્મવાન, નીતિવાન અને વ્યવહાર કુશલા થશે, ત્યારેજ ભારતભૂમિનો ભાનુ પુનઃ ઉદય પામશે. જેટલે અંશે સ્ત્રીજાતીય કેળવણી અર્થાત્ તેમને યોગ્ય ધર્મ, નીતિની કેળવણી અતિ લાભપ્રદ છે તેટલેજ અંશે તેમને અપૂર્ણ કેળવણી આપવી કિંવા કેળવણી રહિત રાખવી નુકશાનકારક પણ છે. દરેક બાળકના ભાગ્યનો મૂળ આધાર તેના સુશિક્ષિત, નિરોગ માતાપિતા છે. માતાપિતા કેળવાયેલાં શીલ સ્વભાવના અને વિદ્વાન હોયતો તેનાં સંતાન પણ તેવાંજ શીલ સ્વભાવના વિદ્વાન હોય છે. મુગ્ધાવસ્થામાંજ સર્વ પ્રકારનો ઉપદેશ, સત્સંગતિ અસરકર્ત્તા છે. કુમળા છોડને જેમ વાળીયે તેમ બાલ્યકાળમાંજ વળી શકે છે તેમ બાળકને પણ બાલ્યકાળમાં માતાપિતા, ગુરૂ જેમ વાળે તેમ વળી શકે છે. બાલ્યકાળનાજ સંસ્કારો યુવાવસ્થામાં ખીલી નીકળે છે માટે બાળકને જેવા રૂપમાં લાવવું હોય તેવા રૂપમાં લાવવા માટે, તેની બાલ્યાવસ્થાપરજ, અવશ્ય લક્ષ્ય આપવા જરૂર છે. માટેજ માતાપિતા, ગુરૂ અને પરિચિત વર્ગ ઉચ્ચ પ્રકારનો હોવો જોઇયે. જ્યાંસુધી માતાઓ મૂઢ, અજ્ઞ વિનયહીન રહેશે ત્યાંસુધી સંતાનો કદિપણ સુધરશે નહિ. માટે જન–ઉન્નતિનો સર્વ આધાર શિષ્ટ અને સુજ્ઞ જનનિપર છે. પ્રિય આર્ય ભ્રાતૃગણ ! તમારી બાલિકાઓને જ્યારે તેમની જાતિને ઉચિત યોગ્ય કેળવણી, બાલ્યકાળમાંથીજ તમે આપશો ત્યારેજ તેમના સંતાનો વિનયશીલ, પ્રભાવશાલી અને વિદ્વાન થશે, અને એ પ્રમાણે અનુ-

ક્રમે ઉત્તરોત્તર પ્રજા સુધરતી જશે. સંતાનોને સુધરવાનો, પિતા જેટલોજ માતાપર પણ આધાર રહે છે. નીતિના, રીતિના, વિનયના, શીલત્વ, મૃદુત્વના કેટલાક બોધપાઠ માતા પ્રતિથીજ સંતાનો શીખે છે અને તત્પશ્ચાત્ દ્વિતીય શાળા ગુરૂના તેમને દર્શન થાય છે. માટેજ આદિ ગુરૂ માતા વિદ્યાવાન હોવી જોઇયે. વળી પૂર્વ દૈર્દૈવનો પણ બાલ્યકાળમાં ઉચ્ચ શિક્ષણ અને ઉચ્ચ સંગતિથી જેટલે અંશે ક્ષય થાય છે તેટલેજ અંશે યુવાવસ્થામાં નાશ થતો નથી.

બાલિકાઓને કેવા પ્રકારનું શિક્ષણ અપાવવું જોઇયે?

a સ્વદેશીય અને વિદેશીય ભાષાનું આવશ્યક જ્ઞાન.

b શારીરિક અર્થાત વૈદક જ્ઞાન મેળવવાની બાલાઓને ખાસ જરૂરછે.

જ્યાંસુધી બાળાઓને આયુર્વેદ અર્થાત્ વૈદક જ્ઞાન આપવામાં આવતું નથી ત્યાંસુધી બાળકોની પ્રકૃતિનું, તેમના વ્યાધિનું તથા ભિન્ન ભિન્ન ઋતુનું જ્ઞાન તેમને થતું નથી. આથીકરી સ્વસંતાનો વાત, પિત, કફ, એ ત્રણમાંથી, (એક બીજાથી મિશ્ર, અથવા નિરૂનિરાળી) કયી પ્રકૃતિના છે—આવીકૃતિનાને આ વ્યાધિપર, આ ઋતુમાં કયું ઔષધ અને કયું ખાનપાન ગુણપ્રદ અને પ્રકૃતિ અનુકૂલછે—એ વિષયે અજ્ઞાત હોઇને, આર્યમાતાઓ પોતાના સંતાનોનું સ્વાસ્થ્ય જાળવી શકતાં નથી અને બાલ્યકાળમાંથીજ પ્રકૃતિ અને ઋતુપ્રતિકૂલ અને વ્યાધિવૃદ્ધિરૂપ, અનિયમીત, અને અધિકન્યૂન ખાનપાનાદિથી બાળકો નિસ્તેજ, બળહીન રોગગ્રસ્ત, અને અલ્પાયુષી થાયછે. પ્રકૃતિ, ઋતુ, અને ખાનપાનાદિ વસ્તુના ગુણદોષને ઓળખી જો બાળકને ખાનપાનાદિ અપાયતો ભાગ્યેજ તેને દવા, ડાકટરની ગરજ પડેછે. વળી જો સ્વમાતા વૈદક વિદ્યાથી શિક્ષિત હોયતો તે જેટલી સરલતાથી પોતાના સંતાનોની પ્રકૃતિ ઓળખી લેછે તેટલી સેહેલાઇથી વૈદ, ડાકટર પણ ઓળખી શકતા નથી, કારણકે તે બાળકો તેમના વિશેષ પરિચયમાં નથી. વળી માતા સંતાનોનું પ્રેમથી પોષણ કરેછે અને વૈદ, ડાકટર ઉદરનિમિત્તે, ધનસંગ્રહાર્થે, સ્વસ્થ કરેછે. માટે આર્ય બાળકોની સ્વાસ્થ્ય–ઉન્નતિ ત્યારેજ થશેકે જ્યારે સ્વ–માતાઓ વૈદક વિદ્યાથી નીપુણ થશે, અને જ્યારે આર્યબાળકો સ્વાસ્થ્ય—સંપત્તિ મેળવશે ત્યારેજ તેઓ કોઇપણ પ્રકારનો પુરૂષાર્થ કરવા સમર્થ થશે, અને શ્વેત, પીળા ચ્હેરા ઉપર કંઇક રતાશ આવશે તેમજ શીથીલ કમરમાં કંઇક ટટારપણું આવશે. અત્યારે જે અસંખ્ય દરદીઓ નજરે પડેછે તે ત્યારેજ બંધ પડશે કે જ્યારે સંતાનોની માતા વૈદ્યપદ ધારણ કરશે. આર્ય બાલિકાઓ પ્રકૃતિ, ઋતુ, વ્યાધિ, ઔષધિ અને ખાનપાનાદિ વસ્તુના ગુણદોષ વગેરેનું જ્યારે યથાર્થ જ્ઞાન મેળવશે ત્યારેજ સકલ આર્ય પ્રજા રોગ નિવૃત થશે.

સિવાય શારીરિક પુષ્ટી અર્થે તેમને યોગ્ય ( વ્યાયામ ) કસરત કરાવવી પણ જરૂરનીછે. અને એ વ્યવસ્થાથીજ આર્ય બાળકો પુષ્ટ અને પહેલવાન થશે.

૮. પુરૂષ કરતાં સ્ત્રીનું મન સ્વાભાવિક વિશેષ ચંચળ અને ચલાયમાન હોવાથી વૃત્તિયો પણ તેમની અધિક વેગવાન હોયછે સ્ત્રીમાં સ્વભાવથીજ શાંતિ ગુણ પુરૂષ કરતાં કંઇક ન્યૂન હોયછે. બુદ્ધિમાં ચાપલ્ય, સાહસપણું, અને ચિત્ત ચંચલ હોયછે વિચાર શક્તિ પણ કંઇકન્યૂન હોયછે માટે ઉકત દૂર્ગુણની નિવૃતિ નમિત્ત, બાલિકાઓને અધ્યાત્મ વિદ્યા, ધર્મ, નીતિ અને ગૃહ કેળવણી વિશેષ આપવી આવશ્યકછે. જેટલે અંશે શારીરિક-શિક્ષણ આપવાની જરૂરછે તેટલેજ અંશે માનસિક શિક્ષણ અર્થે અધ્યાત્મ વિદ્યા, સંસાર સુધારો, ગૃહ કેળવણી, અને નીતિનાં ગ્રન્થો અવલોકન કરાવવાની આવશ્યકતા છે. મનને બાલ્યકાળથીજ ઉકત વિદ્યા, કળાના મૂલતત્વથી સંસ્કારી કર્યું હોયતો પછી તે યુવાવસ્થામાં પણ સન્માર્ગમાંજ પ્રવર્ત્તે છે દુર્માર્ગથી ઉપરામ પામે છે. બાલાઓને જો બાલ્યકાલથી ઉકત વિદ્યા, કળા, ધર્મ, નીતિની યથાર્થ અને પૂર્ણ કેળવણી ન અપાયતો, યોવનકાળે સ્વભાવથીજ તેમનામાં અવિચારીપણું, ચાપલ્ય, ચાંચલ્ય, અને બળવત્તર, અનિવાર્ય કામવૃત્તિ આદિ દૂર્ગુણો હોવાથી, યોવનકાળે તે સ્ફુરતાં, પતિત થવાનો વિશેષ ભય રહે છે અને તેથી આર્ય પ્રજાની અવનતિ થાય છે અને દુરાચારાદિ અનેક અધમ કર્મનો પ્રચાર થાય છે પરંતુ જો બાલાઓનું મન બાલ્યકાળથીજ અધ્યાત્મ વિદ્યા, ધર્મ, નીતિ અને ગૃહ કેળવણીથી પોષિત થયું હોયતો તેનું મન દુરાચારથી ઉપરામ પામેલું હોઇ, સન્માર્ગમાંજ પ્રવર્ત્તે છે. સ્ત્રીની વૃત્તિનો વેગ પુરૂષ કરતાં એવો બળવત્તર હોય છેકે-વસ્તુ-સૌન્દર્ય માત્રથી તે સત્વર આકૃષ્ટ થાય છે અને જે જે વિષય, કૃત્યનું તે ચિત્તમાં ચિંતવન કરે છે તે તે, તે સત્વર પ્રાણજતાં પણ સિદ્ધ કરે છે મેળવે છે અને પુરૂષમાં એટલે અંશે વૃત્તિ-શૌર્ય, મુગ્ધત્વ, અને કાઠિન્ય હોતું નથી, માટે બાલાઓને મન અને તનની ઉચ્ચ પ્રકારની બાલ્યકાળમાં કેળવણી અપાવવામાંજ દેશ અને જન-ઉન્નતિ છે, એ નિઃસંશય છે. હાલની અપૂર્ણ કેળવણીથી સહજ કેળવાયેલી પુસ્તી સ્ત્રીયો કરતાં તો બીચારી ગામડાની અશિક્ષિત સ્ત્રીયો ધર્મવાન, નીતિવાન, અને પતિપ્રતિ સ્વધર્મ શું ? એ સારી રીતે સમજે છે. થોડું ભણેલી પુરની ધણી ખરી સ્ત્રીયો અપૂર્ણ અને પ્રતિકૂલ કેળવણી લેવાથી વ્યભિચારમાં પ્રવત્તે છે પોતે સ્વચ્છંદ વિચરે છે અને સ્વામિપર અસંતોષ, આજ્ઞા-ઉલંઘનનો અપવાદ મૂકી, ધુરકાવી, ક્ષમા યચાવે છે અથવા તો કોરટે ચડાવી છેડાછૂટકો માગે છે. આહા ! વિદ્યા ! કેળવણી ! ત્હારો પરિપાક આવો કેમ ? પરંતુ વિદ્યા, કેળવણી ! ત્હારો શું દોષ ? જે પ્રકૃતિવાળાને જે ખોરાક અનુકૂળ હોય તે ન આપતાં, તેથી પ્રતિ-

ફૂલ અપાય તો તેની પ્રકૃતિમાં ક્યાંથી સુધારો થાય ? ઉલટો બીગાડજ થાય. તે પ્રમાણે ધર્મની, નીતિની કેળવણીને બદલે, સહજ વાંચતાં લખતાં આવડ્યું, એટલામાંતો દસ બાર વરસની ઉમર થઇ એટલે લગ્ન સમારંભની તૈયારી થાય, તેથી વિદ્યાશાળાને છેલ્લા પ્રણામ કરવા પડે, અને અપકવ વયમાં, અપૂર્ણ વિદ્યા-પ્રાપ્તિ દશામાં, વિષય શાળામાં પ્રવેશ થાય, એ શાળામાં સહ સંગતિ અને ધર્મ નીતિના ગ્રંથોને સ્થાને નીચ સંગતિ, સ્ત્રી ચરિત્ર, ભ્રષ્ટ નાટકો, નીતિ નિવારક નવલકથાઓ, વાર્ત્તાઓ આદિનું દર્શન થાય, અકર્ત્તવ્ય સંગતિથી ( વખતે ) અયોગ્ય સ્થાને પ્રેમ-પત્રિકાઓ લખાય-ત્યાં સુધારો કે કુધારો ? વિગેરે અપૂર્ણ અને અનુચિત કેળવણીથી, તેમજ બાળલગ્નથી નુકશાન થાય છે. કન્યકાઓને સારી રીતે સ્વ-પર ભાષા યથાર્થ વાંચતાં લખતાં આવડયા પછી, તેમને સ્વધર્મ, નીતિ, અધ્યાત્મ વિદ્યા, ગૃહ વ્યવહાર, અને ઓઉચિત વિધવિધ કળાનું શિક્ષણ અપાવવું અત્યાવશ્યક છે. આ પ્રમાણે બાળાઓ કેળવાશે તોજ સુધરશે, તોજ દેશ, ધર્મ નીતિથી પુરિત થશે; તોજ દામ્પત્ય સ્નેહ પરિપક્વ થશે, તોજ બાળલગ્ન બંધ થશે અને પુનઃલગ્ન પણ ન્યૂન થશે; માટે જેટલે અંશે બાલાઓને શારીરિક કેળવણીની આવશ્યકતા છે તેટલેજ અંશે માનસિક, આધ્યાત્મિક કેળવણીની પણ આવશ્યકતા છે.

તે માનસિક, આધ્યાત્મિક કેળવણી લીધા પશ્ચાત્ સંસાર વ્યાવહારિક જ્ઞાન, પતિપત્નિ ધર્મ, અને ઓઉચિત વિધવિધ કળાઓનું આવશ્યક જ્ઞાન, એ પણ સંપાદન કરવું અત્યાવશ્યક છે. જેટલો પુરૂષ અને સ્ત્રીમાં ભેદ(૫૨૪) છે તેટલોજ ભેદ તેમની કેળવણીમાં પણ જોઇયે. તેમની શાળાઓ તેમના અમુક ગ્રન્થો વગેરે પુરૂષથી ભિન્નજ હોવા જોઇયે. જ્યાં સુધી બાળાઓને હાલની અપાતી કેળવણીમાં કંઇપણ ફેરફાર નહિ થાય, તેમજ ધાર્મિક, નૈતિક શિક્ષણની મેળવણી નહિ થાય, ત્યાં સુધી બાલાઓ કદિપણ પૂર્વની ભારતવર્ષીય આર્યાઓ થવાની નથી, અને ચાલતી અપૂર્ણ અને ધર્મ, નીતિ વિનાની કેળવણીથી કશો લાભ નથી.

હવે સ્વાતંત્ર્ય કોને માટે યોગ્ય છે અને કોણ ત્હેનો સદુપયોગ કરી લાભ લઇ શકે ? જે ઉચ્ચ વિદ્યા, કેળવણી પામેલા છે જે શીલ સ્વભાવના દીર્ઘ વિચારવંત છે જેનું વર્તન પરમાર્થ પ્રતિ છે તેવા શિષ્ટ પુરૂષો માટેજ સ્વાતંત્ર્ય છે. વિદ્યાહીન, મૂઢ, સ્વાર્થી જંતુઓ માટે સ્વાતંત્ર્ય નથી. તેઓને સ્વાતંત્ર્યતો ઉલટું તેઓના અને દેશના શુભનો વિનાશ કર્ત્તા છે. વિદ્યાહીન પુરૂષ તેમજ અશિક્ષિત્ર સ્ત્રીયો માટે પણ સ્વાતંત્ર્ય નથી, તેવી સ્ત્રીયોને સ્વતંત્રતા અર્પવાથી તેનું પરિણામ અનિષ્ટ આવે છે. અશિક્ષિત પુરૂષ પણ સ્ત્રી વર્ગીયજ છે કારણકે વિદ્યા, વિચારમાં એ સ્ત્રીની પેઠે પરાધિન છે. સ્ત્રીયોમાં

વિશેષતઃ સ્વભાવથીજ અવિચારીપણું, સાહસપણું, અને ન્યૂન બુદ્ધિ હોય છે માટે તેમને સ્વાતંત્ર્ય અર્પવાથી નુકશાનજ છે. જ્યારે બાળાઓ બાલ્યકાળમાં-થીજ માનસિક, શારીરિકયોગ્ય ધર્મ, નીતિ, અધ્યાત્મ અને વ્યાવહારિક જ્ઞાન સંપૂર્ણ મેળવશે ત્યારેજ ઉચ્ચ શિક્ષણે કરી તેનામાં વિચારપણું, શીલપણું, સ્વધર્મપણું, નીતિપણું આદિ સદ્ગુણો, સદ્વિદ્યાનું બંધારણ બંધાશે, અને વિમલ પ્રેમથી, શુદ્ધ વર્ત્તનથી, આપણું સ્વાતંત્ર્ય વિના પરિશ્રમે, વિના યત્ને હરી લેશે, બાકી તેઓને અપૂર્ણ કેળવણી અને સ્વાતંત્ર્ય અર્પવાથીતો નુક-શાનજ છે. જેટલે અંશે અશિક્ષિત, દુર્વિનીત સ્ત્રીયોથી પુરૂષો પતિત થાય છે તેટલે અંશે પુરૂષોથી સ્ત્રીયો પતિત થતી નથી. માટે દેશ અને જન-ઉન્નતિનો સર્વ આધાર, સ્ત્રીયોને ઉચ્ચ અને યોગ્ય કેળવણી આપવાપર છે. પુરૂષ કરતાં સ્ત્રીયોના વિચાર ભૂવન (મસ્તિક)[1] લઘુ હોય છે અને તે પ્રમાણમાં પુરૂષ કરતાં તેઓની વિચાર શક્તી પણ ન્યૂન હોય છે અને જે દીર્ઘ વિચારવાન અને સૂક્ષ્મ અવલોકનકાર છે તેના માટેજ સ્વાતંત્ર્ય છે અને તેથીજ સાહસિક અલ્પમતિ સ્ત્રી વર્ગ માટે સ્વાતંત્ર્ય ઉચિત અને પથ્યકર નથી. પુરૂષ થોડી કેળવણીથી પણ સૂક્ષ્મ વિચારવાન, નમ્ર અને શાંત થાય છે અને સ્ત્રીને તે પ્રમાણે થવા માટે વિશેષ કેળવણીની આવશ્યકતા છે તેનું કારણ માત્ર સ્ત્રીની અલ્પમતિ, અલ્પ શક્તિ છે. વિદ્યાગ્રહણ કર્યા છતાં પણ કેટલીક સ્ત્રીયો પોતાના જાતિરૂપમાં એટલે સાહસ, હઠ, ક્ષુદ્ર બુદ્ધિ, અવિચાર, ક્રોધ, કામ આદિમાં જ્યારે સહજમાં પ્રવેશેછે ત્યારે વિદ્યા અને વિદ્વત્તા તેમની પલવારમાં સરી જાયછે. પતિસાથે, માતાપિતા સાથે, સાસુસસરા અને ગુરૂબંધુ સાથે હું શું બોલું છું—તેનું જરીયે ભાન રહેતું નથી,—આ તેમનો વિદ્યાથી દબાયેલો પણ જાતિ સ્વભાવજ છે. હા, નિઃસંશય, પુરૂષ વર્ગમાં પણ કેટલાક વિદ્વાનમાં આ કૃતિનું દર્શન થાય છે પણ જેટલે અંશે અને જે પ્રમાણમાં સ્ત્રીયોમાં જોવામાં આવેછે તેટલે અંશે અને તેજ પ્રમાણમાં પુરૂષવર્ગમાં જોવામાં આવતું નથી. માટેજ સ્ત્રી વર્ગને સ્વાતંત્ર્ય નજ જોઇયે.

કોઇ કોઇ વિદુષિયોનું પૂર્વે ઇતિહાસોમાં પુરૂષથી પણ અધિક ધૈર્ય-મહત્વ, વિચાર-મહત્વનું દર્શન થાયછે પણ તે બહુજ ન્યૂન. હા, જેટલે અંશે અશિક્ષિત, અજ્ઞ, મલીન સ્ત્રીયોને સ્વતંત્રતા અર્પવામાં નુકશાન છે તેટલેજ અંશે શિષ્ટા, સ્વધર્મપરાયણા સુશિક્ષિતા, સુભદ્રા સુજ્ઞા પતિવ્રતા વિદુષિયોને પરતંત્ર બનાવવામાં, તેમના મર્મ દુઃખવવામાં અપ્રતિમ નુકશાનછે. પતિ પરાયણા સ્ત્રીયોના હૃદય દુભવવાથી, દંશવાથી, દમવાથી, દહવાથી અને દળવાથી દેશનો અને જન-ઉન્નતિનો સત્વર વિનાશ થાય છે. પરંતુ તેવી વંદનીય આર્યાઓ

---

1 સેલી બ્રીયમ.

ક્યાંછે? પતિના દુઃખે દુઃખી અને સુખેસુખી વિમળાઓ ક્યાંછે? પતિનું માનસિક, શારીરિક કષ્ટ જોઇ, અને તે સહન ન થઇ શકવાથી વર્ત્તમાન સમયમાં કોઇ વિશુદ્ધા ગુપ્ત, એકાંત ઓરડે અશ્રુ સારતી બતાવશો? હાલતો—' એમને ચેપી રોગછે રખેને મ્હને વળગશે, માટે સ્વામિનો ત્યાગ કરી, પોતાના શ્રીમંત માતાપિતાને ત્યાં જઇ વસેછે'—આવી સ્ત્રીયો ઉપર પ્રમાણે વદતી, વર્ત્તતી કેટલેક સ્થળે જોવામાં આવેછે ત્યાં દાંપત્ય પ્રેમ ક્યાં અવલોકવો રહ્યો? અજ્ઞ અને અસભ્ય સ્ત્રીયો પણ કામવશ પુરૂષનું સ્વાતંત્ર્ય છીનવી લેછે, તો સભ્ય, વિદ્યાવિશિષ્ટા, ગમે તેવા કઠિન ચિત્તવાળા સ્વામિનું પણ હૃદય કેમ પોતાનું ન કરીલે? માટે વિદ્યાશીલ, સ્વધર્મપરાયણા આર્યાઓ માટેતો સ્વાતંત્ર્ય સદાથી છે પરંતુ અશિક્ષિત, અસભ્ય, મલીન સ્ત્રીયો માટે તે નથીજ તેઓના માટે પાશ્ચાત્ય પદ્ધતિ અનુકરણીયા નથી.

સામ્પ્રતિક અપૂર્ણ ધર્મ,નીતિ શિક્ષણ વિનાની શુષ્ક સ્ત્રીકેળવણીનો પ્રતાપ અવલોકોઃ—

સ્વામિનો કિંચિત અપરાધ થયોકે સ્વામિનીયે, સ્વામિને લગડધક્કે લીધાજછે કોરટે! છતાંપણ સ્વામિયે કંઇ ચુચપટ કરીકે—આપીજછે લાગલગો ફારગતી!

આહા! પ્રસ્તુત અપૂર્ણ (સ્વધર્મ નીતિરહિત) સ્ત્રી—કેળવણીથી પરિણમતો કેવો અનુપમેય દાંપત્ય—પ્રેમ!

પ્રસ્તુત અપૂર્ણ સ્ત્રી કેળવણી આ પ્રમાણેજ પરિવર્ત્તન પામ્યા જશેતો સ્ત્રી—કેળવણીથી આપણે જે અપૂર્વ લાભ લેવા માગીયેછિયે તે લાભ આપણે લઇ શકશું નહિ. આજકાલ વિમલ દંપતીયો બહુજ ન્યૂન અવલોકવામાં આવે છે પરંતુ બહુ સ્થળેથી ડાઇવોર્સ (છેડાછૂટકા.)નાધ્વનિ કર્ણગોચર થાયછે. માટે પ્રસ્તુત સ્ત્રી કેળવણીમાં અધિકમતે ફેરફાર કરવાની આવશ્યકતા છે. જ્યારે યોગ્ય કેળવણીથી સ્ત્રીયો સુશીલા થશે ત્યારેજ દેશનું શુભ થશે, અને ત્યારેજ સુખી થવાશે. બીજી વિશેષ યોગ્ય વ્યવસ્થા થતાં સુધી હાલની પદ્ધતિજ પ્રવાહિત રાખવી, કિન્તુ બંધ પાડવી નહિ. અસ્તુ.

હવે કયા વિષયમાં માતાપિતા પોતાના સુશિક્ષિત બાળકોની સ્વતંત્રતા ખુંચવી લઇ, તેમના સુખના ભાનુપર તિમિરપટ (અંધારપછેડો) વિસ્તૃત કરેછે એ વિષયે કંઇક કથિયેઃ—

બાલિકા જ્યારે યોગ્ય વિદ્યાભ્યાસ ગ્રહણ કરી, વિવાહ યોગ્ય થાય છે ત્યારે તેના માતાપિતા તેની સંમતિ-સિવાય, માત્ર દ્રવ્ય કે જુનું ઉચ્ચ કહેવાતું કુલ જોઇ કોઇ અજ્ઞ, મૂઢ, અશિક્ષિત, ગુણહીન, સાથે યુક્ત કરેછે આથી તે

સુશીલા જીવન પર્યંત એકાંત ઓરડે નિઃશ્વાસ પુરિત અશ્રુ ટપકાવે છે અને અપૂર્ણ કેળવણી પામેલી હોયતો ભ્રષ્ટ પણ થાય છે. અધૈર્ય સ્વભાવની હોયતો આત્મઘાત પણ વખતે કરી બેસે છે અને જો કિંચિત (પૂર્ણનહિ) વિદેશીય વિદ્યાનો પટ હોયતો કોરટે ચડી ફારગતી પણ માગે છે. આ સર્વ વિટંબતાનું કારણ, વિદ્યા, ગુણ, વય, સ્વાસ્થ્ય, રૂપ, જોડ, નહિ જોતાં અને અન્યોન્ય સંમતિ નહિ લેવા દેતાં, તેમને યુકત કરી દેવાં, એજ છે આથી પુરૂષ અને સ્ત્રીનો આખો ભવ દુઃખમાં અને નિરર્થક પસાર થાય છે આપણો પ્રાચીન રીવાજ પણ યોગ્ય વયે પહોંચતાં, અન્યોન્ય સંમતિ લઇ વિવાહ કરવાનો છે તેમ પાશ્ચાત્ય વિદેશીયોનો પણ રીવાજ કેટલેક અંશે તેને મળતો છે છતાં માબાપો આટાનો કૂટો કરી નાંખી–દેશની અને જન ઉન્નતિની પાયમાલી કરે છે. જ્યાં બાળ વયમાંથીજ, કે જે સમયે બાળકોને સંસાર હવાનું વિદ્યા, જ્ઞાનનું સ્વપ્ન પણ નથી હોતું, તેવે સમયે ધવળ મંગળ ગવરાવી, ફેરા ફેરવી દેછે ત્યાં સંમતિ લેવાનો કયાં સમય અને કયાં વાર્તા કરવી રહી? સર્વ પ્રકારના વિનાશનું પ્રધાન કારણ બાળલગ્ન છે, અન્ય ગૌણ કારણ પરત્વે, એકતો બાલાઓને, તેમને ઉચિત યોગ્ય કેળવણી ન અપાવવી, એ છે. અને દ્વિતીય—અન્યોન્ય (સમજમાં આવે) સંમતિ લેવા છુટ ન આપવી, એ છે તેમજ વિદ્યા, ગુણવય અને રૂપ પ્રતિ માતાપિતાની વિશેષ લક્ષ્યની ન્યુનતા એ પણ છે. ઉકત કારણોના વિધ્વંશ માટે, પ્રિય દેશસુધારકો, જ્યારે યોગ્ય વિચારશે, ત્યારેજ દેશોદય થશે. કારણ કે પકવવયસુધી બ્રહ્મચર્ય સેવન સાથે બાલ બાલિકાઓ પુર અને માતા પિતાથી પૃથક નિવાસી ભિન્ન ભિન્ન શાળાઓ અને બોર્ડીંગ હાઉસમાં નિવાસી સૌસૌને ઉચિત અને ઇચ્છિત કેળવણી લઇ, પકવજ્ઞાન, અને પકવવય મેળવ્યા પશ્ચાત્ અન્યોન્ય પ્રેમપુરિત સંમતિ લઇ લગ્ન સબંધમાં યુક્ત થશે, ત્યારેજ આર્યાવર્ત અને આર્યોની ઉન્નતિ થશે એ નિર્વિવાદ છે.

આપણા શાસ્ત્ર શું વદે છે—એક બીજાની સંમતિથી અન્યોન્ય વચનો આપી વરકન્યા એક બીજાને વરે છે એ વચનો પરત્વે વર વિશ્વાસ આપે છે કે–જગતકર્તા ઇશ્વરે ત્હને મ્હને સોંપી છે પોષણ કરવા યોગ્ય તું મુજ પત્નિથા, અને સો શરદઋતુનું આયુષ ભોગવ. કન્યા વદે છે કે–ઇશ્વર કૃપાથી મ્હેં આપને પતિ તરીકે સ્વીકાર્યા છે તો આ સૃષ્ટિમાં મ્હારે સેવા કરવા યોગ્ય અન્ય દેવ નથી, જીવિત પર્યંત આપનું પૂજન કરીશ–આ વચનો સંમતિ સિવાય શીરીતે બોલાયજ ? આ વચનો વિદ્યા, જ્ઞાન મેળવ્યા વિના, અન્યોન્યમાં પ્રેમ ઉદ્દીપન થયા વિના શીરીતે ઉચ્ચરાયજ ? છતાં વિદ્યાહીન, પેટભરૂ મૂઢ, લાલચુ, આધુનિક બ્રાહ્મણો અને અભણ માતાપિતાઓ રાક્ષસ હૃદયના બની, પોતાના સંતાનોને નિરાશ્રિત, મુંગા પ્રાણીઓ તુલ્ય લેખી, બાલ્ય કાળમાં-

ચીજ સ્વઇચ્છાનુસાર ફેરા ફેરવી દે છે બાળકો સમજણમાં આવે, પતિથી પત્નિ અને પત્નિથી પતિ સંતુષ્ટ ન થતાં અન્યોન્યમાં એક બીજા પ્રતિથી અણગમો ઉત્પન્ન થાય છે, અને પતિ પત્નિ પોતાના માતાપિતાના, કુલ દેવતા (બ્રાહ્મણગોર) ના નામપર આખી જીંદગી પર્યંત અશ્રુ ઢાળ્યાં કરે છે, એ કેટલું બધું પાપ? પણ વિદ્યાહીન, કઠિન હ્રદયનાને તેથી શું? જ્યાંસુધી આવા પેટભરૂ બ્રાહ્મણ ગોર દેવતા, આવાં માતાપિતા, અને આવાં અશ્રુ ઢાળતાં દંપતી આર્યાવર્તમાં હયાતિ ભોગવે છે ત્યાંસુધી દૂર્દૈવજ છે. આખો દેશ સુધરવાનો જેનાપર આધાર છે તેવાં સ્વસંતાનોને, પકવવય થતાં લગી, કેળવણી નહિ આપતાં અરે! જેની સમીપરહી આખું જીવન જેને પસાર કરવાનું છે જેના નીકટ વસી સંસાર સુખ અનુભવવાનું છે, અરે! જેનો પ્રેમ ગ્રહીને અને અર્પીને દેશ-ઉન્નતિ, જન-ઉન્નતિરૂપ સ્વાર્થ પરમાર્થ સાધવાં છે તેવાં બાલ બાલિકાઓને અપકવ વયમાં, અપકવ શિક્ષણમાં, અન્યોન્યની પ્રેમ પૂર્વક સંમતિ સિવાય યુકત કરી દેવાં એ કેવું ઘોર કૃત્ય છે? એજ કૃતિ દેશનો દાટ વાળનાર છે, એમાં કંઇ શક નથી. આથીજ વ્યભિચાર, આત્મઘાત, વંધ્યત્વ, અપહરણ, ચોરી, પ્રેમસ્ખલન, ફ્રારગતી, વિધવિધ રોગ, વ્યસન આદિ સર્વ પ્રકારના દૂરાચારનો અને દૂષ્કર્મનો જન્મ થાય છે. માટેજ પ્રથમ પકવવય થતાં સુધી બ્રહ્મચર્ય સેવન અને તે કાલમાં સંસારી અલ્પ જંતુઓથી પૃથક્ નિવાસ, ઇચ્છાનુસાર યોગ્ય પૂર્ણ પકવ કેળવણી, તત્પશ્ચાત્ વર-કન્યાની ઇચ્છાનુસાર તેમનો ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ..........આ પ્રમાણે વ્યવસ્થા થવા અવશ્ય જરૂર છે. અસ્તુ.



# પ્રકરણ ૧૩ મું.

## પુનર્લગ્ન અને વિધવા વિષય.

વિદ્યા, જ્ઞાનથી સંસ્કૃત થયેલાં હૃદયો, અનન્ય પ્રેમ વર્ષાથી ફુલ્લળી જઇ, અન્યોન્યમાં વ્હેંચાઇ ગયાં હોય, વણાઈ તદ્દરૂપ થયાં હોય ત્યાં એક હૃદયનું ખોળીયું કદાચ સુકાઇ ગયું કે બળી ગયું, તેથી શું થયું ?
પુનર્લગ્ન, શરીર-વિવાહ માટેજ છે મન-વિવાહ માટે નથી. વૈધવ્ય આશ્રમનું સુખદાયી ઔષધ અધ્યાત્મ શાસ્ત્રનું અધ્યયન, અવલોકન, મનન અને નિદિધ્યાસન છે. ઉપવનાદિ તેનાં પ્રિય સ્થાન છે-વિહાર છે. ફુલાદિક ત્હેનાં આહાર છે.

( લ. વ. યાદવ. )




સુમ—પ્રાણેશ ! આ નિબંધ પુનર્લગ્ન અને વિધવા વિષયપર છે તે સાંભળશો.

સ્વર૦—કુસુમ ! વારૂ વાંચ જોઇયે.

કુસુમ—(વાંચે છે)—

બ્રહ્મચર્યવ્રત નહિ પાળવાથી, આયુર્વેદનું શિક્ષણ નહિ લેવાથી અને બાળલગ્નથી વિધવિધ રોગ થાય છે અને વિધવિધ રોગથી મરણ સંખ્યા વધે છે અને અધિક મરણ સંખ્યાથી પુનર્લગ્નનો પ્રસ્તાવ થાય છે અને પુનઃલગ્નથી સ્નેહ કલંકિત, સ્થાનભ્રષ્ટ અને વિકયરૂપ થાય છે. પતિ ધર્મનો, શુદ્ધ અને એક સ્થાનીય પ્રેમનો લોપ થાય છે. જે બાલાઓએ ધર્મ, નીતિ, સદ્‌ગુણ, કુલ માહાત્મ્ય અને પ્રતિવ્રતા ધર્મની પરિપૂર્ણ શિક્ષા મેળવી છે દિક્ષા લીધી છે તત્પશ્ચાત્ પતિ પ્રેમમાં પરાયણ થઇ છે અને દૈવ સંયોગે તેના પતિનું અકાલિક મરણ નીપજ્યું છે તેવી સુશીલા, સુશિક્ષિતાને તો કદિ પણ પુનઃલગ્નનું

સ્વપ્ન નહિ થાય. ગમે તેટલાં પોતાના સમ-વયના દૃષ્ટિ સમક્ષ જોડલાંઓ સુખ પામતાં, સુખમાં તણાતાં હશે, ગમે તેટલી કુલટાઓ દૃષ્ટિ સમક્ષ વ્યભિચાર કરતી હશે, તોપણ ધર્મ, નીતિ અને પ્રતિવ્રતા ધર્મ વિભુષિતા કદિપણ પોતાના ધર્મથી ચલિત થશે નહિ. કેટલીક સુશીલાઓ પતિ પાછળ પ્રાણ અર્પણ કરવા પણ સજ્જ થાય છે તો દુષિત થવાની વાર્તા તો ક્યાં રહી ! પરંતુ વર્તમાન સમયમાં ચાલતી કેટલીક અધમ રૂઢીયોએ સત્યાનાશ વાળ્યો છે અને એથીજ સુલટાના દર્શન ન્યૂન અને કૂલટાનું દળ અધિક વધી પડયું છે અને એ કૂલટાઓજ કેટલીક શુદ્ધ આર્યાઓને ભૃષ્ટ કરે છે કારણકે પ્રથમ હું વિવેચન કરી ગયો કે-સ્ત્રીમાં સ્વભાવથીજ અલ્પમતિ, અવિચારપણું, સાહસપણું, કામવૃત્તિ, અતિમુગ્ધત્વ, અતિ કાઠિન્ય અને હઠ આદિ દોષો હોય છે તેથી કૂલટાઓ તેવી શુદ્ધ આર્યાઓની ધર્મ, નીતિરૂપ અપક્વ ગ્રહેલી વિદ્યાને ઉલટપલટ સમજાવીને ( કામથી લલચાવી ) ધોઇ નાંખે છે અને આખરે ભૃષ્ટ કરેછે માટે તેવી કૂલટાઓ અને વિધવાઓ માટે કંઇપણ વ્યવસ્થા કરવા જરૂર છે. અસ્તુ. પરંતુ ઉપર દર્શાવેલી પતિ પાછળ શોકોદ્‌ગાર કાઢતી શુદ્ધ આર્યાઓ ક્યાં છે ? હાલમાં તો અશિક્ષિત કે અપૂર્ણ કેળવણી લીધેલી અને વિદેશીય ( ઉપર ઉપરની શુષ્ક ) રીતિનું અવલંબન કરતી સ્ત્રીયો, એ પ્રમાણે વદતી અવલોકવામાં આવે છેકે-મૂવો[1] તો એની આવરદા એટલી ઓછી, હું શું કરૂં ? શું એના માટે મ્હારો ભવ હું નકામો કરૂં ? નહિ, નહિ, નૉનસેન્સ, એમ કદિ બનનાર નથી. હું મરી ગઇ હતનો શું એ બેસી રહેત ? શું ફરી નજ પરણત ? પરણતજ. ત્યારે મ્હારે પણ મ્હારા યોગ્ય બીજો પતિ કાં ન કરી લેવો ? તેમાં પણ કદાચ કોઇ સગાંસંબંધિઓ વાંધો લાવશે તો સંસારમાં અને અહુણાના કાયદામાં જેમ ચાલ્યું આવે છે તેમ ચાલશે. આ કળીયુગની સતીયોતો સારી રીતે જોઇ છે ! ડાકટર ઇસ્પહાનજી કહેતા હતા કે-કામવૃત્તિને મારવાથી આયુષ્ ઓછું થાય છે અને તંદુરસ્તીમાં બીગાડ થાય છે. વળી મુઆ એતો આખો દિવસ લાયબ્રેરીયોમાં, સમાજોમાં, સોસાયટીમાં અથડાયાં કરતા. અને પોથાંનાં પાનાં ફેરવ્યાંજ કરતા,-એવું એમણે મ્હને શું સુખ આપ્યું છેકે-મ્હારે તેમની પાછળ ઝુરવું ? આ અવતારમાં જે મોજમાણી એ આપણા બાપની છે. બીજા અવતારની કોને ખબર છે ? કેટલાક ઇંગ્રેજો અને બૌદ્ધમાર્ગીયો પુનર્જન્મને ક્યાં માને છે ? માટે આ જન્મમાં કરેલાં કર્મ પુનર્જન્મમાં ભોગવવાં આદિ,-એવી અનિશ્ચિત વાતને અનુસરી આખો ભવ શા માટે વૃથા કરવો ? વળી ઘણે સ્થળે શાસ્ત્રમાં કહ્યું છેકે-આત્માને કષ્ટ આપવાથી પાપ છે. મનુષ્ય જેવો ઉત્તમ દેહ પ્રાપ્ત છતાં, તેમાં નવનવા વિલાસ ન ભોગવી,

---

૧ સહેજસાજ ગુજરાતી અને ઇંગ્રેજી કેળવણી લીધેલી કામ વશ યુવાન સ્ત્રીના આ વચન.

તેને ભસ્મ કરવો, એના જેવી મૂર્ખતા અન્ય કયી કહેવાય ? વળી સ્ત્રી ગુજરી જાય એટલે પુરૂષ,–એ મરી ગઇ તો એની બ્હેન બીજી, એમ કહિ, સત્વર બીજી લાવીને ઘરમાં બેસાડે અને પુરૂષ ગુજરી જાય, એટલે સ્ત્રીને રોવું, કુટવું, શરીર મનને વિષયોપભોગથી વંચિત રાખી ભસ્મ કરવું અને સતી થવું,–એ કહોના ઘરનો ન્યાય ?–એ પુરૂષ વર્ગનો સ્પષ્ટ અન્યાય અને પક્ષપાત નહિ તો બીજુ શું છે ? શું ઇશ્વરે પુરૂષનેજ માનવી બનાવ્યા છે ? અમારો હક પુરૂષ જેટલો નથી શું ?–આહા ! આર્ય ભ્રાતૃગણ ! આધુનિક અપૂર્ણ કેળવણી પામેલી સ્ત્રીઓના વચન શ્રવણ કર્યા ? પ્રસ્તુત દામ્પત્ય પ્રેમ અનુભવ્યો ?

આહા ! કયાં પૂર્વની વંદનીય મહિલા, વિદુષિયો ! અને કયાં અહુણાની દણ્ડનીય સ્વાર્થિ પ્રેમ કલંકિત કામિનીયો ! કયાં પુંડરીક પાછળ માત્ર દર્શનથીજ, વૈરાગ્ય ધારણ કરનારી મહાશ્વેતા અને કયાં અહુણાની દુર્વિનિતાઓ ! કયાં પતિમાટે પ્રાણ અર્પણ કરતી અને દાસીરૂપે બજારમાં વેચાતી હરિશ્ચન્દ્ર ભાર્યા ! અને કયા અહુણાની સર્વોપમાયોગ્ય અનાર્યા ! આહા ! નળરાયે દમયંતીનો તીરસ્કાર કરી ત્યાગ કર્યો અને વનમાં એકલી મૂકી નાસી ગયા છતાં, દમયંતીયે નાથની માળા હાથ અને હૃદય માંથી ક્ષણ પણ વેગળી મૂકી નહોતી; કયાં આ નળરાય પતિ અને કયાં અહુણાની કોરટે ચડી પતિનો ફજેતો કરતી અનાર્યાઓ (કયા નેમજી અને રાજુલ.) આહા ! પૂર્વની આર્યાઓ માત્ર નામ શ્રવણથીજ જેને એકવાર હૃદયના પ્રભુ તરીકે સ્થાપતી, ત્હેને પ્રાણુંત પર્યંત તેઓ ત્યજતી નહિ. ભલે જીવન પર્યંત ત્હેની સાથે સમાગમ ન થાય, ભલે ત્હેનું દુર્દૈવે મરણ નીપજે, તોપણ અર્પણ કરેલા હૃદયમાં અન્યનો પ્રાણ જતાં પણ તેઓ પ્રવેશ થવા દેતી નહિ અને હૃદયમાં સ્થપાયેલા વિયોગી મૃત્ય સ્વામિનુંજ જીવનકાલ પર્યંત નામ માળા ફેરવ્યાં કરતી. આહા ! ધન્ય ! કયાંએ પુજનીય, વંદનીય મહિલાઓ ! અને કયાં જીવતા પતિ સાથે માત્ર નજીવા કારણે પોતાના થતા અપમાનથી ફારગતી લેતી કૃતઘ્નીય અનાર્યાઓ ! ઉકત વિમલ આર્યાઓના અદર્શનેજ શુદ્ધ સત્વનો નાશ થયો છે અને મલીન તમનો પ્રચાર થયો છે. એવી આર્યાઓના અદર્શનેજ—

શ્રી વેદવ્યાસ, વશિષ્ટ, વાલ્મિક, પતંજલિ, પાણિની, નારદ, વિશ્વામિત્ર, કપીલ, શંકર આદિ મહાત્માઓ–મહર્ષિયો અને શ્રીરામચંદ્ર શ્રીકૃષ્ણચંદ્ર

શ્રીજનકરાયસમ પૂર્ણ પુરૂષો, તેમજ યુધિષ્ઠિર, ભિષ્મપિતા. દ્રોણાચાર્ય, અર્જુન, કરણ, ભીમ, પૃથિરાજ. નળ, હરિશ્ચંદ્ર, વિક્રમ, ભોજ, શીવાજી, અકબર, પ્રતાપ, આદિ નૃપતિયોનું અદર્શન છે તેમજ તમઃપ્રધાન અસુર પ્રકૃતિવાળા ક્ષુદ્રાશયી પુરૂષો અને સ્ત્રીયોનું અધિક દર્શનછે. આજ કારણ દેશ અને આત્મ અવનતિનું છે. આટલાથીજ સર્વ આર્યબંધુઓને હાલનીઅપૂર્ણ કેળવાયેલી સ્ત્રીયેનું મહત્વ સમજાશે. આવી અસુર પ્રકૃતિવાળા ક્ષુદ્રાશયી પ્રજા થવાનું કારણ માત્ર ધર્મ કેળવણની ન્યૂનતા છે.

હવે પુરૂષ પ્રતિ હક માગતી અનાર્યાઓ માટે યોગ્ય ઉત્તર—

સ્ત્રીમાં જન્મથીજ પુરૂષ કરતાં અલ્પમતિ હોય છે તેપરથીંજ ગમેતેવી ડહાપણવાળી સ્ત્રી હોય તોપણ,–સ્ત્રીની બુદ્ધિ પાનિયે—એમ પરંપરાથી કહેવાય છે. અલ્પમતિ હોવાથી સ્ત્રીમાં સાહસ, અવિચાર, હઠ, કામવિકાર ચિત્ત ચાંચલ્ય, આદિ દૂર્ગુણો, પુરૂષથી અધિકાંશે હોય છે માટે ઇશ્વર પ્રતિથીંજ સ્ત્રી અને પુરૂષની તુલ્યતા નથી, તેઓની શારીરિક, માનસિક શક્તિ પુરૂષ કરતાં ન્યૂન હોય છે એ પ્રત્યક્ષ છે કોઇથી ના કહિ શકાય તેમ નથી, તેથી ઇશ્વર પ્રતિથીંજ તેમને પુરૂષ જેટલો સ્વાતંત્ર્ય વારસાનો હક નથી ઇશ્વરેજ સ્ત્રીને અલ્પમતિ, અલ્પશક્તિ–રૂપે નિર્માણ કરવાથી, પુરૂષના જેટલો તેનો હક નથી, તેમજ અલ્પમતિ–અલ્પ શક્તિવાન કદિપણ સ્વાતંત્ર્યને યોગ્ય નથીજ. કારણકે તેમને સ્વાતંત્ર્ય અર્પવાથી નુકશાનજ છે માટેજ ઇશ્વર પ્રતિથી તેમજ શાસ્ત્રમાં પણ તેને બાલ્યકાલમાં માતાપિતા અધીન, અને યૌવન કાલમાં સ્વામિ અધીન રહેવા સૂચવેલું છે છતાં અલ્પમતિ ક્ષુદ્રાશયી, ધર્મ, નીતિપતિત, અપૂર્ણ કેળવાયેલી વિદેશીય સ્ત્રીયોના હૃદય અવલોકતાં તેમની બાહ્ય રીતિને અનુસરી, સ્વધર્મ ભ્રષ્ટ થતી અનાર્યાઓ,—પોતાના થયેલા અપમાન માટે પતિને કોરટે ચડાવે છે તેમજ પતિ જ્યારે અમારા મરણ પછી બીજી કન્યા લાવી ઠોકી બેસાડે છે ત્યારે અમારે કોની રાહ જોવી અને શામાટે અશ્રુ પાડવાં ?—એ પ્રમાણે અધમ કથન અને વર્ત્તન ઉચ્ચારે છે—ચલાવે છે. એ આર્યાવર્ત્તીય બાલાઓ માટે કેવું ધિક્કાર પાત્ર લજ્જાસ્પદ, અને નિંદ્ય કર્મ છે ? આ ઉપરથી એમ સિદ્ધ થયું કે—પ્રારબ્ધ—કર્માનુસાર ઇશ્વર પ્રતિથીજ સ્ત્રી અલ્પમતિ અલ્પ શક્તિરૂપે નિર્માણ થવાથી શાસ્ત્ર અને ઇશ્વર–આજ્ઞાજ સ્ત્રીયોને સ્વાતંત્ર્ય અર્પવામાં પ્રતિબંધ રૂપ છે. માટેમાત્ર સ્વામિની આજ્ઞા–પાલન અને તેમનું સપ્રેમ પૂજનજ સ્ત્રીનું ધર્મ ભૂષણ છે અને બાલ્ય કાલમાં માતા પિતાની આજ્ઞામાં રહેવું, એ કર્તવ્ય છે, છતાં અજ્ઞ સ્ત્રીયો પોતાનો સ્વધર્મ સમજતી નથી પુરૂષનું કર્તવ્ય પણ સ્ત્રીને સર્વ પ્રકારે સંતુષ્ટ રાખવી અને પતિવ્રત પાળવું એ છે; તેમજ એક પત્નિ હયાત છતાં દ્વિતીયનો પાણિગ્રહણ કરવો, એ પુરૂષ

કૃત્ય નથી, પરંતુ રાક્ષસ કૃત્ય છે. પૂર્વની ધર્મ, નીતિ, કેળવણી પામેલી સ્વધર્મ પરાયણા સ્ત્રીયોમાંથી એકને પણ બતાવશો કે-જેણે પતિને, કિંચિત કારણ માટે ફોરટે ચડાવી, યશ વધારી, પતિ પાસે શરગતી માંગી હોય ?-કે એ મૂઓ તો બીજો, અને બીજો મૂઓ તો ત્રીજો, અને ત્રીજો મૂઓ તો ચોથો,-એવી કૃતિનું દર્શન આપ્યું હોય ? જ્યારે એ પ્રમાણે એ સમયે દાંપત્ય પ્રેમ હતો ત્યારે શું દેશમાં-આજ છે તેમ એ સમયે ધન ધાન્ય માટે બાળકો ટળવળતાં હતાં ? નહિજ અફશોશ ! આને સુધારો કે કુધારો ! સામ્પ્રત અપૂર્ણ કેળવણી પામેલી સ્ત્રીયો ! કૃપા કરી મ્હારાપર રોશ કરશો નહિ, અને મ્હને શાપ દેશો નહિ, તમારો સર્વ ભાગ તેવો નથીજ તોપણ વિશેષ ભાગ જે મ્હારા અવલોકવામાં આવ્યો, અને મ્હારી નજરે ચડયો તેના માટેજ મ્હારે આટલું બધું બબડવું પડયું. અસ્તુ.

હવે જે અપૂર્ણ વિદેશીય કેળવણી પામેલી સ્ત્રીયો વદે છે કે-પુરૂષ પુનઃલગ્ન ઝપાટાબંધ આદરે છે ત્યારે અમારે શા માટે, કોની રાહ જોવી,-એ વિષયે થોડુંક બોલીયેઃ—

પુત્રીનો પ્રસવ થતાંજ, તેના માતા પિતા તેને 'પારકી' કહે છે અને પુત્રનો જન્મ થતાં પુત્રીથી અધિક હર્ષ પ્રવર્ત્તાવે છે તેનું કારણ માત્ર એટલુંજ છે કે, પુત્રી પુખ્ત વયમાં આવે છે એટલે માતાપિતા તેને પરગૃહે પરણાવતાં પુત્રી પરત્વેનો સઘળો સબંધ ન્યૂન થાય છે અર્થાત્ પછી તે ત્હેના સ્વામિની અને સાસુ સસરાની થાય છે તેથી પુત્રીનો જન્મ થતાંજ, માતાપિતા તેને 'પારકી' એ શબ્દથી સંબોધે છે. પુત્રી પરણ્યા પશ્ચાત્ પારકી થાય છે તેથીજ ત્હેના માતાપિતા,-બા ત્હું ડાહી અને સુખી થજે-એવો આશીર્વાદ અર્પી તેને વિદાય કરે છે. હવે પુત્રને પરણાવતાની સાથે તેના માતાપિતાને એ પણ ઉમેદ હોય છે કે-વહુ શાણી અને વૃદ્ધાવસ્થામાં સેવા કરે તેવી મળેતો ઉચિત, પુત્રી માટે માતાપિતાને એવી ઇચ્છા હોતી નથી કે-પુત્રી વૃધ્ધાવસ્થામાં મ્હારી સેવા ચાકરી કરે, માટે માતાપિતાની સેવા અર્થે પુત્ર અને પુત્રવધૂ બંને નિર્માણ છે પુત્રી નથી. પુત્રીતો પારકી છે. તેમાં દૈવયોગથી પુત્રનું અકાળ મરણ નીપજે તો પુત્રવધૂ જો ધર્મ નીતિની કેળવણીથી કેળવાયેલી હોયતો-જીવન પર્યંત પોતાના વૃદ્ધ સાસુ સસરાની સેવા અને પતિના નામની માળા ફેરવે છે અને જો અનાર્યા હોય અને ધર્મ નીતિની યથાર્થ કેળવણી લીધેલી ન હોયતો વૃદ્ધ સાસુ સસરાનો ત્યાગ કરી સત્વર અન્ય પતિ શોધે છે અથવા છાનાં ઘોર કૃત્ય કરે છે.

હવે જ્યારે દૈવ-ઇચ્છાથી પતિનું મરણ થાયતો-પુરૂષ પોતે વિશેષ સમય બહારના વ્યાવહારિક કાર્યમાં રોકાયેલો હોવાથી, માતાપિતાની સેવા અર્થે,

સંતતિ અર્થે, યોગ્ય કાળ સુધી શોક પાળી પશ્ચાત્ યોગ્ય ઉમર હોય તો તેને પુનઃલગ્ન કરવા આવશ્યક છે તેવીરીતે સ્ત્રીને પુનઃલગ્ન કરવા આવશ્યક નથી. તેણીને પોતાના મૃતપતિની આજ્ઞાનુસાર, અને માતાપિતાની પુત્રને પરણાવતાં અગાઉ પુત્રવધૂ તરફથી બાંધેલી સાસુ સસરાની આશાને ફલિભૂત કરવાની ફરજ છે અને મૃત પતિનું ઇશ્વર રૂપે સ્વધર્મ–આજ્ઞાનુસાર ભજન કરવાની આવશ્યકતા છે. સ્ત્રીના પુનઃલગ્ન સ્વીકારે માટે શાસ્ત્રમાં સર્વ સ્થળે સ્ત્રીપર દૂષણ છે અને પુરૂષના પુનઃલગ્ન માટે શાસ્ત્રમાં કોઇ સ્થળે પ્રતિબંધ નથી.

બે વિધવા બાળાઓ પૈકી એક પતિ મરણ પછી, પતિનાજ ધ્યાનમાં નિમગ્ન રહેતી હોય અને બીજી પુનર્લગ્ન કરી દ્વિતીય પતિ સાથે જોડાતી હોય,–બંનેમાં ન્યાય દૃષ્ટિયે, વિના સ્વાર્થ, વિનાયત્ન, અંતર્યામિ ગિરા છત આપણું અંતઃકરણ કોને અભિનંદન અને ધન્યવાદ અર્પે છે? એજ અંતર્યામિવત્ સત્ય, સત્ અને સત્વ સ્ફુર્ણા દર્શાવેછેકે–પૂજનીય વંદનીય, પતિવ્રતા, સતી આર્યાનું કર્ત્તવ્ય એકજ પ્રાણેશનું ભજન કરવું, એ છે હવે એજ પ્રમાણે–બે પુરૂષો હોય તેમાં એક સ્ત્રી મરણથી પુનઃલગ્ન ન કરતો હોય અને દ્વિતીય સંતાનોત્પત્તિ માટે તેમજ વૃદ્ધ માતાપિતાની સેવા અર્થે વગર છુટકે પુનઃલગ્ન સ્વીકારતો હોયતો આપણું અંતઃકરણ દ્વિતીય પુરૂષ પ્રતિ અધિક વળશે અને શાસ્ત્ર આજ્ઞા પણ એજ છે કારણકે આપણો આર્ય રીવાજ માતા પિતાસહ નિવાસવાનો હોય છે. અસ્તુ. આ સઘળું કથન જે સ્ત્રીયો અશિક્ષિત છે અને સુશીલા નથી તેમને માટે છે.

સર્વ આર્ય ભાઇયોએ મળી એક 'વિધવા–આશ્રમ' નામક મકાન ખોલવું જોઇયે. તેમાં સઘળી વિધવાઓ, વેદશાસ્ત્ર, સ્મૃતિ પારંગત વૃદ્ધ શાંત બ્રહ્મનિષ્ટ આચાર્ય પ્રતિથી વેદાંત યોગ (અધ્યાત્મશાસ્ત્ર) વિદ્યાની ઉત્તમ માત્ર કેળવણી મેળવે. દરેક વિધવા થયેલી સ્ત્રી ન્યૂનમાં ન્યૂન બે વરસ લગી પુનઃ લગ્ન નહિ કરતાં, એક વરસ પોતાના ગૃહમાં અને બીજુ વરસ આ આશ્રમ-માંજ પસાર કરે. તે દરમીયાનમાં જો તેની રજઃ અને તમઃ પ્રધાન પ્રકૃતિ ઉપરામ ન પામતાં, બળવત્તર રહેતો, તેને શુદ્રાગણી પુનઃલગ્ન કરવા છૂટ આપવી. કારણ હેની નિકૃષ્ટ પ્રારબ્ધિક વૃત્તિયો વેગવાળી હોવાથી, ઉપભોગ વિના તે ઉપરામ પામવાની નથી. માટે હાલ વેદાંત યોગ ઉપાસના માટે તે યોગ્ય નથી અને તેથી તેને પરાણે તેમાં પ્રવૃત કરવાથી–अतोभ्रष्ट ततोभ्रष्ट જેવું થાય છે. વળી તેનામાં ઇન્દ્રિયનિગ્રહ, વિદ્યા અંશ, સત્વ અંશ, નહિ હોવાથી, તે વિષય વૃત્તિને દબાવી શકવા સમર્થ થઇ શકતી નથી અને છાનાં ઘોર કૃત્ય કરે છે માટે તેવી અધમત્વા સ્ત્રીયો માટે તો પુનઃલગ્નજ યોગ્ય છે. સિવાય છૂટકો નથી તેમ નહિ કરવામાં આવે તો તેવી અધમ ચાલની વિધ-

વાઓ આખા દેશને બગાડશે એમાં શક નથી, કારણકે સ્ત્રીયોમાં હઠ, દુરાગ્રહ અને વૃત્તિવેગ વિશેષ હોવાથી ધર્મ અને નીતિ કેળવણી યથાર્થ અને પૂર્ણ ન લીધેલી હોયતો, ગમે તેવા બંધનમાં હોય તોપણ તે બંધન જાળને તોડી પોતાનું ઇચ્છિત દુષ્કાર્ય સિદ્ધ કરે છે. માટે અત્ર વિધવા સ્ત્રિયોને વરસ બે વરસ લગી ઉક્ત વિધવા-આશ્રમમાં નિવાસ્યા છતાં પણ શાંત શીલ, બોધશીલ, ન થાય તો તેમને માટે પુનર્લગ્નજ ઉચિત છે. જે વિધવા સ્ત્રીયોમાં કંઇક વિદ્યા, નીતિ અને સત્વનો અંશ છે તે તો આ વિધવા-આશ્રમમાં, દુષ્ટ દુષ્ટાઓના સંગથી વિમુખ રહી, ઉક્ત આશ્રમમાં નિવાસથી અવશ્ય સુધરશેજ. માટે આ વ્યવસ્થા ઉચિત છે. ઉચ્ચ અને નીચ દ્વીવર્ગીય વિધવાઓ જો પુનઃલગ્નનો સ્વીકાર કરે તો તેથી દાંપત્ય અને શુદ્ધ પ્રેમનો લોપ થાય છે અને તેથી પ્રજા પણ તેવી અશુદ્ધ ઉત્પન્ન થાય છે. શુદ્ધ પ્રેમનું સ્વરૂપ મલીન, સ્વાર્થમય, અને બજારે વેચાતું મળતું હોય તેવું પરિણમે છે માટે શુદ્ધ આર્યાઓ માટે પુનર્લગ્ન ઉચિત નથી. વિસ્તાર ભયથી આ વિષયે હવે અત્રજ વિરમવું પડે છે. અસ્તુ.



# પ્રકરણ ૧૪ મું.

## દામ્પત્ય-ઉત્તમોત્તમ આનંદ.
અને
## કૃષિ તથા વ્યાપાર વિષય.

કૃષિ ( ખેતી ) અને વ્યાપાર ઉભય દ્રવ્ય દોહવાના આંચળ છે પુરૂષાર્થ ત્હેનો દોહનાર છે.

( લ. વ. યાદવ. )



સુમ—પ્રાણેશ ! કેવળ મનની મૈત્રિથી આપ તૃપ્ત નથી શું ? શરીરની મૈત્રિ રચ્યા વિના આપને ન ચાલી શકે ?

સર૦—કુસુમ ! મ્હારી વાતતો ઠીક, પરન્તુ તમને શરીર-સૌન્દર્ય, દશ્ય-લાવણ્યપર મોહછેકે નહિ ?

કુસુમ—મ્હારૂં તો દશ્ય-લાવણ્ય અદશ્ય-લાવણ્યથીજ ઉગ્યું છે ઉભુ છે અને ટકી રહ્યું છે એ અદશ્ય છતાં દશ્ય-લાવણ્ય, મ્હારૂં કે આપનું લેખો, પણ આ મનજ છે એ મને આ મનથી વિવાહ રચી, શરીર-સૌન્દર્યરૂપ દશ્ય-લાવણ્ય રચ્યું છે અને પરિણાગમાં આ લલિત કલ્પ-કુસુમની સર્વ પાંખડીયોને રસપુષ્ટ કરી વિકસાવી છે એજ આ સમિપસ્થ મહાપુરૂષ, સર્વ મોહનો પ્રેરક અને ધારક છે. કેમ કંથજી ! હવે કંઇ કહેવું છે ?

સર૦—કુસુમ ! તુંતો મ્હને વાતવાતમાં બાંધીજ લેછે !

કુસુમ—સત્ય કહોઓ, બાંધવાની અને છોડવાની-એ સઘળી કળા શીખવનાર કોણ ?

સર૦—કુસુમ ! ત્હારી પ્રકૃત અવસ્થા, અને અવસ્થા યોગ્ય અભ્યાસ.

**કુસુમ**—વાર, ત્યારે મ્હારી વર્ત્તમાન અવસ્થાને રમણીય કરનાર અને નવીન શાસ્ત્રના રસીક પાઠ હોંશથી ભણવાનું ચેટક વળગાડનાર કોણ ? આ મ્હારા ડાહ્યાડમરા પણ્ડિતજી કે કોઇ બીજું ? વદો મ્હારા પણ્ડિતજી ! હવે કંઇ સવાલ પૂછવો છે ?

**સર૦**—શું પૂછું કુસુમ ! કુમુદથી પણ ત્હું વધી ગઇ. કુમુદ ! આહા ! આવડો બધો મ્હારાપર અનુગ્રહ ! કુમુદ ! તમારો હું આભાર માનુંછું, નહિ તો કુસુમ દ્વારા કેટલુંક જાણવાનું હું શી રીતે જાણી શકત ? અને આ જ્ઞાન મ્હને મ્હારા આરમ્ભિત કાર્યમાં કેટલું ઉપયોગી છે ? તે હું હવે સારી રીતે જાણી શકયોછું. આહા ! સ્વ–સંસ્કારની બલિહારીજ છે !

**કુસુમ**—નાથ ! કુમુદથી હું વધી અને મ્હારાથી તમે વધ્યા ! કહો ખરી વાત ?

**સર૦**—શી રીતે કુસુમ ?

**કુસુમ**—નાથ ! રીસાશો નહિ. જુવો કહુંછું હો ? કુમુદને પણ તમે પત્નિ કરી, અને મ્હને પણ તમે તમારી (પત્નિ) કરી. ખરૂં કે ? આ બધું તમેજ મ્હને શીખવ્યું છે માટે તમારી વિદ્યાથી તમારાપરજ કીરત.

**સર૦**—પણ એમાં ભેદ છે ને કુસુમ ?

**કુસુમ**—પણ એ ભેદનું હજુ સંસારને કયાં ભાન છે ? અને સંસાર કયાં સમજે છે ? માત્ર તમે, હું, કુમુદ, ચંદ્રકાન્તભાઇ, અને બીજાં કેટલાંક આપણાં (અને આપણા જેવાં) પરિચિત હૃદય સમજતાં હશે.

**સર૦**—એ ભેદનો ભરમ ભાગવા માટેજ કુમુદનો ત્યાગ અને ત્હારૂં ગ્રહણ કર્યું છે !

**કુસુમ**—નાથ ! હવે જાણ્યું તમારૂં ચારિત્ર્ય !

**સર૦**—શું જાણ્યું કુસુમ ?

**કુસુમ**—સરસ્વતીચંદ્ર જેવાં તો તમારાં અનેક ખોળીયાં કુમુદ પાસે છે જેવાં ધારશે તેવાં એ રચશે અને મ્હારા માટે તો આ તમારૂં સરસ્વતીચંદ્રનું એકજ ખોળીયું, જ્યાંસુધી એ ચાલે ત્યાં સુધીજ તમે મ્હારા. તમારૂં આ સરસ્વતીચંદ્ર નામનું એક ખોળીયું

કુમુદે મ્હને સોંપ્યું તમે તેમ થવા દીધું, તેમાં તમે એકએ મ્હારાપર શો મહાન અનુગ્રહ કર્યો ? દેવલોકોયે સ્વીકારેલો દેવ વિવાહ તો તમારોજ ( તમ એકનો ) થયો છે અને તમે દંપતીરૂપે સર્વ દેવસ્થાનોમાં ફુલેકું પણ ફરી આવ્યાં છો. દેવની દૃષ્ટિએ કુમુદને વર્યા છો અને પામર સંસારની દૃષ્ટિએ મ્હને વર્યા છો. એ (દેવ) વિવાહ સ્થૂલ દેહના જીર્ણ થવાથી જીર્ણ થતો નથી કે નાશ પામતો નથી સૂક્ષ્મ દેહ જ્યાં સુધી રહે છે ત્યાં સુધી એ વિવાહ રહે છે. માટે નાથ ! કુમુદનો ત્યાગ અને કુસુમનું ગ્રહણ-એવી વાર્ત્તા તમે કોને સંભળાવો છો ?

સર૦—કુસુમ ! કુમુદ અને હું એકજ છો. અહુણા કદાચ એક નહિ હોવનો કાલક્રમે એક થઇ જશો. પ્રથમ મ્હેં કેવળ સ્થૂલ ઉપાધિને લઇનેજ વાત કરી હતી.

**કુસુમ**—પ્રાણેશ્વર ! મ્હને શ્રદ્ધાજ છેકે આપ પ્રભુના પૂજન, સેવનથી, આપનો પ્રસાદ મેળવી, એ ફળને હું પામીશ, કારણકે આપના વચન કદિ નિષ્ફલ નિવડતાં નથી.

સર૦—કુસુમ ! કૃષિ અને વ્યાપાર-ઉન્નતિ વિષયપર આજે જે નિબંધ આવ્યા છે તે વાંચ જોઇયે ?

**કુસુમ**—વારૂ, પ્રાણનાથ. ( કુસુમ વાંચે છે. )

શ્રી, ( લક્ષ્મિ ) વિના સર્વ શૂન્ય છે. જ્યાં લક્ષ્મી નથી ત્યાં કોઇપણ પ્રકારના વ્યવહારની સિદ્ધિ નથી. જ્યારે આર્યાવર્ત્ત પુનઃલક્ષ્મીથી જળહળી રહેશે ત્યારેજ દેશ, રિદ્ધિસિદ્ધિપૂર્ણ અને સુખી થશે જે દેશમાં લક્ષ્મીનો વાસ નથી તે દેશ વિશેષતઃ પરાધીન હોય છે રંક અને દુઃખગ્રસ્ત હોય છે માટે ઉચ્ચ પુરૂષાર્થ વડે દેશને લક્ષ્મીથી વિભૂષિત, પૂર્ણ કરવા, દેશ હિતેષિ જનોએ પ્રયત્નવાન થવું જોઇયે. હવે લક્ષ્મી પ્રાપ્તિના કારણો પરત્વે વિદ્યા, કળા સિવાય કૃષિ ( ખેતી ) અને વ્યાપાર પ્રધાન કારણ છે અને નોકરી ગૌણ છે. આપણાગાં ચાલતી કહેણી-ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર અને કનિષ્ટ નોકરી-એ યથાર્થજ છે. પરંતુ આજકાલ સૌ સામાન્ય કર્મ અર્થાત્ ગૌણ સાધનનેજ વળગી રહ્યા છે અને તેમાંજ મહત્વ માની બેઠા છે તેથી ગ્રેજ્યુએટ ( બી. એ. ) થયેલા પણ કેટલીક મુદત સુધી ઘર બેઠાં બગાસાં ખાય છે પરંતુ સૌ સૌ ભિન્નભિન્ન વિદ્યાના, કળાના, હુન્નરના, યંત્રના, કૃષિના, અને વ્યાપાર આદિના કાર્યો આરંભી, કાર્ય-સ્થાન ખુલ્લાં મૂકતા હોયતો સ્વ અને પરને કેટલો લાભ ?

તેમજ દેશને કેટલો લાભ ? પણ આપણા ભારતવાસીયોની એવી ખુબીજ છેકે-જ્યાં એક વળ્યું ત્યાં આખું ધણનું ધણ તેની પાછળ તે રસ્તે ચાલ્યુંજ છે પછી આગળ મહાન કૂપ હોકે ગમે તે હો. વળી કોઇ સમજુત આપી, કે ધક્કો મારી બીજે રસ્તે ચડાવે તો વળી એ માર્ગ છોડી બીજે માર્ગે વહે. તે પણ કેટલા ભય સાથે. જ્યાં આ પ્રમાણે છે ત્યાં ભિન્નભિન્ન દેશાટન, ભિન્ન-ભિન્ન વિદ્યા, કળા, હુન્નર આદિની પ્રાપ્તિની વાર્ત્તા કરવી તો કયાં રહી ? આહા ! ખહુજ ખેદનો વિષયછેકે કયાં પૃથીરાજ, પ્રતાપ અને કયાં અહુણાના ક્ષત્રિય ભારતવાસીયો ! અસ્તુ.

હવે કૃષિ, વિધવિધ કળા અને વ્યાપારની સૂક્ષ્મ કેળવણીથી, સંશોધનથી, દેશવિદેશ વિચરવાથી, લક્ષ્મી મેળવાય છે અને લક્ષ્મીથી સર્વ ઇચ્છાઓ ફલિભૂત થાય છે. જે કૃષિકાર તનુજ છે અથવા જે બાળકોને કૃષિ વિદ્યા પ્રતિ પ્રેમ છે તેમને દેશી, વિદેશીય ઉકત શાસ્ત્રના, પૃથ્વી નિરિક્ષણના, સર્વ ગ્રંથોનું શિક્ષણ અપાવવું જોઇયે અને દેશ વિદેશ મોકલી ભૂમિ પરીક્ષા, ખેતી કરવાની રીતિ, ત્હેનાં સાધનો, જૂદી જૂદી ભૂમિ અને જૂદી જૂદી વાવણી અનુકૂલ ભિન્નભિન્ન ખાતર " " " વગેરે સર્વ પ્રકારનું જ્ઞાન તેમને બાલ્યકાળમાં અપાવવું જોઇયે. કૃષિ વિદ્યાની યોગ્ય અને ઉચ્ચ કેળવણીથી અપૂર્વ ધન ધાન્યની પ્રાપ્તિ થાય છે. ઉકત વિદ્યાની ઉન્નતિ માટે તેની દેશ વિદેશમાં શાળા નિકળવી જોઇયે. આ પ્રમાણે જે વૈશ્ય તનુજ છે અથવા જે બાળકોને વ્યાપાર વિદ્યા પ્રતિ ભાવ છે તેમને પણ દેશીય વિદેશીય ઉકત વિદ્યાના કળાના સર્વ ગ્રંથોનું, રીતિનું અવલોકન કરાવવું અત્યાવશ્યક છે. દેશ વિદેશ ગમન કર્યું હોય, તેમજ દરેક વ્યાપારિક કાર્યસ્થાનમાં થોડી થોડી મુદત ઉમેદવાર તરીકે રહી, સર્વ પ્રકારની કળા, કુંચીયો અને રીતિયોનું સૂક્ષ્મ અવલોકન કર્યું હોયતો થોડા સમયમાં તેમાં નીપુણ થવાય છે અને પછી સ્વતંત્રપણે વ્યાપાર કરવાની આવડ આવે છે. વ્યાપારની ઉન્નતિથી ધન ધાન્યની ન્યૂનતા રહેતી નથી અને ધન ધાન્યના આવાગમનથી દેશનું શુભ થાય છે. વ્યાપારિક કળાના નૈપુણ્યથી શું લાભ થાય છે ? એ માત્ર આપણા વિદેશી ભાઇયોના દૃષ્ટાંતથી આપ સર્વ આર્ય ભાઇયો અવલોકશો. આપને યાદ છે સુરતમાં મીઠાની કોઠી ? તે કેવા રૂપમાં પરિણમી ? મીઠું પાઇ સર્વને પાણી પાણી કરી નાંખ્યા. હતું એ મીઠું પણ નવીન વિચિત્ર મીઠાથી પાણી થઇ ગયું અને ધણ લઇ નીચે બેઠા. અને એ મીઠાએ જીવતી કોઠીમાં એવું ઘર કરી લીધું કે-હાલતાં ચાલતાંયે મીઠુંજ જોઇયે. વાર્ત્તામાંય મીઠું, વર્ત્તમાન પત્રમાંય મીઠું, વિજ્ઞપ્તિ પત્રમાંય મીઠું, સર્વત્ર અને સર્વમાં મીઠુંજ મીઠું-પણ તે ઉપલક. અને તેય પણ હતું ત્યારે હતું-હવેતો એ પાણી કરતુંયે મીઠું ખુટયું, અને તેની સાથે ધનધાન્યની

આવરદા પણ આવી રહી. આખરે વિદેશી ભાઇયોને દયા આવી, અને ધનધાન્યની તથા મીઠાની તાણથી થયેલી નબળાઇ માટે સ્વદેશથી લાલ પાણીના સીસા ઉપરાઉપર, મો માગ્યા દામ લઇ, મંગાવી આપી, સેવકનું તથા સેવ્યનું કાર્ય બન્યું, અને જીવન પ્રાણ આપણા લાલ પાણી ( બ્રાન્ડી ) નેજ અર્પણ કરાવ્યાં. અસ્તુ.

ભાઇયો ! વ્યાપાર-ઉન્નતિથી કેટલો લાભ છે ? આપણા વિદેશી ભાઇયોએ વ્યાપારમાંથીજ આર્યાવર્ત્ત જેવો દેશ સંપાદન કર્યો, જેથી હાલ તેઓ પૃથ્વીપર સાર્વભાૈમ પદને પામ્યા છે માટે સર્વ ભાઇયોએ કૃષિ અને વ્યાપારની ઉન્નતિ માટે યોગ્ય વ્યવસ્થા કરવી અત્યાવશ્યક છે.



# પ્રકરણ ૧૫ મું.

## રાજા-પ્રજા વિષય.



આખા વૃક્ષની ચમક, ઝમક અને ધમક ત્હેના બીજમાંજ સમન્વિત છે તદ્વત્ સકલ પ્રજા, રાજાના મસ્તિક બ્રહ્માંડમાંજ રમી રહી છે.
પ્રજાનો સૂક્ષ્મ દેહ રાજા છે અને રાજાનું સ્થૂલ શરીર પ્રજા છે.

( લ. વ. યાદવ. )



કુસુમ—પ્રાણનાથ ! આ રાજા-પ્રજા વિષયપરનો નિબંધ વાંચુછું સાંભળજો ! ( કુસુમ વાંચે છે. )

જેવી રીતે વિશ્વ અને વિશ્વંભર, કાર્ય અને કારણ, વૃક્ષ અને બીજ, પિતા અને પુત્રનો કલ્પના માત્ર ઉપાધિવત્ ભેદ છે તેવી રીતે રાજા અને પ્રજા વચ્ચેનો ભેદ પણ કલ્પના માત્ર અને ઉપાધિવત્ છે. જેવું કારણ હોય છે તેવુંજ કાર્ય ઉદ્ભવે છે તદ્વત્ યથા રાજા તથા પ્રજા થાય છે. જેવો આહાર તેવો ઓડકાર, તદ્વત્ જેવું કારણ તેવું કાર્ય. જ્યારે કાર્ય-કારણનો ભેદ નિવૃત થઇ, અભેદ સુદૃઢ થાય, ઐકય બંધાય, એકમય થવાય, ત્યારેજ અપ્રતિમ સુખી થવાય,-તદનુસાર રાજા અને પ્રજા વચ્ચેનો પારમાર્થિક ભેદ નિવૃત થઇ, માત્ર વ્યાવહારિક ભેદ રહી, ઐકય બંધાય, એકમય થવાય; ત્યારે-જ ઉભયથી અકથનીય સુખ-સંપત્તિ મેળવાય. જ્યારે વિશ્વ અને વિશ્વંભરનો ભેદ નિવૃત થાય, ત્યારેજ તત્ અને ત્વં પદના અધિષ્ટાન રૂપ અસિપદમાં ચિત્ત વિરામ પામે, તદનુસાર રાજા અને પ્રજાના એકદેશીય અહં, ત્વંનો વિનાશ થતાં, અધિષ્ઠાનની એકતાનું જ્ઞાન, ભાન થતાં, ઉભય વચ્ચે એકતા બંધાય, અને સુખી થવાય. આવો કરી વ્યવહાર કાલમાંજ ઉભય પૃથક્ પૃથક્

પ્રતીયમાન થાય, યદ્યપિ અંતર વૃત્તિતો બન્નેની અન્યોન્યના પ્રેમમાં, ઐકયમાં વિલીન હોય છે. આ પ્રમાણે જ્યારે રાજા અને પ્રજા વચે પ્રેમ અને ઐકય બંધાય, ત્યારેજ ઉભયની અને દેશની ઉન્નતિ થાય, બાકી જ્યાંસુધી ઉભય વચે અંતર, દ્વેષ, અને કલહછે ત્યાં લગી તો તૃતીય વિદેશીભાઇ ન્યાય અને વહીવટ માટે જોઇશેજ, એમાં શું આશ્ચર્ય? હવે રાજ્ય વ્યવસ્થા ત્રણ પ્રકારે હોય છે. એકતો રાજા સત્તાક, દ્વિતીય રાજા-પ્રજા સત્તાક, અને તૃતીય પ્રજાસત્તાક આત્રણ વ્યવસ્થામાં કયી વિશેષ ગ્રાહ્યછે તેનો આધાર સમય, રાજા અને પ્રજાના અવલોકન પર છે તોપણ પ્રથમા અને તૃતીયા વ્યવસ્થા કરતાં દ્વિતીયા-રાજા પ્રજા સત્તાક,- વ્યવસ્થા સ્વીકારણીયા છે. પ્રથમ વ્યવસ્થામાં રાજા ધર્મવાન, ન્યાયવાન, વિદ્યા-વાન, કળાવાન, અને નીતિવાન જોઇએ, નહિતો રાજાથી પ્રજાનો સંહાર થતાં, રાજાનો પણ સંહાર થાય, અને તૃતીયમાં પ્રજા સર્વ પ્રકારે ધર્મવાન, વિદ્યા-વાન હોવી જોઇએ; માટે દ્વિતીય વ્યવસ્થા ઉચિત છે. આ વ્યવસ્થા આર્યા-વર્તમાં મહાભારતના સમય પર્યંત હતી. અમેરિકામાં આ પ્રમાણેજ વ્યવસ્થા છે અને ઇંગ્લંડમાં પણ કેટલેક અંશે આવીજ વ્યવસ્થા છે (પણ જુદા રૂપે.) ખેદનો વિષય છે કે-વિદેશી ભાઇયો નિષ્પક્ષપાતી, ન્યાયવાન. દયાળુ મુદ્રાથી વિશ્વ-વિખ્યાત હોવા છતાં, રંક અને અજ્ઞ પોતાની પ્રજા માટે આર્યાવર્ત્તીય પ્રજારૂપ નૃપતિ મંડળના રાજ્યોમાં એવી (અર્થાત્ ઇંગ્લંડના રાજ્યસ્થાન જેવી) વ્યવસ્થાનું સ્થાપન કેમ નહિ કરતા હોય? કે સ્થાપન કરવા કેમ સ-મજુત નહિ આપતા હોય? સર્વ પ્રકારનો સુધારો, સુધારા માસ્તર, વિદેશી બંધુઓ કર્યા કરે છે અને રાજા-પ્રજા વચ્ચે ઐકય બંધાવા રૂપ ઉકત વ્યવ-સ્થાનું સ્થાપન પોતાના રાજ્યની માફક કેમ નહિ કરતા હોય? શું એમને એવો ભય હશે કે આર્યાવર્તીય સમસ્ત રાજા પ્રજા વચ્ચે જો પ્રેમ અને ઐકય બંધાયું તો આપણે કોનો ન્યાય અને વહીવટ કરશું? કોનો દણ્ડ કરશું? અને કોને ચંદ્રક અર્પશું? પછી તો ભીક્ષકે મેલમાં આગબોટનોજ રસ્તોતો! શું આ પ્રમાણે શંકાશીલ હશે તેથીજ રાજા-પ્રજા વચેના અંતરની નિવૃત્તિ માટે રાજ્યકર્તા છતાં પણ પોતાનો ધર્મ અદા નહિ કરતા હોય? શું તેઓને જ્ઞાત નથી, કે શું તેઓ અવલોકતા નથી? કે આંખ આડા કાન કરે છે કે- અહિંના દેશી રાજવાડાઓનો પ્રબંધ તદન અનાદરણીય છે! અને યુરપ તેમજ અન્ય દેશના રાજ્ય પ્રબંધ સદૃશ વીસ ટકા પણ યોગ્ય નથી! આ પ્રમાણે જાણવા છતાં વિદેશી ધર્મરાજ પોતાના આર્ય બાળકોના ભાગ્યોદય પર કેમ તિમિરપટ (અંધાર પછેડો) વિસ્તૃત કરે છે? અર્થાત્ રાજા અને પ્રજા વચ્ચે પ્રેમ અને ઐકય બંધાય, તેવો અવશ્ય આર્યાવર્ત્તીય રાજ્યોમાં કરવાયોગ્ય રાજ્ય પ્રબંધ તેઓ પોતાના દેશની માફક કેમ કરતા નથી? કયાં બ્રીટન રાજ્ય પ્રબંધ અને કયાં દેશી રાજ્ય પ્રબંધ! કયાં બ્રીટન દેશાધિપતિ પ્રતિથી

અર્પાતું પ્રજા–સુખ અને કયાં દેશી રાજ્યકર્તાઓ પ્રતિથી મળતું પ્રજા–સુખ જેવો દેશનો વિસ્તાર અને ઉપજ, તે પ્રમાણને અનુસરી, તેવી વ્યવસ્થાનું સંસ્થાપન, તદ્દવત્ બ્રીટન રાજ્ય પ્રબંધને અનુસરી ( અથવા તો આપણા મહલભવનને ) તેમજ અહિંના રાજા–પ્રજાને પણ અવલોકી, ત્યાંના પ્રબંધમાં કંઇક કરવાયોગ્ય ન્યુનાધિક ફેરફાર કરી, અત્રના સર્વ દેશી મોટા રાજવાડાઓમાં, તે પ્રમાણે વ્યવસ્થા કરવા વિદેશીય અધિકારી વર્ગ તે તે સંસ્થાનના રાજા મહારાજાઓને સૂચન કરે તો તેથી તેઓમાં ધર્મવાન, ન્યાયવાન અને નિષ્પક્ષપાતપણાનું વિશેષ સ્ફુટ દર્શન થતાં, સ્વદેશી વિદેશી બંધુમાં ઐકયની વૃદ્ધિ થાય, અને આર્ય પ્રજાના મુગ્ધ શુદ્ધ હૃદયમાંથી આશિષ ઉર્મીયો ઉદ્દભવે, એતો વળી અધિકમાંજ. આટલુંતો સ્પષ્ટ છેકે–જેજે રાજ્ય પ્રકરણીયા ગંભીર વિષયો છે તે ઘણા વિદ્વાનના મત ઐકયથી પરિણમતા હોય તો તે અવશ્ય ફલપ્રદ છે માટેજ રાજા પ્રજાસત્તાક પ્રબંધ સર્વ કરતાં અધિક આદરણીયા છે. આ પ્રબંધથી રાજાને પ્રજા પ્રતિથી અસંતોષનું કારણ અને પ્રજાને રાજાપ્રતિથી અસંતોષનું કારણ રહેતું નથી, કારણકે રાજાપ્રતિથી પણ અમુક પ્રતિનિધિયો અને પ્રજાપ્રતિથી પણ અમુક પ્રતિનિધિયો હોય છે અને તેઓ રાજાના અને પ્રજાના મત–ઐકયથીજ નિમાયા હોય છે. આ ઉભયવર્ગીય પ્રતિનિધિયો અન્યોન્યના મત, વિચારનું રૂપાંતર કરતાં કરતાં મત–ઐકયપર આવી દીર્ઘ મનનપૂર્વક, રાજ્યપ્રાંબંધિક અમુક નિયમો બાંધે છે અને રાજા તેની (સ્વીકારરૂપ) અનુમતિ આપે છે આ વ્યવસ્થામાં ઉભયનો ધર્મ જળવાય છે અને ઉભયને લાભપ્રદ છે. આથી રાજા અને પ્રજા વચે પરસ્પર પ્રેમજ રહે છે અને રાજ્ય અમારૂં છે એવું ઉભયને મમત્વ બંધાય છે. વળી આ વ્યવસ્થાથી મ્હારી પ્રજાને કોઇપણ પ્રકારનું દુઃખ કોઇ મ્હારા નિઃહૃદયના સ્વાર્થી અધિકારી પ્રતિથી થવા સંભવ નથી. તેથી રાજા સદૈવ આનંદમાં પૂર્ણ અને ચિંતાથી નિવૃત રહે છે તેથી તેના સ્વાસ્થ્યમાં બીગાડ થતો નથી, તેમ પ્રજાને પણ રાજાપ્રતિથી પોતાના પ્રતિનિધિયોના મત–સ્વીકારની છુટ મળવાથી રાજાપ્રતિ અપૂર્વ ભાવ રહે છે અને 'ધર્મરાજ' નામથી તેમને સંબોધેછે.

જેવી રીતે જીવ અને બ્રહ્મની જ્યાંસુધી એકતા નથી ત્યાંસુધી દુઃખજ દુખ છે. તેવીરીતે જ્યાંસુધી પ્રજા અને રાજાની એકતા નથી ત્યાંસુધી દુખજ દુઃખ છે. જ્યાં સુધી પ્રજાના દુઃખના નિશ્વાસ અને આક્રંદથી રાજાનું ક્ષાત્ર શોણિત તપ્તમાન થતું નથી ત્યાં સુધી તેનું જીવન પશુવત્ અને નિરર્થક છે. અને જ્યાંસુધી રાજાના સ્વાસ્થ્ય અસ્વાસ્થ્યથી પ્રજાના મુખપર હર્ષ શોકની મુદ્રા, છાયા નથી પડતી, ત્યાંસુધી ત્હેની સદ્દગતિ નથી. આવો જ્યારે અભિન્નભાવ ઉભય વચે સંધાય, ત્યારે ઉભયને આલોક અને પરલોકમાં શાન્તી

ન્યૂનતા રહે ? અને ઇશ્વરની આજ્ઞા-ભંગનો ભય પણ કયો રહે ? પૂર્વે સમયમાં સ્થાને સ્થાને રાજા પ્રજા વચ્ચે આવો સંબંધ પ્રદીપિત હતો અને તેવો સંબંધ રહેવાના મૂખ્ય કારણોમાં પ્રથમ એજ કારણ હતુ કે-વ્યતીત કાલ યુદ્ધનો હતો તેથી દ્રવ્ય ઉપાર્જન સાહિત્યમાં પ્રજાની રાજાને ગરજ હતી અને શત્રુથી પોતાની રક્ષા કરવાને પ્રજાને રાજાની ગરજ હતી. હાલ નામદાર કૃપાળુ કદરદાન હિન્દ શેહેનશાહના નેક રાજ્યમાં સર્વત્ર શાંતિ વિસ્તૃત છે માટે રાજાને પ્રજાની ગરજ ન્યૂન અને પ્રજાને રાજાની ગરજ ન્યૂન છે. ઉભય પક્ષ વિદેશીય સત્તા ધારીને ખરી હકિકત કહિ, દ્રવ્ય આપી, પ્રસંશા કરી, હિતકર, આજ્ઞાનુવર્તી થવાનું વચન આપી, ઉભય પોતાનો સ્વાર્થ સાધે છે. માટે આવે સમયે રાજ્યની ઉન્નતિ, પ્રજાની ઉન્નતિ, અને ઉભય વચ્ચે નિરંતર અસ્ખલિત પ્રેમ રહેવા માટે-રાજહિતકારિણી અને પ્રજાહિતકારિણી સભા નિયત્ થઇ હોય તો ઉચિત. અને એ બંનેની પક્ષાપક્ષની નિવૃત્તિ અર્થે એક સમ્યક્ વિચારિણી ધર્મ સભા કાઇદામાં આવી હોયતો ઉચિત. આ ત્રણ સભા અંતર્ગત અન્ય ભિન્નભિન્ન વિષયવાર સભા હોવી જોઇયે. દરેક સભાના મેમ્બરો, સ્વદેશીય પણ્ડિતોના નીરિક્ષણથી તથા દેશીય પ્રજા, અમલદારના બહુમતથી, તેમની તત્ વિષયક પરિક્ષા લેવાઇ, પશ્ચાત્ નીમાવા જોઇયે. અસ્તુ.

જે રાજાના સેવકો તો શું પણ ક્ષુદ્ર જીવો પણ નિર્ભય અને જીવન સાધન પૂર્ણ છે તે રાજા ધન્ય ધન્ય છે તેજ રાજપદને યોગ્ય છે તેજ શ્રીપતિ, સાર્વભૌમ નરેન્દ્ર થવાને લાયક છે. બાકી પ્રજાતો શું ? પણ પોતાના દેહ અને મનનું પણ અહો રાત્ર જેને ભાન નથી તે માત્ર પાષાણમાં મનઃકલ્પિત રાજા જેવા છે તેઓ માત્ર શરીર અને પ્રકૃતિ વિલાસમાંજ લુપ્ત છે. જે રાજા પોતાની સત્તા તળેના ક્ષુદ્ર જન્તુથી લેઇ સરદાર, પ્રધાનમંડળ સુધીના હૃદય સંપૂર્ણતઃ વાંચી શકે છે જેનાથી શત્રુ કંપે છે અને હિતૈષિ આનંદ પામે છે તેજ માહારાજાપદને યોગ્ય છે, એમ ન હોયતોતે, માહારાજ નહિ, પણ મહારાજ પદને યોગ્ય છે. અર્થાત્ મહારાજ પક્ષીની પેઠે સર્વ પ્રજાના હિતને સ્વવિહાર અર્થે સ્વાહા કરી જાય છે તેથી તેમની શી ગતિ થાય. તે શાસ્ત્ર પુરાણ, તેમજ ચાલતી કહેણીમાં પ્રસિદ્ધજ છે. માટેજ અપૂર્વ બુદ્ધિબળ, અને શરીર બળ હોયતોજ માહારાજ પદે વિરાજવું યોગ્ય, નહિતો ક્ષુદ્ર સેવક થવું અત્યુત્તમ છે. અસ્તુ.

જે કાર્ય ઘણા મનુષ્યના મત-ઐક્યથી પરિણમે છે તે કાર્ય સર્વદા ઉચ્ચ શ્રેણીનું અને ઉચ્ચ ફલપ્રદ હોય છે માટેજ ભિન્નભિન્ન પ્રકારના કાર્યના આરંભ માટે ભિન્નભિન્ન સભા નિયત થવી જોઇયે. એક વિદ્વાનના નિરાળા

મત કરતાં, અનેક વિદ્વજ્જનના મત–ઐક્યતું પરિણામ નિઃસંશય અસાધારણજ છે માટેજ સભા સંસ્થાથી અપૂર્વ લાભ છે. આપણી પૂર્વની મહાષ પ્રચિત રીતિ પણ, સભાભરી, કાર્ય નીરૂપણ કરવાની હતી, પરંતુ પ્રસ્તુત કાળમાં આળસ્ય, મદ, પ્રમાદ, દ્વેષ, અને કુસંપે કરી, ઉકત રીતિનો અસ્ત થયો છે. સભા સંસ્થાથી શું લાભ છે? એ આપણે આપણા પૂર્વના શાસ્ત્રમાં અવલોકીયે છિયે. વિદેશી ભાઇયોના પણ ઉકત રીતિના અનુકરણથી પ્રત્યક્ષ આપણે અનુભવીયે છિયે કે–સભા સંસ્થામાં શું લાભ સમાયેલો છે! અસ્તુ. હવે સભા સંસ્થામાં પ્રધાન દોષ એજ રહ્યો છેકે–તેમાં એક દેશીય, વિચાર શૂન્ય, સ્વાર્થ પૂર્ણ પક્ષાપક્ષ ન હોવો જોઇયે. જો પક્ષાપક્ષ ન હોયતોજ સભાથી લાભ છે. પક્ષાપક્ષ હોયતો તે સર્વ દેશીય નિઃસ્વાર્થ હોવો જોઇયે, અને પ્રતિપક્ષીને સ્ફુટરીતે સમજાવતાં, તેના મગજમાં તે મત બંધ બેસવો જોઇયે. એકદેશીય પક્ષાપક્ષની નિવૃત્તિ અર્થે સભાસદોનું પ્રથમ પરિક્ષણ, નિરીક્ષણ થવું જોઇયે; અને તેમાં તેઓ જયવંત નીવડે; ત્યારેજ પ્રજામત અને રાજા મતથી તેમને સભાસદોને નિયત કરવા જોઇયે; માટે પક્ષાપક્ષ રહિત સભાથી અપૂર્વ લાભ છે.



# પ્રકરણ ૧૬ મું.

## વટાળ એટલે શું ? અને જ્ઞાતિ પ્રબંધ વિષય.

સ્વધર્મ, સત્ય, નીતિ, ઉપાસના, અને સદ્દવર્તનથી સંસ્કૃત, અને જન્તુ માત્ર માટે દ્રવતું સુગ્ધ મન, તેજ પવિત્ર, શુદ્ધ અને બ્રાહ્મણ મન.

શૌચથી નિરંતર શુદ્ધ રહેતું શરીરજ બ્રાહ્મણ-શરીર.

દેશ-ઉન્નતિનો ઢંઢેરો પીટનારે અને વિજય વાવટો ચડાવનારે પ્રથમ જ્ઞાતિ-ઉન્નતિનાંજ વાજાં વગાડવવાં ઉચિત છે.

( લ. વ. યાદવ. )




સુમ—પ્રાણનાથ ! શરીર શાથી વટલાય છે !

સર૦—બીજાને અડકવાથી.

કુસુમ—પ્રાણ શાથી વટલાય છે ?

સર૦—બીજા સાથે વાતચિત કરવાથી.

કુસુમ—મન શાથી વટલાય છે ?

સર૦—બીજાનો વિચાર કરવાથી.

કુસુમ—જીવ શાથી વટલાય છે ?

સર૦—વાસનાથી.

કુસુમ—વારૂ, ત્યારે વટલાવું એટલે શું ?

સર૦—એક તત્વનું બીજા તત્વ સાથે મળી રૂપાન્તર થવું તે.

કુસુમ—ત્યારે કોણ કોનાથી વટલાય છે ?

**સર૨૭**—તમ તત્વથી રજ તત્વ વટલાય છે અને રજતત્વથી શુદ્ધતત્વ વટલાય છે.

**કુસુમ**—તેનું યથાર્થ સ્ફુટ રીતે સ્પષ્ટિકરણ કરો.

**સર૨૮**—મલીન શરીર, પ્રાણ, મન વા જીવથી શુદ્ધ શરીર, પ્રાણ, મન, વા જીવ વટલાય છે. શુદ્ધ શરીર, પ્રાણ, મન સામગ્રી સહિત પુરૂષજ બ્રાહ્મણ કિંવા ઉચ્ચ જ્ઞાતિને યોગ્ય છે. આ સિદ્ધાન્ત ભારતવર્ષીય ભાઇયોના આચાર વિચાર ભવનમાં જ્યાંસુધી સર્વાંશે પળાતો નથી અવલોકવામાં આવ્યો ત્યાંસુધી ભારતવર્ષના કલ્યાણની કલ્પના કરવી સમુદ્ર આચમન કરવા તૂલ્ય છે.

અરે ! ભારતેશ્વરી ! તું ક્યાં લોપ થઇ ? ત્હારા વિના સત્ય, ધર્મ, નીતિ, સ્નેહ અને શ્રદ્ધા એ વસ્તુઓ શીરીતે જીવશે ? અરેરે ! કલિકાલને આવતો જોઇ તું પણ અદૃશ્ય થઇ ગઇ !

પણ જ્યાં તું ગઇ હશે ત્યાંતો ખરેખર કલિયુગ નહિજ હોય ? જો કોઇ પ્રદેશમાં જઇ વસી હોય, જૂદું નામ, રૂપ અને જાતિ ધારણ કર્યાં હોય તો કૃપા કરી હે શક્તિ ! હે વ્હાલી માતુશ્રી ! તું ત્હારા પાદપંકજને હવે આ પ્રદેશ તરફ ફેરવ. લહલહાટ ઉંઘતાં ત્હારાં આર્ય બાળકોને હવે જાગ્રત કરચ મધ્યાન્હકાળ થવા આવ્યો. આર્યાવર્ત્તના આર્યો દારિદ્રયને લીધે શૂન્યભૂત બની જઇ, ત્હારા આશ્વાસન વિના અશ્રુ સારે છે ! તું આમ એકાએક હૃદય વિનાની કેમ બની ગઇ ?

અંતર્યામિ પ્રતિથી ઉદ્‌ભવેલું પ્રકટરૂપે શાન્તવન.

ધૈર્ય રાખો બાળકો ! એ શક્તિ જે પ્રદેશમાં જઇ વસી છે અને જે બાળકોને પોતાની શક્તિ અર્પે છે તે બાળકો પણ તમારા બંધુજ છે. તમે તેમનાથી જરાપણ ચમકોમા. તમને ચમકતા જોઇ તેઓ તમારાથી ચમકવાનું શીખે છે. હાલ તમારી અને તેમની વચ્ચે ઓરમાયા ભાઇ જેવો સબંધ છે પણ જ્ઞાન, વિશ્વાસ અને શ્રદ્ધાના પરિપાક કાલે તમારો તેમની સાથે સબંધ સગા ભાઇયો જેવો થઇ જશે. અસ્તુ. કુસુમ ! હવે ચાલતા વિષયને અનુસરો.

**કુસુમ**—વારૂ પ્રાણનાથ. ( કુસુમ જ્ઞાતિ પ્રબંધ વિષય વાંચે છે. )

દરેક જ્ઞાતિની સભા થવી જોઇયે અને તે તે જ્ઞાતિના બાળકોને પકવવય થતાં સુધી સ્વદેશીય, વિદેશીય કેળવણી અપાવવા વ્યવસ્થા કરવી જોઇયે—વગેરે બાબત આગળ વિવેચન થઇ ગયું છે. હવે જ્ઞાતિમાં કેટલીક એવી અધમ

રૂઢીયો ઘર કરીને સજ્જડ રહેલી છેકે-જેનો કેળવણી પણ ઉચ્છેદ કરતાં ભય પામે છે માટે દરેક જ્ઞાતિના મૂખ્ય વિદ્વાન મહાશયોએ-આ રૂઢીયો કોણે સ્થાપી ? શા હેતુથી ? એનો સાર શું છે ? એ રૂઢીયોનું વિવેચન કોઇ ગ્રન્થોમાં છે ? છે તો તે કેવા કયા કયા અને કોના બનાવેલા ગ્રંથો છે ? વિગેરે વિચારવું અત્યાવશ્યક છે. જ્યાં સુધી સંસાર સુધારાની ન્યૂનતા છે ત્યાં સુધી દેશોન્નતિની આશા આકાશમાં દ્રુમ (વૃક્ષ) ની કલ્પના તુલ્ય છે. આ રૂઢીયોમાં મૂખ્ય બાળલગ્ન, કન્યા-વિક્રય, બાલિકાને અશિક્ષિત રાખવી, વિના સંગતિ અપકવ સમયમાં વરકન્યાની યોગ્યતા અવલોકયા વિના સંલગ્ન કરી દેવાં, સુશીલ સ્ત્રીને અઘટીત પરતંત્રતા, ( રોવું, કુટવું, ન્યાતવરા ) " " આદિ મૂખ્ય છે અને અન્ય ગૌણ પણ છે. દરેક જ્ઞાતિના અગ્રેસર વિદ્વાન મહાશય પુરૂષોએ વિચારવું જોઇયે કે-સમય બળવાન છે સમય અનુકૂલ વર્ત્તન સુજ્ઞ પુરૂષનું છે. જે શિષ્ટ પુરૂષે બાંધેલા નિયમો હોય તે પૈકી કેટલાક નિયમો, તે સમયને અનુકૂલ હોયતો વર્ત્તમાન સમયને પ્રતિકૂલ હોય, એ સંભવિત છે. અને કેટલાક નિયમો ગમે તે સમયને અનુકૂલજ હોય છે. જે નિયમો અને રૂઢીયો સંસાર સુધારાની, દેશની ઉન્નતિ થાય છે તેવા નિયમો, રૂઢીયો, ગમે તેવા પુસ્તકમાં હોયતો તે સંમત અને આદરણીય છે અને જે નિયમો તથા રૂઢીયોની સંસ્થાથી અને તેના પાલનથી, સંસાર સુધારાની અને દેશની અવનતિ થાય છે તેવા નિયમો અને રૂઢીયો ગમે તેવા મહાન શાસ્ત્રમાં હોય તોપણ તે ત્યાગ કરવા યોગ્ય છે માટે જ્ઞાતિના સર્વે અગ્રેસર ભાઇયોએ, અને દેશ સુધારકોએ, પૂર્વે રૂષિમુનીપ્રણિત શાસ્ત્રને અવલંબીને, સમયને અવલોકીને, સામ્પ્રત સ્વદેશીય અને વિદેશીય વિદ્વાનોના ઉચ્ચ અને દેશ-ઉન્નતિકર ગ્રં[illegible] વિચારો, રીવાજોને અનુવર્તીને, સૂક્ષ્મબુદ્ધિ, સૂક્ષ્મઅવલોકન, અને મનન પૂર્વક સંસાર-સુધારા માટે, દેશોન્નતિઅર્થે, આત્મ-શ્રેયઅર્થે, પૂર્વની કેટલીક વિનાશ કર્તા રૂઢીયોનો ઉચ્છેદ કરી, નવીન નિયમો અને રૂઢીયોનું સ્થાપન કર્યું હોયતો ઉચિત; અને હાલ એવો સમય આવ્યો છેકે-જ્યાં સુધી સ્વદેશી સાક્ષર બંધુઓ, ચાલતી આવતી અવનતિરૂપે પરિણમતી કેટલીક તાજ્ય રૂઢીયોનું ઉન્મૂલન નહિ કરે તો, દેશ અધિક અધમ દશાને પરિણમશે. અને વર્ત્તમાન સંસાર સુધારો કુધારામાંજ સ્થિત રહેશે. જ્ઞાતિના અશિક્ષિત વૃદ્ધ પુરૂષોને સમજાવવા એ જ્ઞાતિના વિદ્વાન અગ્રેસરનું કર્ત્તવ્ય છે. કારણકે સત્ય અને લાભની વાર્તા સરલ અને સ્પષ્ટ રીતે સમજાવવામાં આવી હોયતો તેમના મગજમાં ઉતરે, અને દુરાગ્રહ છુટી જાય. માટે આ વિષયે યોગ્ય વિચારવા દેશ—સુધારકોને નમ્ર વિજ્ઞપ્તિ છે કારણકે સંસાર-સુધારામાંજ સર્વ પ્રકારનું શ્રેય સમાયેલું છે. અસ્તુ.

---

# પ્રકરણ ૧૭ મું.

## કેફી વસ્તુઓના સેવનથી થતાં અનિષ્ટ પરિણામ.

લક્ષ્મીને સત્વર ભસ્મિભુત કરનારી,
પ્રતિષ્ઠાપર ખાસું પાણીનું પોતું ફેરવનારી,
લોહી અને કાળજાનું નિરંતર ભક્ષ કરનારી,
મનને રંકમાં રંક રચનારી અને એક વખત
શરીર-મંદિરમાં પ્રવેશવા દીધી તો પછી ધક્કા
મારે પણ બહાર ન નીકળનારી નીચ પાપીણી કોણ છે?
મદિરા ! મદિરા ! મદિરા !

( લ. વ. યાદવ. )




સુમ—પ્રાણેશ્વર ! આજનો નિબંધ કેફી વસ્તુઓના ત્યાગ વિષયે છે. આજ્ઞા હોયતો વાંચવાનો આરંભ કરૂં ?

સર૦—કુસુમ ! એ વિષય વિશેષ અગત્યનો છે. આજકાલ કેફી વસ્તુઓનું પ્રબળ હિન્દમાં એટલું વધી પડયું છેકે—જે આખા દેશને નષ્ટ ભ્રષ્ટ કરે છે. વારૂ, વાંચ જોઇયે કુસુમ ?

કુસુમ—જેવી આજ્ઞા. કુસુમ વાંચે છે.

કેફી વસ્તુઓ કે જેમાં અધિક ન્યૂનાંશે વિષ રહેલું છે તેનો ઉપયોગ વૈદ્કશાસ્ત્રીયો માત્ર કેટલાક વ્યાધિયો પર કરે છે અને વ્યાધિયો માટેજ ઉક્ત વસ્તુઓ છે તેને બદલે આજકાલ ઇંગ્લંડવાસી શું કે હિન્દવાસી શું, સર્વ ત્હેનો ઉપયોગ ખાનપાનાદિમાં અને ઉત્સવ સમયે કરે છે એ કેટલું શોચનીય છે ! ઇંગ્લંડમાં કેટલાક સારા આબરૂદાર અમીરો, વિદ્વાનો પણ મદ્યપાનની લતમાં પડી, મરણને શરણ થયા છે. કેટલાક વિદ્વાન અને સૂક્ષ્મ બુદ્ધિના હોવા છતાં ઉક્ત વ્યસનાધિન થવાથી સ્વાસ્થ્ય સંપત્તિ વિહીન થઇ ગયા છે અને પડયા

પડયા નિઃશ્વાસપર નિઃશ્વાસ મૂકે છે અને શક્તિહીન, દીન, દયાપાત્ર, અને ત્રુટક શબ્દોમાં ઉચ્ચારણ કરે છેકે-" અરેરે! આયુષ્ય નિરર્થક ગયું! દુષ્ટ મદ્ય! અરરર! હ્મેં જુલમ કર્યો! અરરર! મદ્ય! ત્હારાજેવો મદ્ય (મીઠો) રિપુ (શત્રુ) મ્હને કોઇ લોકમાં મળનાર નથી! હા! યુવાવસ્થામાં તેમજ આરમ્ભમાં તું ત્હારા ઉપાસક મિત્ર યુવકને કેવા નવનવા નાચ કરાવે છે-રમાડે છે અને પછીથી નપુશંક, નિર્માલ્ય બનાવી અવદશા કરી, ત્હેને કેવી રીતે બેહાલ કરી, નિર્દયપણે પછાડે છે? છતાં ત્હારી વશીકરણ શક્તિ કેવી કે-તે મૂર્ખ પુનઃ ત્હારૂંજ સ્મરણ કરે છે! અરરર! આ જન્મ એળેજ ગયો! સ્વાર્થ પણ ન સધાયો તોપછી પરમાર્થનું સ્વપ્ન કેવું? અરરર! હવે શું કરૂં? લોહી પાણી થયું! વાણિમાંથી પણ સઘળી શક્તિ લોપ થઇ! હવે ઉપાય સર્વ નિરર્થક! ઇશ્વરરૂપ કૃપાળુ રાજ્ય કર્ત્તાઓ! માતાપિતાઓ! દેશ સુધારકો! આટલાથી પણ કૃપા કરી તમો સર્વ જાગ્રત થાવ! તમારા સંતાનો હાય કઇ! કહિ, રૂદન કરતાં, વિષમય કેફી વસ્તુઓથી મરણ-શરણ થાયછે!! ઔષધ તરીકે કેફીવસ્તુઓ વપરાતાં વપરાતાં હાલ તે ખાનપાનરૂપે થઇ ગયા છતાં, નિઃસ્પૃહ, નિઃલક્ષ્ય રહી, તમે ત્હેનો કેમ અટકાવ કરતા નથી? આથી કાળક્રમે શું દારૂણ પરિણામ આવશે, એ કહિ શકાતું નથી. તમારી પ્રજાનું તમે શુભ ઇચ્છતા હોવ તો આ વિષયે દીર્ઘકાલ વિચારપૂર્વક મનન કરી, કંઇ પણ વ્યવસ્થા કરો. છેવટ કંઇ નહિતો તમારા સંતાનો કોઇપણ રીતે એ ફંદમાં ન ફસાય તે માટે દિનરાત્ર પુરતું લક્ષ્ય આપો."-એ પ્રમાણે ઉચ્ચારણ કરતાં કેટલાંક પરવશ જીવનો અકાળે મૃત્યુવશ થાય છે તોપણ દેશ સુધારકોનું માતાપિતાનું તે તરફ બહુ ન્યૂન લક્ષ્ય અવલોકી ખેદ થાય છે. અસ્તુ.

જુવો! હિન્દુ રાજાઓની પડતી એથીજ થઇ. યવન રાજ્યની પાયમાલીનું પણ કેટલેક અંશે એજ કારણ છે. મરાઠારાજ્યની પણ ઉન્નતિ થતાં થતાં અવનતિ એથીજ થઇ. અને ઇંગ્લંડ જેવા સુધરેલા રાજ્યમાં પણ અધિક ખુન, આત્મઘાત, વ્યભિચાર અને ચોરી આદિનું દંગળાચરણ થવાનું કારણ પણ એજ છે. અહિં પણ એનું એજ કારણ છે કારણકે અહિં પણ દવા માટે આવેલા અને ખાનપાન ખાતે વપરાતા, ઉધરાતા, ત્યાંનાજ એના એ શીશાઓ છે. અસ્તુ.

આજકાલના કેટલાક વિદેશીય મુખ પાઠ કેળવણી પામેલા વિદ્વાન્ શિરોમણિ યુવકનું દિગ્દર્શન—

એક સમયે સભામાં ગર્જના કરતા હોય તો બીજી સમયે હોટલમાં-ગોઓન માયફ્રેન્ડ-કહિ, વિદેશીય પ્રમાદી વસ્તુને તન, મન અને ધનથી ઉત્તે-

જન આપતા હોય ! એક સમય દેશ—ઉન્નતિના નિયમો રચતા હોયતો બીજી સમય ફર્સ્ટકલાસ બની, સ્ત્રી આગળ મર્કટ વિદ્યાનું પોતેજ પ્રદર્શન કરતા હોય ! એક સમય કોઈ પત્રમાં મોકલવા આર્ટીકલ લખતા હોયતો બીજી સમય—સ્પેનસ્યામા દુશ્મન પાયામાં, ધડી ધડી કીબલાપુર, પીંથુભા ! જે માતાજીની !—એવી દેશ—ઉન્નતિકર ઉક્તિયો શ્રવણ કરતા હોય ! એક પલે સ્ત્રીને સ્વાતંત્ર્ય અર્પવા જાહેરાંતમાં ભાષણ આપતા હોયતો બીજી પલે સ્ત્રીના કુસુમ વદનપર સોટીના પ્રહારનું પ્રસ્તાવન કરતા હોય ! એક સમય મદ્ય ત્યાગ વિશે જાહેરાંતમાં અસરકારક વ્યાખ્યાન આપતા હોયતો બીજી સમય હોટલમાંથી ઉંચા કરી, ટાંગાટોળી કરી, શ્યામ અને તેજ જેવા અષ્ટાવિધાની પાઘડીબંધો, મીસ્તર વ્યાખ્યાન કારતે, મનમાં રામબોલોભાઈરામ—એમ શ્રેય ઉચ્ચારણ કરતા (સ્થાયી બંધતે) ગાડીમાં પધરાવતા હોય ! જ્યાં દુષ્ટ કેફી વસ્તુઓના ખાનપાનથી, વિદ્વાનોની પણ આવી સ્થિતિ અવલોકવામાં આવે; ત્યારે અન્યની કથા શી કરવી રહી ? માટે રાજ્યકર્ત્તાઓ ! દેશ સુધારકો ! અને માતપિતાઓ જો પોતાની પ્રજાને સુધારવા ઇચ્છતા હોવ તો આ વિષયે પૂર્ણ વિચારવાની અને ખાસ અમુક નિયમ બાંધવાની જરૂર છે.

૧ સંતાનો પકવ વયના થાય ત્યાં સુધી પોતાની દૃષ્ટિ તળે તથા યોગ્ય સુશિક્ષિત રક્ષકની સંભાળ નીચે તેમને ઉછેરવાં. નીચ સંગતિમાં નભળે તે માટે પુરતું લક્ષ આપવું, કારણકે બાલ્યાવસ્થાથી બગડેલાં સંતાનો બહુ કઠિનતાથી સુધરે છે.

૨ માતાપિતાએ અથવા રક્ષકે સંતાનોને—સવારથી સાંજ સુધીનો સમય કેવી રીતે પસાર કર્યો—એ વિષયે નિત્ય પૂછવું જોઇયે.

૩ શહેરની અમુક એક બાજુએ વેશ્યાસ્થાન અને કેફી વસ્તુઓના વિક્રય સ્થાન હોવાં જોઇયે અને તેવા સ્થાનમાં અમુક વયની અંદરના બાળકો પ્રવેશી શકે નહિ તેવી વ્યવસ્થા થાયતો ઉચિત.

આહા ! આજકાલ દારૂનું શું પ્રબળ વધ્યું છે ? આજકાલના કેટલાક તરૂણ મિસ્તરો તો સ્પીરીટ વિના સ્પીરીટવાળા રહી શકતાજ નથી. જરાશ્રમ પડયો કે—પાધરૂંજ ઉચ્ચારણ થયું—લેટ અસ હેવ આ સ્મોલડોઝ—જો બાટલીમાંથી નિકળે તો વાહ ભલા, નહિ તો—યુ બોય ! ગોઓન ! મેઇક હેઇસ્ટ ! સી ! ધી સેઇમ સોર્ટ ! યુ અન્ડરસ્ટેન્ડ ? એમ કહિ વિદાય કરે. કેટલાક ગરીબ તરૂણ મીસ્તરો લપાતા છપાતા, કેટલાક ડોન્ટકેર કહેતા, સ્પીરીટાલયમાં પ્રવેશી, રાંડીરાંડકા પૂત શાહજાદા—જેવા બની, હદયમાં મ્હોટું ડુધું અને મ્હોમાં ન્હાનું ડુધું ધાલી, ધુમાડાના ગોટેગોટ કાઢતા, સર્પની આકૃતિ પાડતા બહાર

નિકળે. શેખશલ્લીથી પણ અધિક મંત્રતંત્ર રચે અને એક ભ્રષ્ટાચારમાંથી નિકળી બીજા ભ્રષ્ટાચારમાં પ્રવેશ કરે.

આર્યાવર્ત ! ત્હારી આ શી દુર્દશા ! ત્હારો ગર્ભ આવો શાથી ? દેશ સુધારકો ! આંખો મીંચી કેમ સૂતા છો ? જે વ્યસને દેશનો દાટ વાળ્યો અને વાળે છે તેના તરફ તદ્દન દુર્લક્ષ ! અરેરે ! જેનાથી હૃદય દગ્ધ થાય છે. મગજ દુઃખે છે, નબળું પડે છે આયુષ ક્ષણસ્થાયી થાય છે ચિતભ્રમિત થાય છે તેવા દુષ્ટ વ્યસનનાં ફંદમાં સપડાઇ, વ્યસન ધારી પોતાના મનુષ્ય જીવનને નષ્ટભ્રષ્ટ કરે છે. વ્યસની દુષ્ટ લોકો ખોટી પ્રસંશા કરી, શ્રીમંતોના બાળકોને, રાજાના બાળકોને તેનો છંદ લગાડી મનમાનતું દ્રવ્ય હરણ કરે છે અને તેમનો આખો ભવ નિરર્થક કરે છે.

જેટલા પ્રકારના ભ્રષ્ટાચાર છે તે સઘળા દારૂમાંથીજ પરિણમે છે અને દારૂ જ્યારે શરીરને ખોરાકરૂપ, વ્યસનરૂપ થઇ જાય છે ત્યારે શરીરનો સત્વર વિનાશ કરે છે. તેમજ એકાએક છોડી પણ શકાતો નથી. આટલાથીજ દેશ સુધારક મંડળને જ્ઞાત થશે કે—આ વિષયપર લક્ષ આપવું કેટલું અગત્યનું છે ? અસ્તુ.

આ વિષયે ઘણા નિબંધો, પુસ્તકો રચાયાં છે છતાં કોણ જાણે શાથી મનુષ્યો વિષપાશમાં દિનપરદિન વિશેષ વીંટાતાજ, સપડાતાજ જાય છે. દેશ સુધારકો, ખરેખર, આ વિષયે તો લહલહાટ ઉઘેજ છે કે કાંતો પછી તેઓ ઉક્ત મદ્ય આદિ વસ્તુઓના પક્ષમાં હોય, જેથી કંઇપણ સુધારો પુરૂષાર્થ, તે અંગે ન કરતાં માત્ર ( તેથી કરીજ ) ચુપ રહેતા હોય. અસ્તુ.



# પ્રકરણ ૧૮ મું.

## વિદ્યા અને લક્ષ્મીનો યથાર્થ ઉપયોગ.

વિદ્યાથીજ મનુષ્ય મનુષ્યની પંક્તિમાં આવે છે.
લક્ષ્મીથીજ મનુષ્યનું વ્યવહાર નાવ ચાલે છે.
વિદ્યા વિના આત્મ-ઉન્નતિ નથી.
લક્ષ્મી વિના દેશ-ઉન્નતિ નથી.
સરસ્વતી (વિદ્યા) માં શાંન્તિ છે લક્ષ્મીમાં પ્રમાદ છે.

(લ. વ. ચાહ્વ.)



સ૨૦—કુસુમ ! ત્હને વિદ્યા કહિ સંબોધું કે લક્ષ્મી કહિસંબોધું ?

**કુસુમ**—તમારે જેવા થવું હોય તે પ્રમાણે મ્હને પણ સંબોધો.

**સ૨૦**—કુસુમ ! ત્હું લક્ષ્મીરૂપ ધારી મ્હને વિષ્નુનો કદાચ રચી શકે, પરંતુ ત્હું જો સરસ્વતીરૂપ ધારે તો પછી મ્હારી શી સ્થિતિ ?

**કુસુમ**—હું સરસ્વતીરૂપ ધારણ કરૂં તોપણ કંઇ હરકત જેવું નથી કારણ કે આપનો પ્રવાહ, વિહાર, નિષ્ક્રિય અને ફલાસક્તિ રહિત પરોપકારાર્થ છે.

**સ૨૦**—એ સઘળો કુસુમનો પ્રતાપજ, કારણકે કુસુમમાં સંસારીપણું હોતતો હું અસંસારી ક્યાંથી રહિ શકત ? અને મ્હારી સઘળી સક્રિયા નિષ્ક્રિયારૂપે શી રીતે પરિણમત ?

**કુસુમ**—નાથ ! બહુ થયું. આટલો બધો કુસુમપર ભાર ?

**સ૨૦**—વારૂ કુસુમ ! ત્યારે આજે એજ વિદ્યા અને લક્ષ્મીના યથાર્થ ઉપયોગ વિષયપર આવેલો નિબંધ વાંચ.

કુસુમ—જેવી આજ્ઞા પ્રાણેશ ! ( કુસુમ વાંચે છે. )

સાહ્યો ! જે દેશ ઉન્નત દશાપર છે તેના કારણોનું સંશોધન કરતા છતાં વિદ્યા અને લક્ષ્મીવાસજ દૃષ્ટિગોચર થાય છે. જે દેશ વિદ્યા અને લક્ષ્મીથી પૂર્ણ છે તે દેશ પુરૂષાર્થ, ઐક્ય, વિજય, યશ, કળા, હુન્નર, વ્યાપાર, અને સ્વાતંત્ર્યથી વિભૂષિત હોય એમાં શું આશ્ચર્ય ! જે દેશમાં વિદ્યા અને લક્ષ્મીની ન્યૂનતા છે ત્યાં સર્વ પ્રકારના વિભવની ન્યૂનતાજ છે એમ સમજવું. જ્યાં પુરૂષાર્થ અને ઐક્ય છે ત્યાંજ વિદ્યા અને લક્ષ્મી છે અને જ્યાં આળસ્ય અને દ્વેષ છે ત્યાં દારિદ્રય અને વિનાશ છે. હવે હાલના યુવાન વિદ્યાર્થીયો વિદ્યાનો દુરૂપયોગ કરે છે ! તેનું દિગ્દર્શન—

ઢ—અસંખ્ય વિદ્યાર્થીયો ગ્રેજ્યુએટ ( બી. એ. ) થઇ માત્ર નોકરીજ શોધે છે.

અવલોકન—આ સૃષ્ટિમાં એટલું બધું જાણવાનું અને જોવાનું છે કે—માત્ર મનુષ્ય એક કળા પણ સાંગોપાંગ સૂક્ષ્મતઃ પરિપૂર્ણ ન જાણી શકે, તો પછી વિદ્યા અને કળાનોતો આ ભૂમણ્ડળમાં પાર નથી. બીચારા વિદ્યાર્થીયો પોતાનાં તન, મનઃ સ્વાસ્થ્ય—સંપત્તિ અને દીર્ઘ આયુષ ખોઇને પણ બી. એ. ની પદવી મેળવે છે છતાં પણ ખાલી જગો પડતાં સુધી ઘર બેઠાં બગાસાંજ માર્યા કરે છે; તત્પશ્ચાત્ કોઇ જગો સહ્ ભાગ્યે ખાલી પડે છે તો દાસત્વનો ધંધો સ્વીકારી સર્વ મનઃ કામનાઓ અને કર્ત્તવ્ય પુરૂં થયું સમજી, જીંદગી દાસત્વમાં પુરી કરે છે. એક કલાકની રજા વખતે મળવી મુસ્કેલ છતાં મનમાં તો જાણે મ્હારા જેવો બસ સ્વતંત્ર કોઇ નથી; શહેરમાં ચીઠ્ઠી કોઇ સંઘરતું ન હોય અને રોફમાં કંઇ કચાસ નહિ. આર્ય ભાઇયો ! તમારામાં સેંકડે એંસી ટકા બી. એ. થઇ નોકરી શોધે છે તો વીસ ટકાજ માત્ર હરકોઇ પ્રકારનો હુન્નર શીખે છે. જુદા જુદા હુન્નરના કારખાનાં કાઢે છે અથવા તો સ્વદેશીય વિદેશીય વસ્તુઓનો વ્યાપાર ચલાવે છે તો આ વિષયે મ્હારે એટલુંજ કહેવાનું કે—નોકરી છે એ દાસત્વ અને પારતંત્ર્ય છે તેથી દેશને અધિક લાભ થતો નથી, માટે ઉલટપલટ થવું જોઇયે,—એટલે કે સેંકડે એંસી ટકા પુરૂષોએ દેશી અને વિદેશી ભિન્નભિન્ન કળાના સંમીલનરૂપ વિદ્યા, કળા, હુન્નરના પૂર્ણ અધ્યયન અને અવલોકન વડે ભિન્નભિન્ન વિદ્યાલય, કળાલય, યંત્રાલય તેઓએ ખોલવાં જોઇયે, દેશવિદેશ વિચરવું જોઇયે, તે સાથે સંબંધ રાખવો જોઇયે અને સેંકડે વીસ ટકાજ માત્ર નોકરીનો ધંધો કરેતો એ પ્રબંધથી દેશને લાભ છે. બાકી હાલતો બધાયે માત્ર એક સીધી સડકજ જોઇ છે તેથી નોકરી કરનારા વર્ગમાંથી બીચારા મેટ્રીકવાળાતો ઘર બેઠાં નિરાંતે ચાહર ખાય છે. માટે

સર્વે આર્યે ભાઇયો ઇચ્છાનુસાર વિધવિધ વિદ્યા, કળા, હુન્નર સાધ્ય કરી, સ્વતંત્રપણે વ્યવહાર-પરમાર્થ સિદ્ધ કરો.

b વિદ્યા પ્રાપ્ત કર્યા છતાં કેટલાક ભાઇઓમાં દ્વેષ અને અહંકારનો આવિર્ભાવ થતો જોવામાં આવે છે પોતે શ્રીમંત વિદ્વાન હોવાથી રંક અવિદ્વાન બન્ધુને બીચારાને કચરી નાંખે છે નુકશાનીમાં, ભયમાં નાંખે છે એ વિદ્યાનો બેર ઉપયોગ કર્યોજ કહેવાય. આ વર્તન આર્યમાં શોભા પામતું નથી, કારણકે અન્યોન્યના વિરોધમાં, ચડસાચડસીમાં ઉભયની અને દેશની ખરાબી છે માટે સર્વ આર્ય બંધુએ આ દૂર્ગુણ અવસ્ય વર્જ્ય કરવા જરૂર છે.

c વિદેશીય કેળવણી પામેલા કેટલાક યુવકો માતાપિતાનું અપમાન કરતાં જરાપણ વિલંબ કરતા નથી અને તેમને કંઇપણ લેખામાં ગણતા નથી. વળી માતાપિતા સન્મુખ પતિ પાસે સર્વ પ્રકારની મર્યાદા લજ્જા મૂકાવે છે એ પણ આર્ય રીતિ, ધર્મ રીતિ અનુસાર નિંદ્ય અને અસભ્ય વર્તન છે જે માતાપિતાથી લાલનપાલનસહ પોતાનું ઉત્પન્ન થવું થયું, તેને પતિ આવતાં કંઇપણ હિસાબમાં ન લેખવાં અને સર્વાંશે પતિવશ થઇ રહેવું,–એ આર્ય રીતિ નથી. અલબત, એટલું તો ખરૂં કે–પતિને માતાપિતાની તદન અયોગ્ય આજ્ઞાને પણ શરણ કરવી, એતો ઉચીત નથીજ.

d શરીર અને મનને અન્યોન્ય નીકટ સંબંધ છે. જેવો આહાર હોય છે તેવોજ વિહાર હોય છે. શરીરના સંબંધથી મન, સુખ દુઃખ અનુભવે છે અને (આભાસ યુકત) મનના સંબંધથી શરીરને સુખ દુઃખનું ભાન થાય છે. શરીરને કોઇપણ પ્રકારનો વ્યાધિ થાય છે તો આનંદમાં વિચરતું મન આકસ્મિક દુઃખમય અને વિકલ થઇ જાય છે. માટેજ મનુષ્યમાત્રે શુદ્ધ સત્વગુણી અન્ન, જળ, અને સત્વગુણી મનુષ્યની સંગતિ રાખવા આવશ્યક છે તેથીજ પૂર્વે મહર્ષિઓએ આચારવિચારમાં શુદ્ધ રહેવા આજ્ઞા કરી છે. અર્થાત્ સત્વગુણી બ્રાહ્મણ કહેવાય છે માટે બ્રાહ્મણે રજોગુણી ક્ષત્રીયનું અન્ન પ્રાશન કરવું નહિ. શુદ્ધ અને સૂક્ષ્મનું નામ સત્વ છે. શુદ્ધ, અશુદ્ધ, સ્થૂલ, સૂક્ષ્મના મિશ્રણનું નામ રજ છે અને કેવળ અશુદ્ધ અને સ્થૂલનું નામ તમ છે. માટે મનુષ્યે આહારની પણ કંઇક શુદ્ધતા રાખવાની જરૂર છે જેટલે અંશે શુદ્ધ જલમાં સ્નાન કરવાથી આપણું શરીર હલકું અને સ્વસ્થ બને છે તેથી અધિકાંશે શુદ્ધ આહારથી શરીર સ્વસ્થ અને નિરોગ બને છે. કેટલાક ભાઇયોનું એમ કહેવું થાય છેકે–ન્હાઇધોઇ સ્વસ્થ થઇ, શુદ્ર રસોઇ કરેતો તેમાં શું બાધ? માત્ર સ્વચ્છતા હોવી જોઇયે. ભાઇયો ! આ વિષયે તો એક પ્રથક નિરાળુંજ પુસ્તક થવાની જરૂર છે પણ અત્ર માત્ર હું એટલુંજ કહુંછું કે—જડ શું કે ચૈતન્ય શું સર્વના સૂક્ષ્મ અણુઓનો અદૃશ્ય રીતે દૃષ્ટિવડે અને યંત્રવડે ન

જોવાઇ શકે તેવી રીતે સદા વિનિમય થયાંજ કરે છે ( અથવા એથી પણ ઉંડા ઉતરશો તો પદાર્થ જેમ છે તેમજ છે સ્ફુરણજ નથી. પરંતુ આ સિદ્ધાન્ત છેવટની કોટીનો છે ) માટે તમઃ પ્રકૃતિવાળના પરમાણુંઓ, અન્નમાં પ્રવિષ્ટ થઇને આપણી મતિમાં ફેરફાર કરે છે, પરંતુ વસ્તુતઃ અને વિશેષ નુકશાનતો તેમની સાથેની સદાની સંગતિથીજ છે. અન્નમાં પ્રવીષ્ટ થયેલા પરમાણું તો બહુજ ન્યૂન અસર કરે છે અને ન્યૂન કાલમાં નિર્જીવ થાય છે. માટે આ આચારવિચાર જૈનવાદિ જેવો અતિ સૂક્ષ્મ છે. તોપણ યુદ્ધ આદિ પ્રસંગ કે પ્રાણહર વિપદ સિવાય ઉક્ત નિયમ પળાય તો લાભપ્રદ છે. શારીરિક બ્રાહ્મણ કરતાં માનસિક બ્રાહ્મણ અતિ શ્રેષ્ઠ છે. શારીરિક બ્રાહ્મણ થવામાં માત્ર શૌચ (સ્નાન) શુદ્ધ અન્ન, શુદ્ધ જલ-પ્રાશનની આવશ્યકતા છે અને માનસિક બ્રાહ્મણ થવામાં વિચાર-શુદ્ધતાની જરૂર છે. મલીન પુરૂષદ્વારા મલીન અન્ન કેટલોક સમય પર્યંત ખાવામાં આવેતો બુદ્ધિમાં પણ મલીનપણું એવો ફેરફાર થાય છે માટેજ આહારમાં શુદ્ધતા રાખવાની જરૂર છે. હાલ માત્ર બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈસ્ય, અને શુદ્રની માત્ર કુળથીજ ગણના થાય છે તેમ નહિ થતાં કુલ, ગુણ અને કર્મ ત્રણે અવલોકવાની જરૂર છે. જન અને દેશની ઉન્નતિ કરતાં દેહાચાર સંબંધિ કંઇ અંતરાય આવેતો તેને દૂર કરવો, પરંતુ તેથી દેશ વિદેશ ગમન વિદ્યા, કળા, અને વિચાર વિનિમય આદિ જન અને દેશ ઉન્નતિ કર આરંભેલાં મહત્ કાર્ય માંડી વાળવાં નહિ. આ વિષયે એટલે દેહભૃષ્ટ અને મનભૃષ્ટ માટે સર્વ આર્ય દેશ-સુધારક ભાઇયોએ તથા વિદ્વજ્જનોએ વિચાર કરી અમુક લાભપ્રદ નિયમ બાંધવા અત્યાવસ્યક છે.

૭ પુરૂષાર્થ અને વિચારથી દેશ-ઉન્નતિ થાય છે માત્ર ખાનપાન અને પોશાકનું અનુકરણ કરવાથી કંઇ લાભ નથી. વેદ, શાસ્ત્ર, શ્રુતિ, સ્મૃતિને નહિ માનતાં, માત્ર એક પ્રત્યક્ષ પ્રમાણનેજ માનવું, એ કેવું ક્ષુદ્ર બુદ્ધિપ્રદ છે. પ્રથમતો એટલુંજ વિચારો કે-પ્રત્યક્ષ કયાંથી આવ્યું ? શી રીતે થયું ? શાથી થયું ! પરંતુ એ વિશે હાલ અપૂર્ણ વિદેશીય કેળવણી પામેલા તરૂણ યુવકોના મગજમાં કયાંથી પ્રશ્ન ઉઠી શકે ? હાલતો અધિકારાનુસાર પોતાની સાંસ્કારિક મતિમાં ઉતરે તેટલું શક્ય, બાકી સઘળું અશક્ય. આ પણ એક વિદ્યાનો દુરૂપયોગ ક્યો કહેવાય.

આ સિવાય અન્ય પણ કેટલાંક ગૌણ કારણ છે. પરંતુ અત્ર સ્થળ સંકોચથી આટલાંજ કથવામાં આવ્યાં છે.

હવે લક્ષ્મીનો યથાર્થ ઉપયોગ ન થવા વિષયે—

૧ લગ્ન પ્રસંગે કેટલોક નિરર્થક અને ઉડાઉ ખરચ થાય છે તે ન થતાં માત્ર સગાસંબંધિયો, મિત્રજનો, દેશહિતૈષી, પુરૂષો વિદ્વજ્જનો, શિષ્ટ બ્રાહ્મણો,

પુરોહિત, અને અન્ય સંભવિત સદ્‌ગૃહસ્થો આદિને આમંત્રણ કરવાં, સ્વયંવર રચવો, વરકન્યાની કુલ, ગુણ વિદ્યા, વય, અને રૂપની તૂલના અને અવલોકન કરી, ઉભયની સંમતિ પૂર્વક શાસ્ત્રાનુસાર અન્યોન્ય સર્વ સભા સમીપ વરમાળા આરોપણ કરવી. સિવાય વિદ્યાર્થી બાલબાલિકાઓનાં વિદ્યા, કળા શિક્ષણ, આપ્ત, વિદ્વજ્જન સાધુ પુરૂષોના પાલન અને શિષ્ટ બ્રહ્મવિત્ બ્રાહ્મણો અને નિરાશ્રિત પુરૂષો અને અતિથિયોના ભોજન અર્પણ નિમિત્તે, લગ્ન–મહોત્સવમાં અમુક યથાશક્તિ વ્યય થવો ઉચિત છે. દેશ અને જન–ઉન્નતિના જે જે સાધનો છે તેને દ્રવ્ય–દાનથી ઉત્તેજીત કરવા. ગોરક્ષા, દુષ્કાલ અને દુષ્ટ રોગ આદિના માટે કંઇપણ રકમ ભરવી ઉચિત છે,–આજ મહાપુણ્યશ્લોક ધન–વ્યય માર્ગ છે બાકી ગુણ, કર્મ, વિદ્યાહીન શ્રીમંત બ્રાહ્મણોની આખી ન્યાત ( ચોર્યાસી ) ને ઉપરાઉપર જમાડવી, રોશની આતશબાજી અને વેશ્યા નાચમાં અપરિમિત દ્રવ્ય વેડફી મારવું, એ યોગ્ય નથી. આપણ એક લક્ષ્મીનો દુરૂપયોગજ કર્યો કહેવાય; માટે આ વિષયે જ્ઞાતિના વિદ્વર્જન પુરૂષે મનન કરી, થતા વ્યયમાં ફેરફાર કરી, યોગ્ય વ્યવસ્થા કરવી અત્યાવશ્યક છે.

૭ મરણ પ્રસંગે પણ માત્ર નામના બ્રાહ્મણોની નાત, શ્રાદ્ધ, તર્પણ આદિમાં અખુટ ખરચ થાય છે તે ન થતાં, માત્ર બ્રહ્મવિત્ સુશિક્ષિત બ્રાહ્મણોને અતિથિયોને, સાધુ પુરૂષોને, અપંગ નિરાશ્રિત પુરૂષોને ભોજન અર્પી સંતોષવા તેમજ નિરાધાર વિદ્યાર્થીઓને પાંડિત્યવેતન,[1] દરદીઓના સ્વાસ્થ્ય માટે યોગ્ય સહાય " " " વગેરેમાં ખરચ કરવું જોઇયે કે જેથી અધિક પુણ્ય થાય. આત્માનું અને દેશનું કલ્યાણ થાય, એવાં શાસ્ત્રો શ્રવણ કરવાં, અને કરાવવાં શ્રાદ્ધ તર્પણ આદિ વિષયે પણ સર્વ વિદ્વર્જન પુરૂષે, વેદશાસ્ત્ર, પુરાણ, સ્મૃતિનીપુણ અને સુશિક્ષિત બ્રાહ્મણોને એકત્ર કરી, નિરાકરણ કરી, અમુક વ્યવસ્થા બાંધવી ઉચિત છે. આ વિષયે પણ અયોગ્ય વ્યવસ્થાથી લક્ષ્મીનો દુરૂપયોગ થાય છે અને યોગ્ય વ્યવસ્થાથી સદ્‌ઉપયોગ થાય છે.

૮ કેટલીક ચાલતી આવતી સંસાર વ્યાવહારિક એવી રૂઢીયો છેકે જેમાં અસંખ્ય દ્રવ્ય વપરાય છે શકિત ન હોવા છતાં, કૃત્રિમ યશ માટે ગજા ઉપરાંત કરજ કરી નાણાં કાઢવામાં આવે છે અને તે કરજ જીંદગી પુરી થતાં, તનતોડ મહેનત કરતાં પણ વાળી શકાતું નથી. કેટલીક કઢંગી રૂઢી અનુસાર આવાં વ્યર્થ ખરચ કરવામાં આખી જીંદગી દારિદ્રયાવસ્થા, ચિન્તા અને શક્તિ ઉપરાંત મજુરી કરવામાં પસાર થાય છે. આવી પાયમાલી અને રંક અવસ્થામાં આણનાર, કેટલીક પૂર્વથી ચાલતી આવતી અધમ રૂઢીયોમાં અવશ્ય

---

૧ સ્કોલરશીપ

ફેરફાર કરવાની જરૂર છે. બહુ ખેદનો વિષય છેકે-કોઇપણ રૂઢીપર કોઇયે અ-વલોકન કરી, કંઇપણ ટીકા કરી, તો તે શા માટે ટીકા કરી ? એ રૂઢી (રીત રીવાજ) માં શું ગુણ દોષ રહેલા છે ? તેનો કોઇપણ વડીલ બંધુઓ વિચાર કરતા નથી અને તેથી પ્રતિકૂલ તેમની નિંદા કરે છે. સમય અને પ્રકૃતિ પ્રમાણે હમેશાં કેટલીક રૂઢીયોમાં કાલક્રમે અવશ્ય ફેરફાર કરવોજ પડે છે. જેવી રીતે આપણે તરૂણ અવસ્થામાં અધિક ખોરાક લેતા હોઇયેતો વૃદ્ધાવસ્થામાં પ્રકૃતિ, શકિત અનુસાર ખોરાક કંઇક ન્યૂન કરવોજ જોઇયે, તેમ નહિ કરતાં જો આપણે રૂઢી અને રીત રીવાજને વળગી રહીયેતો આપણા સ્વાસ્થ્યનો સત્વર અંત આવતાં, આપણા શરીરનો પણ સત્વર વિનાશ થાય. માટે આ વિષયે પણ દેશ સુધારક ભાઇયોએ અવશ્ય વિચારવાનું છે.

વે આજકાલ કોઇનો અભિલાષ અખૂટ દ્રવ્ય ખરચી મેહેલ બાંધવાનો હોય છે તો કોઇનો અભિલાષ ખાનપાન અને પોશાક આદિમાં અખૂટ દ્રવ્ય ખરચી, મોજ મારવાનો હોય છે તો કોઇનો અભિલાષ અખૂટ દ્રવ્ય ખરચી નૃત્ય, વાદ્ય-અંગનાઓને રાખવાનો હોય છે તો કોઇનો રૂપવતિ કામનીયો સાથે સદા ક્રીડા કરવાનો હોય છે તો કોઇનો અભિલાષ અસંખ્ય દ્રવ્ય વેડફી મારી, એ. બી, સી, ડીના અક્ષર અને ચંદ્રક (ચાંદ) મેળવવાનો હોય છે તો કોઇનો અભિલાષ દ્રવ્ય ખરચી સ્વ, પર-જ્ઞાતિમાં મ્હોટાં જમણ અને ચોર્યાસી કરવાનો હોય છે તો કોઇનો અભિલાષ દ્રવ્ય ખરચી, શુદ્રકાર્યરૂપ નોકરી મેળવી, સર્વને બે હાથ ઉંચા કરાવવાનો હોય છે તો કોઇનો અભિલાષ વારંવાર પર-ણવામાં અખુટ દ્રવ્ય હોમ કરી ઉપરાઉપર પત્નિયો ખડકવાનો હોય છે તો કોઇનો અભિલાષ અપૂર્વ દ્રવ્ય ખરચી સંતાનોને બાલવયમાંજ ફેરાફેરવી દેવાનો હોય છે તો કોઇનો અભિલાષ વિદેશીય ખાનપાનાદિનો રંગ લેવાનો અને સુધ-રેલાઓમાં ખપવાનો (ગણાવાનો) હોય છે તો કોઇનો અભિલાષ વિદેશી ભાઇયોની નિંદા અને સ્વદેશી ભાઇયોની સ્તુતિ અને પ્રસંશા કરવાનો હોય છે તો કોઇનો અભિલાષ સ્વાતંત્ર્ય શોધવાને બદલે પરતંત્ર દશામાં નિવાસી, કંગાલ સ્થિતિમાં સદા વ્યાજબી હક માગવાનો હોય છે પણ ઓ પશુવત્ પ્રાણિ ! આ સર્વ મનોરથ ત્હારા માત્ર મિથ્યા પ્રલાપ છે અને ત્હારો ધન, મન-વ્યય પણ ક્ષણભંગ અને નિરર્થક છે પરંતુ ધન અને મન-વ્યયતો આ પ્રમાણે કર્ય—

ક—બાળલગ્ન અટકાવવામાં અને બ્રહ્મચર્યવ્રત પળાવવામાં, અને તત્તઅવસ્થામાં શારીરિક અને માનસિક કેળવણી લેવામાં.

ખ—આર્યબાલ, બાલિકાઓને દેશાટન કરાવી, અને વિદેશ રાખી, વિદેશીય વિદ્યા, કળા, હુન્નર, વ્યાપારાદિનું શિક્ષણ અપાવવામાં,

અને બાહોશ, તરૂણ કળાવાનોને, કારીગરોને, કૃષિકારોને ધર્મોપદેશકોને, પત્રકારોને, ગ્રન્થકારોને, અને વ્યાખ્યાનકારોને આશ્રય અર્પી વિદેશ મોકલવામાં.

ગ—દેશને છેક નષ્ટભ્રષ્ટ કરનાર ત્યાગવા યોગ્ય જૂની રૂઢીયોનો ત્યાગ કરી, દરેક જ્ઞાતિના સર્વાનુમતે અમુક ધોરણ અને નિયમ બાંધવામાં.

ઘ—બ્રહ્મનિષ્ઠ, વિદ્વર્જન સત્પુરૂષોના માટે મંદિર અને સદુપદેશ ગ્રહણ કરવામાં.

ङ—સ્ત્રી વર્ગને તેમને યોગ્ય સૂક્ષ્મ, ધર્મ, નીતિ અને ગૃહ વ્યવહારની વિધવિધ કળાઓની કેળવણી અપાવવામાં.

ચ—સ્વદેશ વિદેશના ગમનાગમનથી વિદ્યા, કળા, કૃષિ, અને વ્યાપાર ઉન્નતિ કરવામાં.

છ—વિધવાઓ માટે અમુક નિયમ બાંધવામાં

જ—સૈનિક, રાજકીય પૂર્ણ કેળવણી અપાવવામાં.

ઝ—સર્વ કાર્યની સિદ્ધિ નિમિત્ત, ભિન્નભિન્ન વિદ્યા, કળા હુન્નર, વ્યાપાર, કૃષિ અને રસાયનિક શોધખોળ " " આદિની ભિન્નભિન્ન શાળાઓ અને સભાઓ અત્ર અને વિદેશમાં સ્થાપન કરવામાં.

ञ—પ્રજા-રાજા અને સ્વદેશી-વિદેશી ભાઇયો સાથે ઐક્ય અગાધ સ્નેહની વૃદ્ધિ થવામાં.

ટ—ધર્મની યોગ્યસંસ્થા બાંધવામાં.

ઠ—સંસાર-સુધારા માટે ખાસ એક જૂદી વિદ્વાનો અને દરેક જ્ઞાતિના અગ્રેસરોની એક નિરાળી સભા સ્થાપવામાં.

ડ—મદ્ય જુગાર આદિ દુષ્ટ વસ્તુઓનો ત્યાગ કરવામાં.

આ સિવાય અન્ય ગૌણ પણ બાબતો છે. આ સર્વ વ્યવસ્થા એકત્ર થઇ મત-ઐક્યથી થવા જરૂર છે. અસ્તુ.



# પ્રકરણ ૧૯ મું.

## ધર્મની સાર્વજનિકતા.

સકલ વિશ્વ-ધારક ધર્મ છે ધર્મ છે એજ
વિષ્નુ છે વિષ્નુ છે એજ નારાયણ છે.
ધર્મથી ચલિતની અધોગતિ છે ધર્મમાં
નિશ્ચલ વિહરનારની ઉર્ધ્વ ગતિ છે.
ધર્મ પ્રાણિ માત્રમાં સ્ફુરે છે અને તેથીજ
પ્રાણિ માત્રના હૃદય (તેથી) દ્રવે છે.

( લ. વ. યાદવ. )



કુસુમ—નાથ! આજનો નિબંધ ધર્મ વિષયપર છે હું વાંચુછું. આપ સાંભળશો. ( કુસુમ વાંચે છે )

ધર્મ, એ શબ્દ આજકાલ જૂદાજૂદા અર્થમાં વપરાય છે પરંતુ એના મૂળ સંસ્કૃત ધાતુને લઇ અર્થ કરતાં,-ધારણ કરવું, ધરવું-એવો અર્થ થાય છે. જે વસ્તુ વિશ્વને ધારણ કરી રહી છે અને જે વસ્તુથી વિશ્વ વ્યાપારવાન છે તેજ વસ્તુ ' ધર્મ ' નામને પ્રદીપિત કરે છે. ધર્મનો આ પ્રમાણે વ્યાખ્યા કરવા જતાં, ધર્મનો મર્મ, આત્મા, સત્ એવો અર્થ સમજાય છે અસ્તુ. હવે આત્મા સત્ એવી વસ્તુ છે કે જે ન્યૂન અધિકાંશે સ્થાવર, જંગમ આકારે અથવા અસ્તિ, ભાતિ, પ્રિય, નામ અને રૂપ એ રૂપે સર્વમાં છે તદ્વત્ ધર્મ પણ છે.

આસ્તિક વાદિ સર્વમાં ધર્મ, ઇશ્વરરૂપે જૂદાજૂદા રૂપો અર્થાત્ બ્રહ્મા, વિષ્નુ, મહેશ, ગણેશ, શક્તિ, આદિ નામો ધારણ કરી વસે છે. કેટલાકમાં આકારરૂપે, ( પ્રતિમારૂપે ) કેટલાકમાં નિરાકારરૂપે હૃદયાકાશમાં મહદાકાશમાં વસે છે કેટલાક શરીરરૂપે, ઇન્દ્રિયરૂપે, પ્રાણરૂપે, મનરૂપે, બુદ્ધિરૂપે, શુન્યરૂપે, જ્ઞાનરૂપે અને અનુભવરૂપે તેનું પૂજન, અર્ચન, સ્તવન, સ્મરણ કર્યા કરે છે.

નાસ્તિકવાદી, શૂન્યવાદી,-ઇશ્વર નથી, શૂન્ય છે-એ સત્તાને માનીને પણ ધર્મ-કર્મ આદરે છે. અસ્તુ.

ત્યારે ધર્મ એટલે શું ?-એક એવી સત્તા કે જે સર્વ મનુષ્યમાં પ્રાધાન્યપણે સ્ફુરે છે અને જે મનુષ્યનું જીવન છે, એમ કહિયે તો ચાલે.

હવે ધર્મ જો કેવળ સતરૂપે, આત્મારૂપે હોયતો તેનું ઐકય હોવું જોઇયે પરંતુ તેમ નથી. ધર્મ,-જીવ ઇશ્વર બેઉમાં છે સત્વ, રજ, તમ, એ તેમની ઉપાધિઓ છે. માટે જીવની જૂદી જૂદી ઉપાધિયો હોઇને તેમના ધર્મ પણ જૂદા જૂદા હોય છે.

મનુષ્યના કર્મ શામાટે ભિન્નભિન્ન છે ? તેમનાં વ્યાવહારિક જૂદા જૂદા ધર્મ છે માટે. જૂદા જૂદા ધર્મ શા માટે છે ? તેમની જૂદી જૂદી વાસના છે માટે. વાસનાનું, ધર્મનું અને કર્મનું ઐકય કેવીરીતે બંધાય ? વ્યાખ્યાન આપવાથી ? નહિ. સભાઓ સ્થાપવાથી ? નહિ. ત્યારે સંપથી ? નહિ. ત્યારે શાથી ?—

માત્ર સ્વદેશીય વિદેશીય ધાર્મિક, વ્યાવહારિક—પરમાર્થિક સૂક્ષ્મ કેળવણી લેવાથી.

હજારો વ્યાખ્યાનથી, હજારો દ્રષ્ટાંતથી, વર્ત્તમાન અજ્ઞજન-સમૂહ સુધરવાનો નહિ અને પોતાનો ગમે તેવો, ( મનુષ્યનું દેવિને બળીદાન આપવા જેવો ) ક્રુર, પાપી ધર્મ પણ કદિ મુકવાનો નહિ, વળી જ્ઞાતિનો ચાલતો આવતો કુરધારો પણ પ્રાણ જતાં લગી પાળે જવાનો. કારણ શું ? ધર્માધર્મ, સત્યાસત્ય, અને ન્યાયાન્યાય શું ? હેતું, તેને, સૂક્ષ્મ કેળવણી લીધેલી નહિ હોવાથી, ભાન નથી. માટે તેમની પાસે ઉચ્ચ ધર્મ, કર્મ પળાવવાનો, સર્વથી ઉત્તમ ઉપાય ( વીસ વરસ પહેલાંનો હિંદુસ્તાનનો દાખલો અવલોકી ) માત્ર એજ છેકે-તેમને સ્વદેશીય વિદેશીય ઉચ્ચ પ્રકારની ધાર્મિક નૈતિક, વિદ્યા, કળા, હુનર, વ્યાપાર આદિની સૂક્ષ્મ કેળવણી અપાવવી. કેળવણી લીધા પશ્ચાત તેઓ પોતેજ અધિકાર અનુસાર, આ દ્રશ્ય બ્રહ્માન્ડમાંથી ગમે તે ઉચ્ચ ધર્મ સ્વીકારી લેશે. ઉપદેશ અને વ્યાખ્યાન પણ તેમને ત્યારેજ અસર કરી શકશે.

અલબત, અજ્ઞાની વર્ગ કેળવાયેલા વર્ગ કરતાં વ્યાખ્યાન ઉપદેશથી સત્વર એક બાજુએ દોરવાઇ જાય છે એ સત્ય છે પરંતુ એથી શુ લાભ ? 'પઢો તો પોપટ શ્રી ભગવાન' એને તો ગમે તે કોઇ હાવશું શીખવશે તેમ તે શીખશે.-એથી તો લાભને બદલે ઉલટી હાની છે.

પ્રથમતો વિદ્યા વા કેળવણીનેજ આપણી ઇશ્વરી વા ધર્મ માતા લેખવી, ત્યારબાદ 'વિચાર' ને અસ્તિત્વમાં રમણસ્થાન આપવું, તદનતર જડ-ચેતન,

ભાઇ-અંતઃ સ્થૂલ-સૂક્ષ્મ, સાકાર-નિરાકાર, સ્વાર્થ-પરમાર્થ, સત્-અસત્ એ વિષયોને આપણા પ્રાચીન અને વર્તમાન-વિદ્વાનોના વિચારથી તોળી જોવા, તેમાંથી જે સાર, સત્વ નીકળે તેનું ગ્રહણ કરવું અને અસાર, નિઃસત્વ નિકળે તેનો ત્યાગ કરવો.

સર્વને કેળવણીથીજ ધર્મની, સંસાર સુધારાની પસંદગી કરવા દયો. કારણકે તે સિવાય તો તમારા ધર્મ, ભાષા-ઐકય વિષયપર આપેલાં વ્યાખ્યાન, ઉપદેશ, ભવૈયાની ભુંગળ નાદ જેવા છે. અસ્તુ.

ચેતન તત્વના આશ્રયેજ કર્મ સ્ફુર્ણાયમાન, ગતિવાન છે અને ચેતન તત્વમાં ભિન્નત્વ નથી. ભિન્નભિન્ન કર્મથી ભિન્નભિન્ન મતિ ઉપજી, ભિન્નભિન્ન મતિથી ભિન્નભિન્ન ભાષા થઇ, અને ભિન્નભિન્ન ભાષાથી ગુણ કર્માનુસાર, ભિન્નભિન્ન શબ્દ સંજ્ઞા થઇ. આ ઉપરથી એમ સિદ્ધ થયું કે-જગત નિયંતા ઉપાસિક પરમેશ્વર સર્વ હિન્દુ, મુસલમાન, પારસી, અને ઇગ્રેજ આદિ સર્વ ભાઇયોનો એકજ છે માત્ર નામ, રૂપ સંજ્ઞાગાંજ મતિ, કર્મ, ભાષા ભિન્ન હોવાથી ભિન્નત્વ થયું; માટે સર્વ ભાઇયો અન્યોન્ય વિના સમજ ધર્મ માટે લડી મરે છે તેમાં દેશની અને જન-સમૂહની પાયમાલી થાય છે અન્યોન્યમાં વૈર બંધાય છે તેથી સુખ ભાનુનો અસ્ત થાય છે. કોઇપણ ભાઇ કહેશો કે-ઇશ્વર અનેક છે ? નહિ. ઇશ્વર અનેક નથી પણ એકજ છે. જો અનેક હોયતો અન્યોન્ય લડી મરે. ધારો કે અનેક અને અસંખ્ય છે તો તે ગુણ, કર્મ અને સ્વભાવ, સ્વરૂપમાં એકજ હોવાથી એકજ છે. ભિન્ન કર્મ, ગુણ સ્વરૂપવાળા અનેક ઇશ્વર સિદ્ધજ ન થઇ શકે. માટે ઇશ્વર એકજ છે અને આપણ સર્વ ભાઇયો તે એકજ ઇશ્વરનું ભિન્નભિન્ન નામથી ભજન કરીયે છિયે. માટે પ્રિય સ્વદેશી ભાઇયો ! આપ સર્વ ધર્મ અર્થે શામાટે નિરર્થક લડી પડો છો ! વેદાંતનું શ્રવણ, મનન, અધ્યયન અને નિદિધ્યાસનકરો એટલે તમારી દ્વેષી દ્વૈત ભાવના નષ્ટ થશે.

आत्मवत् सर्व भूतेषु यः पश्यति स पश्यति ।
अहिंसा सत्यास्तेय ब्रह्मचर्या परिग्रहायमाः ।
शौच संतोष तप स्वाध्यायेश्वर प्रणिधानानि नियमाः ।
धृतिः क्षमाः दमोस्तेयं शौचमिंद्रिय निग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्म लक्षणम् ॥

ઉકત દશ ધર્મ લક્ષણ, યમ, નિયમ આદિનો સર્વ ભિન્નભિન્ન ધર્મ પંથશાખાઓના અંતઃકરણ નિષ્પક્ષપાતે સ્વીકાર કરે છે. ભેદ માત્ર બુદ્ધિ-અનુસાર ઉપાસનામાં, આચારમાં અને નામ, સંજ્ઞા રૂપમાં છે.

આજકાલ ધર્મપંથ અધિક વધી પડ્યા છે. ભિન્નભિન્ન મતિ અનુસાર (મનુષ્યથી) ધર્મ પણ ભિન્નભિન્ન યોજાએલા છે, અને યોજાતા જાય છે. કંઇક દૈવિક પ્રભાથીજ ધર્મ વિષય પરત્વેની ઉન્નતિ–અવનતિ પર સર્વ કોઈને લાગણિ થયાંજ કરે છે. માટે ધર્મ વિષયપર સર્વની મતિ ભિન્નભિન્ન હોવાથી સૂક્ષ્મ કેળવણી વિના તેની એકતા થવી અતિ દુર્ઘટ છે પરંતુ એની એકતાનું ઔષધ, પ્રથમ યથાર્થ કેળવણીથી મનને પરિપૂર્ણ સંસ્કારી કરવું, સૂક્ષ્મ કરવું, પશ્ચાત્ અધ્યાત્મ જ્ઞાનના શાસ્ત્રોનું અધ્યયન કરવું—એછે.

ઉપાસના માર્ગનો સ્વધર્માનુસાર રીતિયે સ્વીકાર કરતાં, એટલુંજ કહેવાનું કે—અહિંસા, નીતિ, સત્ય, વિવેક, અને વિદ્યા એની એકતાતો સર્વ પંથમાં એક સરખીજ છે અને એ સર્વ મત–પંથવાળાઓને માન્ય પણ છે. માટે ફક્ત ઉપાસનાની રીતિ નિરાળી હોવાથી મનુષ્ય ભ્રાતૃત્વને નિંદવું શા માટે? અહિંસા, નીતિ, સત્ય, વિવેક અને વિદ્યા, એનું પાલન ધર્માનુસાર સર્વ ભાઈયોએ કરવું અત્યાવશ્ક છે અને એજ વર્ત્તન ઇશ્વર, ગુરૂ–આજ્ઞા પાલન છે. એમાંજ સર્વ ભાઇયોની ઉન્નતિ છે. સર્વ ધર્મમાં જેનું માહાત્મ્ય એકસરખું અપ્રતિમ પ્રદીપિત હોય, તેને વૃથા કોણ કહિ શકે? જ્યારે ઉક્ત આજ્ઞા સર્વ ધર્મમાં પ્રતીયમાન છે અને આ લોક પરલોકમાં શ્રેય કરે છે ત્યારે પ્રાણાંત સુધી પણ શામાટે તેનો અંગીકાર ન કરવો? અને અહિંસા આજ્ઞાને અનુસરી શામાટે સર્વ મનુષ્ય ભાઇયો સાથે ભ્રાતૃ ભાવે ન વર્ત્તવું?

શું રામ, ક્રાઇસ્ટ, પેંગંબર, તીર્થંકર મહાત્માઓએ ઉક્ત આજ્ઞાઓને નીંદી છે? શું શાસ્ત્રોને અવલોક્યા પહેલાં પણ તેમાં કંઇ દૈવિ ચમત્કૃતિ છે એવું આપણને અંતરથી અંતઃસ્થે સ્વાભાવિકપણે નથી સૂચવ્યું? અને નથી સૂચવતા?–કે આ પાપ છે આ પુણ્ય છે આ કરીશ તો દુઃખી થઇશ આ કરીશતો સુખી થઇશ, છતાં વિષયાસક્ત મન ગમે તેમ વર્તી દુઃખી થાય છે. અસ્તુ. કર્માનુસાર મનુષ્ય આકૃતિ, મતિ ભિન્ન હોય છે તો ભાષાભિન્ન કેમ ન હોય? ભાષાભિન્ન હોય ત્યારે નામ સંજ્ઞાભિન્ન કેમ ન હોય? પરંતુ સર્વ આંખવડેજ જુએ છે કાનવડેજ સાંભળે છે અને એ બેઉનો અધિષ્ઠાન પણ એકજ છે. જ્યારે અધિષ્ટાન સર્વનો એકજ છે ત્યારે આજ્ઞાભિન્ન ક્યાંથી હોય! માટે ભાઇયો! ઇશ્વર-આજ્ઞા અને તેના પાલનમાંતો આપણ સર્વ સગાભાઇયો જેવાજ છિયે. હવે માત્ર ઓરમાન ભાઇપણું આપણું ઉપાસનામાં છે. કોઇ પ્રકૃત સુધારાવાળા પ્રશ્ન કરેકે–ઉપરની આજ્ઞા સ્વીકારમાં ભક્તિ આવી ગઇ, હવે વળી કઇ ઉપાસના બાકી રહી? તેના ઉત્તરમાં—

ગુરૂ, રાજા, માતાપિતા, આદિની આજ્ઞા પાલન કરવા છતાં નમેલા હોવાછતાં, નમન કરીયે છિયે, હાથ જોડીયે છિયે, સમક્ષ હોવાથી તેમનું સે

વન કરીયે છિયે, પ્રેમ સ્ફુરણ થતાં ચિંતવન કરતા કરતા પદ જોડી ગુણ ગા-ઇયે છિયે. આ સિવાય કોઇ દુઃખપ્રદ નિંદ્ય કાર્ય આરંભતા અગાઉ અંતર્યામિ પ્રભુ અટકાવે છે ભય દર્શાવે છે તેના ઉપકારના બદલામાં પણ અવશ્ય તેની ઉપાસના કરવી જોઇયે. માટે ઉપાસના પણ નિરર્થક નથી. વળી અંતર્યામિ પ્રભુ કે જે સર્વદા શ્રેય અને સુખમાર્ગમાંજ સદા અદૃશ્યપણે પુષ્ટી અર્પે છે તેની સમીપસ્થ થવામાં, તેની ભક્તિમાં કોને નુકશાન થાય ? અર્થાત્ સર્વને લાભપ્રદજ છે.

વળી ઉપાસનામાં પણ એકતાનજ થઇ. ફક્ત જેમ ભાષાનું જૂદાપણું, તેમ નામ માત્રનું જૂદાપણું રહ્યું, રહસ્યતો એકજ થયું. નાસ્તિક વાદીયો ઉપ-રની આજ્ઞાનોજ માત્ર સ્વીકાર કરે છે તોપણ આપણા ભાઇજ છે, કારણકે ચિદાભાસરૂપ મન, શરીરના ક્રમણ વિના ક્રિયા થતી નથી.

કોઇ કોઇ મુગ્ધ સહૃદયતો પોતાની જ્ઞાતિ નહોવા છતાં, અલ્પજન્તુ, પ્રાણિયો, પશુઓ, વૃક્ષો પ્રતિ પણ સ્નેહથી દ્રવે છે તો ભાઇયો ! મનુષ્ય સાથે મનુષ્ય ભાઇમાં પણ ભિન્નભાવ અને દ્વેષ ! આહા !

**वसुधैव कुटुम्बकम् ।**

મહાત્માને સઘળું જગત્ કુટુમ્બરૂપ છે—એ મહા વાક્યનું સ્મરણ કરો, અને સર્વ સાથે સર્વ પ્રકારે ઈર્ષા દ્વેષનો ત્યાગ કરી ભ્રાતૃ ભાવ રાખો. જુવો ધર્મનું માહાત્મ્ય અને સ્વરૂપ—

**धर्म एव परंब्रह्म सत्यंच परमंतपः ।**
**धर्म एव परामुक्ति धर्म एव परागतिः ॥**

અસ્તુ.



# પ્રકરણ ૨૦ મું

## કર્મ, ફલ અને ન્યાસ.



કુસુમ—નાથ ! આ વિષય કર્મ, ફલ અને ન્યાસનોછે. વાંચવા આજ્ઞા લઉછું આપ શ્રવણ કરશો. ( કુસુમ વાંચે છે. )

જ્યાં સુધી શરીરમાં પ્રાણનું અંતઃ પ્રાણવહન છે ત્યાં સુધી કોઇપણ જીવન કર્મ રહિત નથી. આથી એમ સિદ્ધ થયું કે–જ્યાં સુધી પ્રાણનું સ્ફુરણ છે અથવા તો પ્રાણના સ્ફુરણનું ભાન છે ત્યાં સુધી કોઇ ક્રિયાથી રહિત નથી. જ્યાં સુધી પ્રાણ છે ત્યાં સુધી સર્વ કોઇ ક્રિયાવાન છે માટે જીવન ધારી સર્વે સદ્દ્કર્મ કરવાં. અજ્ઞાન અને અપકવ દશામાં પ્રાણ અને શરીરનો ત્યાગ કરવાથી, મનઅધીન કર્મનો ત્યાગ થતો નથી અને તેથી વિપર્યય પ્રાણ અને શરીરને ત્યાગવામાં દારૂણ કષ્ટ થાય છે એ અધિકમાં છે. અને પુનઃ તેવાંજ પ્રાણ અને શરીર પ્રતીતિમાં આવે છે–મળે છે વળી **कुर्वन्नेह कर्माणि जिजिविच्छेतः समाः** આથી પણ કર્મ કરવાં એ સિદ્ધ થાય છે. હવે પ્રશ્ન એ રહે છેકે–કેવાં કર્મ કરવાં કે જેથી અક્ષય આનંદ, લાભ પ્રાપ્ત થાય ? તેના ઉત્તરમાં એજ કહેવાનું કે–સદ્દશાસ્ત્રસૂચિત કર્મજ શ્રેયસ્કર છે અને તેથી પ્રતિકૂલ કર્મ આ જન્મમાં કષ્ટદાયી છે. પ્રથમતો શાસ્ત્ર વિરૂદ્ધ જે જે કર્મ તમે આદરો છો તેમાં તમને ભય, શંકા, શોક, લજ્જા, ધિઃકાર, અને કંપ જેવું કંઇ અંતર્યામિ પ્રતિથી થાય છે છતાં તમે નિષ્ઠુર, મૂઢ અને અંધબની તત્કાર્યમાં પ્રવર્તો છો. આથી તમને પ્રત્યક્ષ ખબર પડતો નથી, પરંતુ તમારૂં તન, મન ભ્રષ્ટ અને કૃશ થાય છે છતાં તમે નિંદ્ય કર્મમાં પ્રવર્ત રહેવાથી તમારા અંતર્યામિ પ્રતિથી આવતા ઉપદેશાત્મક જ્ઞાન પ્રભા–કિરણ, કથનપર તિમિર વા પ્રદર પથરાઇ જાય છે અને તેથી તમને પ્રથમની પેઠે મળતો શુદ્ધ ઉપદેશ બંધ પડી જાય છે. આ હાનીથી તમને કેટકેટલા જન્મમાં કેટકેટલું કષ્ટ સહન અને વહન કરવું પડે છે તેની કલ્પના પણ ત્રાસપ્રદ છે. અસ્તુ.

હવે શાસ્ત્ર વિરૂદ્ધ કર્મથી શો શી હાની થાય છે તેનું કંઇક વિવરણ કરીયે. શાસ્ત્ર સૂચિત પતિવૃતનો અને ગ્રહાશ્રમ ન માંડયો હોયતો બ્રહ્મચર્યવ્રતનો કામને વશ થઇ, ભંગ કરવાથી વિધવિધ રોગ થાય છે, તન અને મન પતિત અને ભૃષ્ટ થાય છે વટલાય છે વીર્યહીન, સત્વહીન થાય છે. ધન, પ્રતિષ્ઠા અને દાંપત્ય સ્નેહનું ઉન્મૂલન થાય છે અને અંતર્યામિ ઇષ્ટ પ્રતિથી, પ્રકોપ પ્રકટતાં, દરેક કાર્ય પ્રવૃત્તિ પરત્વે મળતી શુદ્ધ સ્ફુર્ણાનો સનાતન લોપ થાય છે. પરંતુ જેવી અસ્થાને કામવૃત્તિ પ્રદીપ્ત થઇ તેવીજ જો તેને અંતર્યામિની પ્રેરણાને શરણુ થઇ, તેમની દીપ્તિવડે પરદારા ( પરસ્ત્રી ) પ્રતિ જતી અટકાવી રાખી, સ્વકીકા ( પોતાની સ્ત્રી ) ના યોગથી શાંત પમાડી હોયતો તેથી શાસ્ત્ર મર્યાદા સચવાય, અને કામવૃત્તિ પણ પોતાનું શાંતભવન મળી આવવાથી શનૈઃ શનૈઃ સમય આવતાં ઉપરામ પામી જાય. ( કૂમાર્ગે જતી કામવૃત્તિને પરાસ્ત કે યોગ્ય સ્થલે શાંત પમાડયા પછી થોડો સમય એ સંબંધિ સમ્યક વિચારમાં ગાળવો. ) આ પ્રમાણે કામવૃત્તિને શિથિલ, સ્વવશ કરવાના અભ્યાસથી અંતઃકરણમાંથી શું અપૂર્વ આનંદ ઉદ્દભવે છે તેનું તેના અનુભોક્તાનેજ જ્ઞાન હોય છે. તેજ પ્રમાણે ક્રોધ, લોભ, અને મોહનું પણ સમજી લેવું. એ ચારમાંથી એકપર પૂર્ણ જય મેળવ્યો તો અન્ય ત્રણ પણ અલ્પકાલમાં વશ થઇ જાય છે. સમ્યક જ્ઞાન, વિવેકના અભ્યાસથી સર્વ કાંઇ સિદ્ધ થઇ શકે છે. વિવેક સાથે કોઇ કાર્ય આરંભ્યું હોયતો મહાન કાર્ય પણ સરલ જેવું પ્રતીત થાય છે અસ્તુ. શાસ્ત્ર સૂચિત કર્મમાં પ્રવૃત્તિ એજ કર્તવ્ય, અને જ્યાં સુધી પ્રાણ અને શરીર પ્રતીતિ છે ત્યાં સુધી કર્તવ્યની પણ આવશ્યકતા છે. હવે કર્તવ્યમાં અહંબુદ્ધિના ત્યાગ વિષયે કંઇક વિવેચીયે.

શરીર, પ્રાણ અને મન માટેજ કર્તવ્ય કર્મ છે અને શરીર, પ્રાણ, મનજ પોતા માટે કર્મ કરે છે તેમાં જે સત્ સત્તા છે અને જે વડે કર્મ કરાય છે તેતો અકર્ત્તા, અભોક્તા અને નિત્ય છે. પ્રાણ અને મન એ સત્તાનું રૂપ નથી તેમજ શરીરનો પણ એ સત્તામાં અવકાશ નથી ત્યારેતો સત્તાનો આભાસ ગ્રહીને પ્રાણ, મન,–હું આ કર્મ કરૂં છું–એવો અહંભાવ ધરે છે. હવે આકાશથી લઇ પૃથ્વી અને મનથી લઇ ઇન્દ્રિય પર્યંત સર્વ સ્થૂલ, સૂક્ષ્મ–સમાજ સઘળો હારો ( આત્માનો ) વિવર્ત્ત છે સદૈવ હને પ્રાપ્તજ છે. ત્યારે હને શું અપ્રાપ્ત છેકે જેને માટે હું વૃથા શ્રમ ઉઠાવે છે અને કર્તવ્યપણું ધારણ કરે છે. શું હારા નિત્ય સત્–ચિત–આનંદ અંશથી તૃપ્ત નથી ? કે હને મિથ્યા અને અસત્ નામ, રૂપ અંશપર મોહ થાય છે. એ પણ સ્વપ્નમાં હારી પ્રતીતિની પેઠેજ છે એમજ સમજ. હારા નિરાકાર એ ત્રણ અંશજ સાકારરૂપે પ્રતીતિમાં આવે છે માટે એ સાકાર અંશને મિથ્યા પૃથક્ માની, તેમાં મોહ

ધર નહિ. મનજ ત્હારી સત્તા લઇને શરીરનું પ્રાણમું અન્ન અને વાયુથી પોષણ કરે છે.

( કોઇ વિષય વસ્તુ તરફ બલાત્કાર થવો ન જોઇયે, પરંતુ બલાત્કાર કરવાનો, થવાનો સમયજ ન આવે, એવી સંસાર–સુધારા નિમિત્તે સંસ્થા બાંધવી ઉચિત છે. )

ત્હેમાં ત્હારે શું ? અને તે મન પણ કોણ છે ? પ્રાણ પણ કોણ છે ? શરીર પણ કોણ છે ? સર્વ ત્હુંજ ત્હું છે. સ્વપ્નમાં, જાગ્રતમાં, કદિપણ નહિ જોયેલ તેવાં નગર, પર્વત, સમુદ્રની વિધવિધ નામરૂપ રચના કોણ કરે છે ? તે તુંજ ત્હારામાંથી ત્હારારૂપે. તેમ જાગ્રતમાં પણ ત્હુંજ તારામાંથી ત્હારારૂપે. સમુદ્રમાં પણ તુંજ લેહેરો, તરંગ, ફીણ, પરપોટા આદિ ભિન્નભિન્ન નામરૂપ ધારણ કરે છે. વૃક્ષમાં પત્ર, ફળ, ફુલ, ડાળાં અને રસ આદિ નામરૂપ ધારણ કરે છે માટે ત્હારામાં ત્હને અહંપણું શું ? શાસ્ત્ર નિષિદ્ધ કર્મમાં પ્રવૃત્તિતો પાપી પ્રાણિયો જે પોતે પોતાને ભૂલી ગયા છે અને કર્ત્તા–ભોક્તામાં અહંપણું, એકદેશીયપણું માની બેઠા છે તેમને વાસ્તે છે. માટે જ્યાંસુધી પ્રારબ્ધનો ક્ષય થયો નથી. અર્થાત્ મન, પ્રાણ, ઇન્દ્રિય, અને શરીરનો પ્રતીતિ છે ત્યાં સુધી શ્રી કૃષ્ણ પરમાત્માના આશયને અવલંબી આસક્તિ રહિત, શાસ્ત્ર સૂચિત કર્ત્તવ્યમાં પ્રવર્ત્તમાન થાવ. એ પ્રમાણે શનૈઃ શનૈઃ ભવાટવીમાં સંક્રમણ કરતાં કરતાં, ઇષ્ટ પ્રસાદિ પ્રાપ્ત થતાં, પ્રારબ્ધનો ક્ષય થઇ, મન અને શરીરની પ્રતીતિની નિવૃત્તિ થશે, અને અખણ્ડાનંદમાં વિરમાશે. અસ્તુ. જેટલી કર્મ–વ્યવસ્થા છે તેટલી સર્વ પુરૂષ–પ્રયત્ન અધીન છે અને જેટલી ફલ, પ્રારબ્ધ, પરિણામ વ્યવસ્થા છે તેટલી ઇશ્વરાધીન છે. કર્મ વ્યવસ્થા મનઅધીન છે પ્રારબ્ધ વ્યવસ્થા બુદ્ધિ અધીન છે. કોઇ કાર્ય કોઇ મનુષ્યથી કરોડો યત્ને પણ સિદ્ધ થતું નથી તે યત્ન વગર થાય છે. આ ઉપરથી એમ સિદ્ધ થાયછેકે–ફલ–વ્યવસ્થા ઇશ્વરાધિન છે. હવે જેની પાસે ફલ–વ્યવસ્થા છે તેની પાસેજ બીજ (કર્મ) વ્યવસ્થા છે કારણકે બીજ હતું તો ફળ થયું છે. અને બીજ છે તો ફળ છે. ફળ અને બીજ ભિન્ન નથી તેથી કર્મ–વ્યવસ્થા પણ ઇશ્વર અધીન છે. માટે પુરૂષે,–આ કામ હું કરૂંછું અને તેનું આજ પરિણામ આવશે. એવું મમત્વપણું, અહંપણું શામાટે ધારણ કરવું ? પરંતુ કર્મ અને તેનાં ફલ ઇશ્વરાધિન સમજી અને તેમનેજ સમર્પિત કરી શાસ્ત્રસૂચિત સર્વ કર્મ કરવામાં આવેતો તેથી સત્વર અંતર્યામિનો સાક્ષાત્કાર થતાં જીવનમુક્ત પદને પમાય. આ વિવેકના ઉદયનેજ સર્વ શાસ્ત્રકારો, આમજનો સર્વ કર્મનો ( કર્મ કરવા છતાં ) ન્યાસ કહે છે અને ત્યારેજ કોઇ કર્મ ત્હેને બંધન કરતું નથી.

જેટલું કષ્ટ પરદારા ગ્રહણમાં છે તેટલું કષ્ટ પર-દારા ત્યાગમાં નથી. પર-દારા ત્યાગમાં માત્ર મનને શાસ્ત્રમર્યાદા, ધર્મ, નીતિરૂપ ઉપદેશથી સમજાવવું એટલુંજ છે તેતો જ્યારે આપણે કુલ, ધર્મ, શાસ્ત્ર, લોક-લજ્જા, વડીલો પાર્જીત પ્રતિષ્ઠા, પતિપ્રેમ, આદિ વિષયો મન સન્મુખ ખડા ( પ્રકટ ) કરી, મનને ઉપદેશીયે, તેમ છતાં પણ મન શાંત ન પામે તો સ્વપતિસહ પ્રણય સુરત સમાગમ, ક્રીડા આદિથી અથવાતો ધર્માત્મા પુરૂષોના ચરિતના સ્મરણ, અવલોકનથી અને તેમ છતાં પણ મન શાંત ન પામેતો ઉપરાઉપર પુરક, રેચક અને કુંભકરૂપ, પ્રાણાયામ કરવાથી મન સત્વર શાંત પામે છે. એ પ્રમાણે મનના નિંધ વિષય વસ્તુ પ્રતિના વેગને માત્ર બે ચારવાર અટકાવવાથી, પછી મનને એવો સ્વતઃ અભ્યાસજ પડી જાય છે કે-અસંખ્ય સ્વરૂપ વિશિષ્ટા પર-દારાઓના સમૂહમાં પણ તેનું મન વિકારવાન થતું નથી; માટે પરદારાના ત્યાગમાં કષ્ટતો કિંચિતકાલ છે પરંતુ આનંદતો અપુર્વ અને જીવન પર્યંત છે. આ પ્રમાણે જેને અભ્યાસ નથી તેવા શઠ પુરૂષનું ચિત્ત દરેક સ્વરૂપ વિશિષ્ટા રતિ અવલોકી કે દુઃખિત થાય છે. માટે જરા કષ્ટ અર્થે મનુષ્યને જીવન પર્યંત દુરાચારના અખાડામાં નીતિ ભ્રષ્ટ, ધર્મ ભ્રષ્ટ, પતિવ્રત ભ્રષ્ટ, પ્રતિષ્ટા ભ્રષ્ટ, તન અને મન ભ્રષ્ટ, અધમનર, પાપી અને નિંદાપાત્ર થવું પડે છે એટલુંજ નહિ, પણ એમાં કષ્ટ કેટલું છે ?—

માતાપિતા, લોક, વડીલના ભય અને લજ્જાથી આપણે ભયભીત રહેવું પડે છે તેની સાથે વળી પ્રતિપક્ષીય મનુષ્યથી તો અધિક ભય રાખવો પડે છે. આથી મન સઘળો સમય ભયમાં રહેવાથી અને તેમાં પસાર થવાથી દીનપ્રતિદીન કૃશ થતું જાય છે. શેષ કંઇક મનનું સ્વાસ્થ્ય રહ્યું હોય, તે તેની સાથેના ભ્રષ્ટાચાર અને વિયોગના ચિંતનમાં પૂર્ણ ક્ષય પામી જાય છે. રોગભય, તનક્ષય, મનક્ષય, અને ધનવ્યય થાય છે વળી પકડાઇ જવાય છે કે વાર્ત્તા પ્રસિદ્ધિમાં આવે છે ત્યારે તો મરણ પ્રાયઃ દુઃખ થાય છે. આવું નિઃસીમ કષ્ટ છતાં પણ કોણ જાણે શું દુર્દૈવ છેકે શઠપુરૂષો પતિવ્રત અને શાસ્ત્ર મર્યાદાનું ઉન્મૂલન કરે છે. ક્રોધ, લોભ અને મોહ વિષયે આ પ્રમાણે સમજી લેવું. અસ્તુ.



# પ્રકરણ ૨૧ મું.



## જડ ચેતન-જ્ઞાન.

## KNOWLEDGE OF MATTER & MIND.



Sarasvatichandra—Kusum ! hear with attention the knowledge of Matter & Mind.

Universally true knowledge common to Matter and mind:—

a Mathematics i-e. Arithmetic, Algebra, Geometry, Trigonometry, integral and differential calculus ( abstract knowledge of forces. )

b Logic i e. Deruction, Induction, Defination Observation, all for truth.

Knowledge of Matter.

I Weightless matter i-e. Forces—

a Heat, Light, Electricity, Magnatism & nerve force.

II Knowledge of weighty matter

a Knowledge of solid, Statics, Dynamies, Mechanics, various useful arts like

Joinary sculpture gravitation terrestrial and selestial „ „ „ „ ;

b. Knowledge of Liquid:—Hydrostatics, Hydrodynamics i.e. Motion of water Floating, Streams, Sea.

Knowledge of light or Heat:-Pneumatics, Musics, Optics.

Knowledge of Light or Heat:-Thermies, Electries, Magnatics, Cephanies ( nerve force )

All this equal to Molar Physics. Molicular physics equal to knowledge of moliculs i.e. Cohhision, Addition, Attraction, Fraction, Abstraction, Atoms of matter.

III. Two moliculs, as,- Ice+Heat = Water. Water+Heat = Vavour. Vavour-Heat = Water. Water-Heat = Ice or sulphar Atom+Copper Atom+Heat = Sulphate of Copper = A quite different form i.e. Chemical force.

a Inorgavic Chemistry of Minerals involving Mineralogy and metals involving Metrology; Industries, as dyeing „ „ Photography i-e. Chemistry of Heat, Light, Electricity Magnatism, Nerve force, as seen in concrete examples.

b Organic Chemistry.

IV Byology i-e. knowledge of life.

a Plant life i-e. Anatomy, Physiology Hygine, Pathogenisis, Pathology,

Therapenties involving agriculture, Horticulture „ „ Botany „ „

b Animal life i·e. zoology, Geography. Anotomy, Physiology, Hygine, Pathology Therapenties, Materia Medica Pharmacopia. All this involving men and animals like, fishes, birds, raptuals, quadrupeds „ „ „

V Knowledge of Mind, involving Ethics, Esthenies, Calisthenies, Education, Ethnography, Ethology, Sociology, Politics, Economies, Jurisprudence, Law. So far we have got universally true knowledge, common to mind and matter, as well as that special to either of them.
True literature and fine Arts

1 Grammar 2 Rhetoric i-e. Naration, Description, Exition, Eloquence and Poetry.

Fine Arts–1 Poetry 2 Music. 3 Painting 4 Sculpture 5 Architecture–All this sorts of knowledge may be called abstract or concrete sciences or universally admitted abstract sciences and complete arts.

As all men are animals, but all animals are not men: So all sciences and arts are branches of knowledge, but every branch of knowledge is not necessarily a science or an art as many sorts of Ideational theology, Metaphysics, Palmistry, Astrology Divining, clairvoiyance; Ultimate object of all the branches of knowledge is nothing but happiness.

આ પ્રમાણે, સરસ્વતીચંદ્ર જડ-ચેતન વિષયે ઇંગ્રેજીમાં વિવરણ ચલાવે છે તેવામાં એક નોકર આવી, ટપાલના કાગળોનું બંડલ મેજપર મુકે છે. સરસ્વતીચંદ્ર વિવરણ બંધ કરી, એક પછી એક ટપાલના કાગળો વાંચે છે. વાંચતાં વાંચતાં એક કાગળ તરફ હસિત મુદ્રાયે વિશેષ અવલોકન કરી, કુસુમ પ્રતિ કહે છેઃ—

કુસુમ ! ખુશખબર ?

**કુસુમ**—શાની ?

**સર૦**—મ્હારા પિતાશ્રી આવે છે. તેમનો આ પત્ર છે. સાંભળ વાંચુંછું.
"શુભોપમાંયોગ્ય સરસ્વતીચંદ્ર તથા ચિરંજીવી કુસુમ !

**મુંબઇ.**

રત્નનગરીથી લિઃ વિદ્યાચતુરની આશિષ વાંચજો. વિ. હું કંઇ કામ પ્રસંગે મુંબઇ આવુંછું અને મહાલક્ષ્મી સ્ટેશને તા. નામેલમાં ઉતરીશ. ત્યાં કેટલુંક કાર્ય છે તે આટોપી લઇ હું તમારી સાથે તમારે સ્થાને આવીશ, કદાચ તે તારીખે હું ન ઉતરૂં તો મ્હારા ગુમાસ્તા તો ઉતરશેજ, માટે તેમની સાથે જઇ, તમે તેમને યોગ્ય મદદ કરજો. હું બીજે દિવસતો જરૂર આવીશજ."

**"લી. શુભચિન્તક વિદ્યાચતુર."**

**સર૦**—પણ આ પત્ર આમ અવ્યવસ્થિત કેમ છે ?

**કુસુમ**—ઉતાવળથી કોઇ પાસે લખાવ્યો હશે. નાથ ! ત્યારે જશું ?

**સર૦**—કુસુમ ! તમે જાવ, અને પિતાશ્રીની તબીયત જોઇને ડાકટર જાય, એટલે હું પણ આવુંછું. મહાલક્ષ્મી સ્ટેશને ગાડીવાન અને એક જાણીતા માણસને રાખજો.

**કુસુમ**—વારૂ પ્રાણનાથ ! ત્યારે હું જાઉંછું.

**સર૦**—વારૂ, હું પણ જરૂર આવીશ.

વાચક સુહૃદ ! એ કાગળ કોનો હતો ? અને કોના તરફથી આવ્યો હતો ? એ વિષયે ગાલો આપણે માહિતગાર થઇયે ?



# પ્રકરણ ૨૨ મું.

## શ્રીમંતોના ( કેટલાક ) પતિત પથરાઓ.



**સરસ્વતી સંગતિ પશ્ચાતજ, લક્ષ્મી સંગતિ ઉપકારક છે.**
**લક્ષ્મિજ મનુષ્યને ઉત્કૃષ્ટ અને નિકૃષ્ટ રચે છે.**
**લક્ષ્મીની કેવળ લખ વિભૂતિ છે સરસ્વતીની લખ વિભૂતિમાં અલખ વિભૂતિ સંકલિત છે.**

**( લ. વ. યાદવ. )**



બાલ, યુવાન, કે વૃદ્ધ, સર્વની શ્રવણ ઇન્દ્રિયે, ત્રણ અક્ષરવાળી, ત્રીપુટી માયારૂપ અલબેલી 'મુંબઇ' પુરીનું મધુર નામ પડ્યુંજ છે. એ નામના સ્મરણ, શ્રવણ અને કીર્ત્તનથી ભારતવર્ષના સર્વ જીવનોના મન આનંદથી ઉભરાય છે. ગરીબને આ લક્ષ્મીપુરી, ખરેખર, લક્ષ્મી, અને ઉદર પોષણ કરનારી પુરીજ છે, શ્રીમંતને આ નૂતનપુરી જાણે કુબેરનો ભંડારજછે. હિન્દુસ્તાનના બીજા ગામોના રખડતા, રઝળતા, અન્ન–દ્રવ્ય વિના નિઃશ્વાસ મૂકતા દુઃખી જીવોના પ્રાણ રક્ષા કરનારી (આપુરી) અમૃત સંજીવીનિછે. કૃપણ જીવનોને આ મુમ્બાપુરી ધન–સંચયરૂપછે ઉદાર પુરૂષોને ધન–વિક્રયરૂપ છે. કઠોર, કદરૂપી સ્ત્રીયો સાથેંજ જીવન ગાળનાર તરૂણોને, આ લલિતપુરી, અનેક લલિતાઓના રમ્ય દર્શનથી, ભ્રમિત કરી. વશીકરણરૂપ છે. કલિકાલની કહેવાતી ઇન્દ્રપુરી ( સ્વર્ગપુરી ) આજ છે.

એવી આ નવખણ્ડ–નામાંકિત નૌતમ નગરીની એક બાજુએ વ્યાપારીયો પૂર્ણ પુરૂષાર્થથી વ્યાપારનાજ મંત્રતંત્રમાં મચી રહ્યા છે તો બીજી બાજુએ કલાવાનો વિદેશીય કલાઓનું નિરીક્ષણ કરી, વિદેશોયોથી વધવાનો વાવટો ફરકાવવાનાજ તંત્રજંત્રમાં જચી રહ્યા છે. કેટલાક વિદ્વાનો, ન્યુસપેપરો ( વર્ત્તમાનપત્ર ) માં ગાજી રહ્યા છે તો કેટલાક જાહેરાંત વ્યાખ્યાન–આલયોમાં ગર્જના કરી રહ્યા છે. કેટલાક બેરીસ્ટરો ન્યાયમંદિરોમાં નવનવી યુક્તિયો, દલીલોની મંત્રતંત્ર જાળ પાથરવા જંગ મચાવી રહ્યા છે તો કેટલાક વિદ્યા–કળા મંદિરના

અધ્યક્ષો વિદ્યા-કળા-અર્થીયોના મનને સૂક્ષ્મ કેળવણી અર્પી, ઉચ્ચ શ્રેણિપર લાવવા તન, મનથી મંથન કરી રહ્યા છે. કેટલાક નાટયકારો નાટય સમાજ-મંદિરમાં અનેક પ્રેક્ષકોના મનને આનંદને હીંડોળે ઝુલાવી રહ્યા છે તો કેટલીક નૃત્યનીપુણ નાયિકાઓ, નૃત્યકળાથી નૃત્યરંગી નવલોને નૃત્યરસ-સરિતામાં ઝીલાવી ( ન્હવરાવી ) રહી છે.

આવી રિદ્ધિસિદ્ધિ સામગ્રીયોથી અવિચ્છિન્ન નવનીતપુરીમાં એક સ્થળે શ્રીમંતોના બાળકો, ધર્મ, નીતિ, વિદ્યા અને કળાનો પૂર્ણ પ્રચાર કરવામાં અખૂટ તન, મન અને ધનનો હોમ કરી રહ્યા છે તો બીજે સ્થળે શ્રીમંતોના લાલાઓપર-લલનાઓ મેળવવાની અને તેમની સાથે સ્નેહ સાંધવાની લાલચમાં લચી પડયા છે-તન, મન અને ધનનો સત્વર સ્વાહા કરવા બાકોરો બ્યાભાર ગલાવી રહ્યા છે.

**લાલચંદ્ર**—આહા ! કુસુમ ! તું તો ખરેખર કુસુમજ છે ! ત્હારો દૂલેશ, સુખરૂપ પરિમલ લેવાને માટે શું હું જગતકર્ત્તા તરફથી નિર્માણનજ થયો ? કાંઇ ફીકર નહિ. સરસ્વતીચંદ્ર બીચારો વેદાંતી પશુ, આવી આનંદ લીલામાં શું સમજે ? એમના માટેતો લાઇબ્રેરીયો અને ચોપડા ! બસ બસ ! વિચારદત્ત ! આ નવયોવના રસિલી, છબીલી કુસુમકલિ માટેતો ત્હેં હજુ સુધી કાંઇપણ અજવાળું ન કર્યું ?

**વિચારદત્ત**—વાહ ભાઇ વાહ ! એ જોખમમાં ઉતરવું તમારે, રાજાધિરાજને મનતો રમતવાત જેવું હશે પણ વિચારો, બહુ વિકટ કામ છે. આ કાર્ય બજવતાં આબરૂને અને મોતને તો પ્રથમથીજ છેલ્લા રામરામ કરવા પડે અને પછીથી મંગલકાર્યનું મંગળાચરણ થાય, માટે જો તમે અમારી આખી જીંદગી સુધીનું દ્રારિદ્રય ટાળતા હોતો, મ્હેં ખુબ વિચાર કરી જે જાળ પાથરવા ધાર્યું છે તેમાં કુસુમને ફસાવીયે, એક વખત તમને અને કુસુમને મેળવીયે, પછી તમે અને કુસુમ !

**લાલચંદ્ર**—ઓલ્સ, ઓલરાઇટ. થેન્કયુ મી. વિચારદત્ત. મ્હને સત્વર એ યુક્તિ બતાવ. ત્હેં કુસુમને મેળવી આપવામાં શી યુક્તિ રચી છે ? મ્હારૂં મન ધિરજ ધરતું નથી. મ્હારા પ્રાણથી પણ હું એને વિશેષ મૂલ્યવાન ગણું છું. લે, હવે ઝટપટ કહિ દે. મ્હારા સમ ! હું ત્હને ન્યાલ કરી દઇશ. પછી કાંઇ ?

પ્રિય વાચક વૃન્દ ! આ ભ્રષ્ટાચારના કીચડમાં રગદોળાતાં અને તેમાં ખુચી પડેલાં, દેશને નષ્ટભ્રષ્ટ કરનારાં નરાધમ, નીચ, અસુર જંતુઓ કોણ હતાં? એ વિષયે પ્રથમ આપણે જાણી લઇ, પછી આગળ ચાલીયે તો ઉચિત.

ઉપર દર્શાવેલી એજ લલિત મુમ્બાપુરીમાં દ્રવ્યસિન્ધુ નામે એક ધનાઢ્ય વ્યાપારી છે દેશદેશાવરમાં તેમનો બહોળો વ્યાપાર ચાલે છે અને ધર્મ, પરોપકાર, અને સખાવત આદિ ઉજ્વળ ગુણોથી તેમનું નામ દેશદેશમાં સંભળાય છે. ધર્મ-કાર્યમાં, નિરાશ્રિત બાળકોને ઉછેરવામાં, તેમજ ધર્માદા ઔષધાલય સ્થાપવામાં તેમણે અખુટ ધન વાપર્યું હતું અને વાપરે છે. આવા પુણ્ય પંથમાં શેઠને પરોવનાર અને શેઠના સુયશના કિરણો સર્વ દિશાયે પાથરનાર એક લક્ષ્મીના અંશાવતારી શીલગુણસુંદરી નામે પતિવ્રત ધર્મ-પરાયણા સ્ત્રીછે.

આ સુશીલબાઇના પાણિ-ગ્રહણ પછી શેઠ જ્યાં જ્યાં વ્યાપાર-કાર્ય વધારે છે ત્યાં ત્યાંથી તેમને મનમાનતું દ્રવ્ય મળે છે અને તેનો વ્યય પણ ઉભય (દંપતી) શેઠ શેઠાણી સન્માર્ગે કરે છે અને જ્યાં ધર્મ-કાર્યનું નામ કોઇયે શ્રવણ કરાવ્યું કે તુરતજ ઉભય દંપતીના તનમન દ્રવીભૂત થઇ તત્કાર્યમાં પરોવાય છે.

આવા ધર્માવતારી પવિત્ર દંપતીના કીર્તિકોટને ભ્રષ્ટાચારના પ્રબળ પ્રહારથી મૂળમાંથી રેડવીપાડી ચૂર્ણ કરનાર, નીચ વર્તનથી નષ્ટભ્રષ્ટ કરનાર અને જામેલા જશને ઝાંખ લગાડનાર કુલાંગારરૂપ એક પતિત પુત્ર છે.

વાચકગણ ! આ પુત્ર કોણ? આપણા સર્વ ઉપમાયોગ્ય લાલા સાહેબ ! અરે ! લાલ સાહેબ કે કાળા સાહેબ !

એજ ! કુસુમ જેવી ધર્માચારિણી સરસ્વતી અંશાવતારી ભારતેશ્વરીને ભૂલવણીમાં ભૂલવી, ભમાવી, પતિત કરવા પંજો લાંબો કરનાર, દૂતકો રચી કાળા મુખવાળો પશુ-અંદર-મી. લાલચંદ્ર ! જે નામદાર સાહેબ તેમના વિચાર સાગર વિચારદત્ત જેવા સન્મિત્ર આગળ કુસુમ જેવી ભગવતિને સંપાદન કરવાની દરખાસ્ત મૂકી રહ્યા હતા !

બસ. વાચક વૃન્દ ! લાલા સાહેબ લાલચંદ્રની અપૂર્વ લાલીથી આપ પણ લાલ થયા હશો ! અને તેમના નંબર વન આચારવિચારથી કંપાયમાન પણ આપ છક થયાજ હશો ! અસ્તુ.

ત્યારે હવે ચાલો ફરી આપણે એ નામદારના મુખમાંથી શું નીતિ ભરેલાં અમૃત વચન શ્રવે છે તે શ્રવણ કરીયે, અને તેથી તેવી અધમ સંગતિના સંચામાં પીલાઇ સત્વર મરણ-શરણ થતા આપણા બાળકોને, તેવા ભ્રષ્ટા-

ચારના પાપકુપમાંથી સદાને માટે પડતા બચાવવાનું મલીન ચિત્ર આએહુબ નિહાળી સંપૂર્ણ શિક્ષણ લઇયે.

**વિચારદત્ત**—મી. લાલચંદ્ર ! લ્યો ત્યારે વરસી નાખો. વારૂ, જોઉ તો ખરો શું વરસો છો ? પછી જૂઓ તો ખરા ફર્સ્ટ કલાસ યુક્તિ બતાવું ! તમે તો શ્રીમંત રહ્યા એટલે ઠીક, પરંતુ અમે આવા જોખમમાં ઉતરીયે અને ઘેર બૈરી છોકરાં ભૂખે મરે, એ શા કામનું ?

**લાલચંદ્ર**—મી. વિચારદત્ત ! હું જ્યારે ત્યારે તમને બક્ષીસો નથી આપતો ? અને આવા કાર્યમાં તો અવશ્ય એક મ્હોટી બક્ષીસ આપીશ.

**વિચારદત્ત**—આપીશની વાત નહિ, હાલ શું આપો છો ?

લાલચંદ્ર ત્યાંથી ઉઠી કબાટમાંથી એક હજારની નોટો કાઢી લાવી,—

**લાલચંદ્ર**—મી. વિચારદત્ત ! માયફ્રેન્ડ ! લ્યો આ એક હઝારની નોટો હું તમને બક્ષીસ આપુંછું અને બીજી બે હજારની નોટો પાછળથી આપીશ.

વિચારદત્ત નોટો લઇ વાંચી, ગજવામાં મુકી—

**વિચારદત્ત**—શેઠ ! આહા ! આપતો ખુબ વરસી ગયા ! પરંતુ તમેજ વિચારો કે—આ કામ કંઇ જેવું તેવું છે ? વારૂ, ત્યારે એક હજારની નોટ બીજી આપો, બાકી જે આપવું હોય તે પછીથી આપજો. જોઇલ્યો, પછી હું તમને કેવો સરસ માર્ગ બતાવુંછું કે–કામ એકદમ ફતેહ !

બીજી હઝારની નોટો લાવી,

**લાલચંદ્ર**—વેલ ટેઇક મી. વિચારદત્ત ! કેમ હવેતો રાજીને ? ચાલ હવે ઝટપટ મ્હને કહિ દે.

એવામાં ગાડીવાન પ્રવેશ કરી,—

**ગાડીવાન**—બાપુ ! આપને શેઠજી તાકીદે બોલાવે છે. મ્હને ગાડી લઇને આપને તેડવા મોકલ્યો છે માટે જલદી ચાલો.

**લાલચંદ્ર**—બહુ સારૂં, નીચે બેસ હું આવુંછું.

વિચારદત્ત ! કહેતો હોતો કહેને હવે ઝટપટ ! પછી આપણે ચાલીયે.

**વિચારદત્ત**—ભાઇ ! એમ ઉતાવળે તે આંબા પાકતા હશે ? તમે શેઠજીને મળી આવો, અને હું નવી ગુલજારને ત્યાં રોકાઇશ, તમે મને વળતાં ત્યાં મળજો. માય ફ્રેન્ડ તમે બે ફીકર રહો. હું તમને ગમે તેમ કરી કુસુમને મેળવી આપીશ. પછી કાંઇ ? વારૂ,

એતો ઠીક, પરંતુ શેઠજી આપણા સબંધી કંઇ પણ વાર્ત્તા કાઢે અને કંઇ પણ પૂછે તો કબુલ થવું નહિ,—એટલું ખુબ સરતમાં રાખજો. નહિતો તમેજ બંદિખાનામાં સપડાઇ જશો અને અમારી પણ ભેળી કમબખ્તી ! વારૂ, ત્યારે ઝટપટ જઇઆવો.

**લાલચંદ્ર**—વિચારદત્ત ! એવો તે શું હું મૂર્ખછું ? કે આપણી વાતો પિતાશ્રીને કહિ દઉં ? એ વિશે તારે જરા પણ ગભરાવું નહિ. ત્યારે કુસુમને મેળવવાની યુક્તિ હમણા તહું મને નહિ કહે ?

**વિચારદત્ત**—ભાઇ ! આ કામ ઉતાવળે કરવાનું નથી. આપણે બેઉ એક મત થઇ, પૂર્ણ વિચાર કરી, કુસુમને મેળવવાની સરસ ગોઠવણ કરીશું. તમે શામાટે ગભરાઓછો ? કુસુમને મેળવીજ સમજોને વારૂ, પણ તમે જાઓતો છો, પરંતુ ખરચી પુરી લેતા આવજો જરૂર ! કારણ કે આ કાર્યમાં વખતે આપણે સપડાઇ જઇયે તો નાણાનું પુષ્કળ જોર હોયતો ગમે તે રસ્તે છુટીયે. વળી નવી ગુલજારને પણ આપવાનું છે તેતો તમારા જાણવામાંજ છે.

**લાલચંદ્ર**—વારૂ ત્યારે ચાલો.

બેઉ ગાડીમાં બેસી, વાતોના તડાકા મારતા અને અન્યોન્યમાં તાળી આપતા જાય છે ત્યાં માર્ગમાં એક બંગલાની બારીમાં ઉભેલી એક નવયોવના રૂપવતિ રતિયે કટાક્ષ સાથે મધુર સ્વરમાં—

'મોરે મંદરવા ગીરધર આયે'

એ ગાયનની કડી ગાડીમાં બિરાજીત સેહેલાણીયો તરફ રસથી છલકાતી ફેંકી. ગાડી થોભી. વિચારદત્ત ગાડીમાંથી નિચે ઉતર્યો અને મિત્રને કહેવા લાગ્યો

**વિચારદત્ત**—જરૂર તમે અહિં જલદીથી આવજો. હું અહિં આ નવી ગુલજારને ત્યાંજ તમારી રાહ જોઉંછું. વિલંબ કરશો નહિ. મ્હેં જે લાવવાનું કહ્યું છે તે ચુકશો નહિ.

**લાલચંદ્ર**—બહુ સારૂં. હું સત્વર આવીશ. તમે અહિંથી કહિં જતા નહિ.

બેઉ વચ્ચે આ પ્રમાણે વાતચિત ચાલે છે એટલામાંતો નખરાં કરતી નવી ગુલજાર બારીમાંથી નીચે આવી,—

**ગુલજાર**—શેઠજી ! આપભી તશરીફ લાઇયે. ઉસરોજ મ્હેંને આપકો બુલાયે તો આપ બોલેભી નહિ, ઔર આયેભી નહિ ? વાહ વાહ શેઠજી ! યહ આપકી ગુલજાર પરતો પરવરશ રખની ચાહીયે. અચ્છા તો મેહેરબાનગી કીજીયે, યહ મકાન આપકા હૈ !

**લાલચંદ્ર**—ગુલજાર ! મુઝકો પિતાજીને ફોરન બુલાયા હૈ, સો આભીતો મેં જાતાહું; લેકીન ઈંહાં ફોરન વાપીસ આઉંગા.

**વિચારદત્ત**—ગુલજારજી ! અભી શેઠજીકો જાને દીજીયે. વોહ ફેરન વાપીસ યહાં આવેંગે.

**ગુલજાર**—અચ્છા શેઠજી સ્હાબ ! બંદગી ! જરૂર તસરીફ લાઇયે. યહ મકાન આપકાહી હૈ.

**લાલચંદ્ર**—બંદગી ગુલજાર.

ગુલજારનો હાથ પકડી વિચારદત્ત બંગલામાં જાય છે અને લાલચંદ્ર પોતાના પિતાને મળવા જાય છે. અસ્તુ.

અનેક નાળીયેરીઓની છત્રછાયા વચ્ચે શેઠ દ્રવ્યસિન્ધુનો બંગલો છે તેની સામે કદળી ( કેળ ) વૃક્ષોથી વીંટળાયેલો એક ફુવારો છે. ફુવારાની ટોચે એક પુતળી નૃત્ય કરતી નંખશળંખ, સર્વ પંથીરામોના ચિત આકૃષ્ટ કરતી સ્થિર થઇ ઉભી રહી છે. બંગલાનો મુખભાગ સુંદર વેલથી છવાઇ ગયો છે. વિલાયતી કારીગરીના નમુના રૂપે જૂદી જૂદી આકૃતિ આકારે રંગ બેરંગી ફુલો વાળાં છોડથી કુંડાઓ અનુપમ શોભા આપી રહ્યાં છે. બંગલાના ચારે ખુણાઓપર આવેલા વેલના ચાર મંડપો, શ્રમધારીયોના શ્રમ ઉતારી, તેમના અંતરમાં આનંદની રેલમ છેલ ચલાવતાં, લોહની ઝીણી જાળીયોપર જામી રહ્યાછે.

બંગલાની અંદર સર્વ પ્રકારનો દેશી અને પરદેશીકૃત સાહિત્ય-ભંડોળ ભરપુર છે. દેશી, વિદેશી ઉભયને પરિતુષ્ટ કરે એવી સર્વ પ્રકારની સુંદર સંપૂર્ણ સોઇ, દ્દષ્ટાને આ બંગલામાં દૃષ્ટિ-ગોચર થાય છે.

આ સમયે દ્રવ્યસિન્ધુ શેઠ, માસ્તરમોહનલાલ સાથે વાર્તા-વિનોદ કરી રહ્યા છે.

**મોહનલાલ**—શેઠજી ! આપ કહોછો કે-પુત્રનું નસીબ પુત્ર પાસે,-એ વાત ખરી, પરંતુ માતાપિતાએ પોતાના સંતાનોને ઉચ્ચ કેળવણી અને ઉચ્ચ સંગતિદ્વારા, ભવિષ્યમાં ઉચ્ચ શ્રેણિપર લાવવાં, એ એમનો ખાસ ધર્મ છે.

**શેઠ**—પરંતુ મી. મોહનલાલ આજકાલના નવા વિચારકો તરફથી મ્હે સાંભળ્યું છેકે-સંતાનોને વિશેષ અંકુશમાં અને પરતંત્ર રાખ વાથી તેમના તન, મન નિર્માલ્ય બને છે અને યુવાવસ્થામાં પૂર્ણ વિકાસ પામતાં નથી અને આખર સુધી પણી નિર્માલ્ય અને જડ જેવાંજ રહે છે.

**મોહનલાલ**—અલબત, એ ખરૂંજ છે પરંતુ જો એમના તન, મન નીચ વિષયો તરફ નીચ દર્શનથી વળતાં હોય તો ત્યાંથી તેમને અવ શ્ય મને તે યુક્તિદ્વારા સુંદર શુદ્ધ દર્શનથી સદ્ વિષયો, વસ્તુઓ

તરફ વાળવાંજ જોઇયે, માટેજ મ્હારૂં એમ કહેવું છેકે-સંતાનોને અપક્વ વયમાં મલીન ચિત્રોનું દર્શનજ ન થવા દેવું ઉચિત છે અને તેમના તનમન, ઉચ્ચ વિષય વસ્તુ સંગતિમાંજ ઉછેરવાં, વિકસાવવાં, લાભકારક છે.

શેઠ—ત્યારે અંકુશથી તો નુકશાન ખરૂંને ?

મોહનલાલ—પર–અંકુશથી નુકશાન !

શેઠ—પર–અંકુશ કેવી રીતે ?

મોહનલાલ—આપણો અંકુશ એ પર–અંકુશ, અને બીજો સ્વ–અંકુશ, બાળક પોતે સમજીને પોતાના મનને અંકુશમાં રાખે.

શેઠ—એ ખરૂં, પરંતુ પ્રથમના અંકુશમાંથી બીજા અંકુશનો જન્મ થાયછે.

મોહનલાલ—આપણા સંસાર–સુધારાની રચના ઉચ્ચ કક્ષાની હોયતો, સંતાનોને,–મ્હારાપર કોઇપણ પ્રકારનો અંકુશ છે, એવું ભાનજ ન થાય, અને તેમની સંગતિમાં મુકવામાં આવેલા લાભપ્રદ વિષયોમાંથી તેમની સ્ફૂર્ણા અનુસાર ગમે તે એક ઇચ્છિત વિષયને તે સંગ્રહીજ લે, જેથી પર–અંકુશનું સ્વપ્ન પણ ન રહે, પછી એજ વિષય તરફ તેનું લક્ષ્ય અવિચ્છિન્ન, પ્રબળ અને અખણ્ડ રહે, તેવીજ વ્યવસ્થા રચવી જોઇએ.

શેઠ—પણ આપણા સંસાર–સુધારાની કક્ષા હજુ કયાં કલ્યાણકર રચાઇ છે ? આપણા સંતાનો, મલીન વિષય વસ્તુ–દર્શન અને સંગતિમાં, અનિયમીત હવા, પાણી, અન્ન લેતાં અને વિવેક, યોગ્ય શિક્ષણ, બ્રહ્મચર્યવ્રત તથા વ્યાયામ વિના, હજુ રગદોળાય છે તેથી પર–અંકુશ રાખવાની જરૂરજ પડે છે અને તેમ કરવાથી તેમના તન, મન ભીરૂ બને છે. જો કદાચ અંકુશ ન રાખીયે તો વળી ઉપરનાથી વિશેષ નુકશાન થાય છે કારણકે આપણા સંસાર–સુધારાની હજુ ઠીક વ્યવસ્થા બંધાઇ નથી.

મોહનલાલ—શેઠજી ! માતાની મનોવૃત્તિ, સ્થિતિનું, પ્રતિબિમ્બ ગર્ભાશયમાં પણ બાળકપર પડે છે તો પછી જન્મેલા બાળકપર દૃશ્યવિષય વસ્તુઓના પ્રતિબિમ્બ પડી તેમને વિકૃત કરે, તેમાં શું આશ્ચર્ય !

શેઠ—મી. મોહનલાલ ! ત્યારે કોઇ કોઇ સંતાનો માતાપિતાથી કેવળ નિરાળીજ પ્રકૃતિના હોય છે,–થાય છે તેનું શું કારણ હશે વારૂ ?

મોહનલાલ—કર્મોના સંચયરૂપ, બંધારણરૂપ બીજ વા પ્રારબ્ધ, જૂદીજ પ્રકૃતિવાળું હોયતો માતાપિતાથી તેમની પ્રકૃતિ તદ્દન નિરાળીજ હોય

છે તેમાં વળી વર્ત્તમાન થતા કર્મ-સંસ્કાર, ન્યૂન વા અધિક વિકૃતિ કરે છે.

શેઠ—વ્યાવહારિક પ્રતીતિમાં સર્વદા ભિન્નતાજ છે અને પારમાર્થિક પ્રતીતિમાં સદા અભિન્નતા છે. કર્મોમાં સદાભેદ છે કર્મોના અધિષ્ઠાનમાં સદા અભેદ છે.

મોહનલાલ—વારૂ, હમણા આપના ચિરંજીવ લાલચંદ્રભાઇ કેમ જણાતા નથી ?

શેઠ—એ હમણા મલબારહીલ છે કારણકે અહિં એની પ્રકૃતિ જરા બગડવાથી, થોડા વખત થયાં, તે શુદ્ધ હવા માટે ત્યાં મલબાર હીલજ આપણા બંગલામાં રહેવા ગયો છે. આજ મ્હેં ત્હેને અહિં બોલાવ્યો છે.

મોહનલાલ—ત્યારે હાલ તેમનો અભ્યાસ તો બંધ હશે ?

શેઠ—એના શરીરની જરા નબળી સ્થિતિ જોઇ, હાલ મ્હેં એને કોઇ કાર્યમાં ન પડવા ભલામણ કરી છે.

મોહનલાલ—વારૂ, એમણે ઇંગ્રેજી અભ્યાસતો અપૂર્ણજ મૂકયો હશે ?

શેઠ—મ્હારો વિચારતો એને ગ્રેજ્યુએટ થયા પછીજ વ્યાપારિક ધંધામાં પરોવવાનો હતો, પરંતુ એનું અભ્યાસપરથી મનજ તદ્દન ઉઠી ગયું, અને હમેશાં એજ ફરીયાદ કરવા માંડી કે-મ્હારૂં અભ્યાસ કરવા તરફ મન બીલકુલ લાગતુંજ નથી, અને ઇચ્છા સિવાય બલાત્કારે તેમાં મન લગાડવા પ્રયત્ન કરીશ તો મ્હારૂં મગજ નબળું થશે, માટે મ્હારી ઇચ્છા અત્યારથીજ વ્યાપાર-કાર્યની માહિતી મેળવવાની છે.-આ પ્રમાણે કહેવાથી, મ્હેં પણ એને એની મરજી મુજબ અનુમતિ આપી. હાલતો એની તબીયત જરા નરમ છે તેથી નિવૃત્તિમાંજ છે.

મોહનલાલ—વારૂ ત્યાં એમની સોબતમાં કોઈ સુજ્ઞ, શીલ પુરૂષને આપે રાખ્યાજ હશે ?

શેઠ—ના, ના, તેવાતો કોઇ પુરૂષને રાખ્યો નથી. આપણા નોકર ચાકરજ છે.

મોહનલાલ—શેઠજી ! એ આપે ઠીક કર્યું નથી, કારણકે આપની પસંદગી, વિશ્વાસનો એક નીતિવાન, ઉચ્ચ કેળવાયેલો, ખાનદાન, શીલ મનુષ્ય એકાદ રાખવોજ જોઇયે. શેઠજી ! આપને જ્ઞાતજ હશે કે-જેમ મધમાખીયો મધપુડા ઉપર મધ ચુસવા મચી જાય છે તેમ દ્રવ્યહીન અને દ્રવ્યવાળા છતાં લોભી પુરૂષો શ્રીમંતોના

તરણ યુવકોની આસપાસ, મધમાખીયોની પેઠે વીંટળાઇ વળી, દ્રવ્ય ચુસવા મચી જાય છે તેમનું દ્રવ્ય તો ચુસે છે એટલુંજ નહિ પરંતુ વિધવિધ રંગરાગવાળા વિષયો દ્વારા તેમના તનમનને પણ ચુસી લેવડાવીને ખોખાં કરી મૂકે છે. માટે ગરીબના બાળકો કરતાં શ્રીમંતના બાળકો સત્વર બગડે છે. શ્રીમંતોના બાળકોને પળેપળે દૃષ્ટિ અને લક્ષ્યમાં રાખવા, સુશિક્ષિત સુશીલ, અંગ-રક્ષકો અને મન-રક્ષકો અવશ્ય જોઇયેજ.

**શેઠ**—મોહનલાલ ! તમારૂં કહેવું યોગ્ય છે. હું એવા યોગ્ય માણસનીજ શોધમાંછું. તમે પણ શોધ જારી રાખજો. અને કોઇ લાયક મળી આવેતો તેમને મારી પાસે લાવજો.

**મોહનલાલ**—વારૂ, ત્યારે શેઠજી સાહેબ ! રજા લઇશ ?

**શેઠ**—વારૂ, ફરી મળજો.

**મોહનલાલ**—આપનો આભારીછું.

મોહનલાલ વિદાય થાય છે. શેઠ ટેબલપર ન્યુસ પડ્યું છે તે વાંચે છે એવામાં શીલગુણસુંદરી, મોગરાના ફુલનો હાર કરતી, શેઠની પાસે આવીને બેઠી.

**શીલગુણસુંદરી**-નાથ ! માસ્તર મોહનલાલનું કહેવું તો ખરૂં છે. શ્રીમંતોના સંતાનો સંભાળ વિનાજ બગડે છે. તેમને પ્રપંચી લોકો દ્રવ્ય લાલચથી પોતાની જાળમાં ફસાવે છે એ વાત સાચેસાચી છે. પણ હવે આપણે વ્યાપાર ધંધામાં નીપુણ, એવા એક અનુભવી, કાબેલ, વિશ્વાસપાત્ર, સુશીલ, વિદ્વાન ગ્રેજ્યુએટને, ભાઇની પાસે રાખવાની ખાસ જરૂર છે.

**શેઠ**—એની હું પણ શોધમાંજ છું અને મોહનલાલને પણ મ્હેં સૂચના આપી છે.

**શીલગુણસુંદરી**-( પુષ્પ પરોવતી પરોવતી ) વારૂ પ્રાણેશ ! આ,હાર આપને ધરૂં કે ઠાકોરજીને ?

**શેઠ**—જેને ધરવા ત્હારૂં મન માનતું હોય ત્હેને !.

**શીલગુણસુંદરી**-મ્હારૂં મનતો જાણે આપને ધરૂં, એમ થાય છે. કારણ કે આપ પણ મ્હારા પ્રત્યક્ષ દેવજછોને ?

**શેઠ**-ત્હારો સ્નેહ અને વિનય ઉભવ ઉચ્ચ સ્થાનિય છે પરંતુ આપણ બેકમાં જે અંતર્યામિ વિરાજે છે અને આપણને સત્તા, સ્ફુર્તિ અર્પે છે એજ ત્રિભૂવનમાં પૂજવા યોગ્ય છે. આ, હાર પણ

ત્હેનોજ છે માટે ત્હેનો હાર ત્હેનેજ અર્પણ કરી, પછી આપણે તે પ્રસાદ લેવો ઉચિત છે.

શીલગુણસુંદરી–પ્રભુ ! શું આપનો ઉત્તમોત્તમ ઉત્તર ? મ્હારા સદ્‌ભાગ્યની સિમા હું અવલોકી શકતી નથી.

શેઠ—પળે પળ અને ક્ષણે ક્ષણનો વિચાર કર્મ-પ્રવાહ અંતર્યામિ રૂપંજ ધારી, અંતર્યામિનેજ સમર્પિત કરવાથી, કર્મ-બંધનમાંથી છુટાય છે. મહાન પુરૂષો આ યોગના નિદિધ્યાસનથી સ્વરૂપ-સ્થિત થઇ નિર્વાણને પામ્યા છે.

શીલગુણસુંદરી–કર્મ-પ્રવાહ માત્ર અંતર્યામિ રૂપજ હોયતો કોઇ સુખી દુઃખી અને બંધ મુક્ત ન થાય. માટે એ વિષયે આપ મ્હારી શંકાનું સમાધાન કરો.

શેઠ—કર્મ-પ્રવાહ દ્વિવિધ છે. એક અંતઃ અને બીજો બાહ્ય. બાહ્ય કર્મ-પ્રવાહ વિષયનો છે અને અંતઃકર્મ પ્રવાહ અંતર્યામિનો છે. બાહ્ય કર્મ-પ્રવાહ વિષયમાં બળતાં, વિધવિધ રૂપ ધારી, સુખી દુઃખી થાય છે અને અંતઃકર્મ-પ્રવાહ અંતર્યામિનો સ્પર્શ થતાંજ નિર્વાણ પામે છે. વાચા રહિત અંતર્યામિના આદેશ ( હુકમ ) ને ન માનનારો, એજ જડ ( દૃશ્ય ) વિષય-કર્મ-પ્રવાહ. દૃશ્ય સાથેના ઘાટા સંબંધે કરી વિષયોપભોગથી, અને તેમાં દુઃખો ના ઉપરા ઉપરી પ્રહારથી જ્યારે મન તદ્દન લોથપોથ થઇ જાય છે ત્યારે તે નમ્ર અને શાંત થઇ જાય છે નમ્ર અને શાંત થતાં, તેને કોઇ મહાત્માના દર્શન થાય છે અથવા તો તેના મનપર અંતર્યામિનો પ્રકાશ પડે છે. આ પ્રકાશ પડતાંજ ત્હેનુ મન દૃશ્ય પદાર્થો તરફથી ઉઠી જાય છે અને તીવ્ર વિરાગ ઉત્પન્ન થાય છે. આ સ્થિતિમાં તે અંતર્યામિનું ધ્યાન કરતો કરતો કર્મ બંધથી કેટલેક કાળે મુક્ત થાય છે.

શીલગુણસુંદરી–દૃશ્ય કર્મ-પ્રવાહને રોકતાં તો વ્યવહાર હાની દોષ આવશે.

શેઠ—શાસ્ત્ર નિષિદ્ધ, અને શાસ્ત્ર-સિદ્ધ એવા દ્વિવિધ કર્મ-પ્રવાહ હોય છે તેમાં પ્રથમનો કર્મ-પ્રવાહ ત્યાગ કરવો, કે જે કર્મ-પ્રવાહ પ્રતિ જતાં અંતર્યામિ પણ આપણને અટકાવે છે.

શીલગુણસુંદરી–પ્રાણનાથ ! એતો સત્યવાત છે કે-ગમે તેવા ( ઉપરથી મન તનને લાભ પ્રદ) દુષ્કર્મ તરફ જ્યારે આપણું મન જવામાંડે ત્યારે આપણને અંતઃકરણમાંથી કોઇ કંપાવેતો છેજ. એજ અંતર્યામિ પ્રભુ. અસ્તુ. પ્રાણનાથ ! હજુ સુધી લાલ કેમ ન આવ્યો ?

**શેઠ**—હવે આવતો હશે.

**શીલગુણસુંદરી**-પ્રાણનાથ! આ, હારતો તૈયાર થઇ ગયો. લ્યો આપને ધરાવું? આપના ગળામાં ધારણ કરાવું, એટલે હૃદયમાં બિરાજીત અંતર્યામિને પણ ધરાશેજ, કારણકે હાર હૃદય પ્રદેશ સુધી પહોંચે તેટલો છે.

**શેઠ**—વ્હાલી! એ હારતો ત્હારા સુકોમળ વદનેજ શોભે!

**શીલગુણસુંદરી**—પ્રાણેશ્વર! આપની સ્પર્શિત પ્રસાદિજ મ્હારા માટે તો!

એમ કહિ, શેઠાણી શેઠના કંઠમાં હાર નાંખે છે. થોડીવાર હાર ગળામાં રહેવા દઇ, પછી શેઠ કંઠમાંથી હાર કાઢી-

**શેઠ**—પ્રિયા! લે, આ પ્રસાદી! રાજી થા! એમ કહી શેઠાણીના કંઠમાં હાર નાંખે છે.

**શીલગુણસુંદરી**-પ્રાણેશ! આપની પ્રસાદિથી તો મ્હને ગલીપચી થાય છે. પ્રથમ હાર જ્યારે મ્હારા હાથમાં હતો ત્યારે તો મ્હને આમ કંઇ થયું નહોતું!

**શેઠ**—હાર સાથેના મ્હારા સ્પર્શનું ત્હેં સ્મરણ કર્યું હશે, અથવા તો અનાયાસે ત્હને સાક્ષાત્કાર થયું હશે!

**શીલગુણસુંદરી**-વાહ! વલ્લભ! એમ કે?

**શેઠ**—ત્યારે મ્હને કેમ ગલીપચી ન થઇ?

**શીલગુણસુંદરી**-થઇ હશે, અને તમે કદાચ છુપાવતા હશો તો કોને ખબર?

આ પ્રમાણે ઉભય દંપતી વચ્ચે વાર્તાલાપ થાય છે એવામાં લાલચંદ્ર આવે છે.

**લાલચંદ્ર**—(પ્રણામ કરી) પિતાશ્રી! શી આજ્ઞા છે?

**શેઠ**—ભાઇ! હવે ત્હારી તબીયત કેમ છે? ત્રણ ચાર દિવસ થયાં તું બીલકુલ આવ્યો નહોતો તેથીજ ત્હને બોલાવ્યો છે. હવે જો ત્હારી તબીયત સુધરી હોય તો અહિંજ રહેવાનું રાખ.

**શીલગુણસુંદરી**-હા, ભાઇ! અહિંની હવા પણ હવે સુધરી છે.

**લાલચંદ્ર**—પિતાશ્રી! હજુ મ્હારા શરીરમાં જેવી જોઇયે તેવી શક્તિ આવી નથી. મ્હને ત્યાંની હવા બહુજ માફક છે. ક્ષુધાપણ ત્યાંની હવાથી સારી લાગે છે. વળી ડાક્ટરનો પણ હજુ ત્યાંજ રહેવા માટે અભિપ્રાય છે.

શેઠ—વારૂ, ઠીક ત્યારે,

શીલગુણસુંદરી—ભાઇ ! ડાકટર સવાર સાંઝ બેય વખત આવે છે ?

લાલચંદ્ર—હા, માતુશ્રી ! ડાકટર બરાબર વખતસર બેઉ વખત આવે છે અને તેમની દવાથી પણ દિવસે દિવસે મ્હારી તબીયતમાં સુધારો થતો જાય છે.

શેઠ—વારૂ, ભાઇ ત્યાં કોઇ અજાણ્યા માણસ સાથે વિશેષ પરિચય ન રાખવો.

લાલચંદ્ર—પિતાશ્રી ! અજાણ્યા કોઇ મનુષ્ય સાથે હું વિશેષ પરિચય રાખતોજ નથી.

શીલગુણસુંદરી—બાપુ ! કંઇ જમીશ ?

લાલચંદ્ર—માતુશ્રી હું જમીને આવ્યો છું અને મ્હને કંઇ પણ જમવાની ઇચ્છા નથી.

થોડીવાર પછી લાલચંદ્ર ત્યાંથી ઉઠી એક બીજા સુશોભિત ખણ્ડમાં જાય છે ત્યાં આગળ એક પંદર શોળ વરસની નવોઢા પત્નિ, હસ્ત કમળથી આચ્છાદિત સરસ્વતીચંદ્ર પુસ્તક સહિત, દૃષ્ટિને પુસ્તક પરથી ઉપાડી લઇ, દ્વાર વચ્ચે કોઇ આવનારને સ્નેહ ભર્યો ઠપકો આપવાને સજ્જ રાખી હોય, તેવી સ્થિતિમાં હિંડોળાખાટપરના તકીયાને અઢીંગી, માર્ગ પ્રતિક્ષા કરતી બેઠી છે.

આ નવ યૌવના સુંદરીનો બાલ્યકાળ સરસ્વતીની સંગતિમાંજ વ્યતિત થયો છે. ઉચ્ચ જીવનોના સમાગમ અને સ્નેહ વચ્ચેજ ઉછરી છે. લક્ષ્મીની નવ નવી મનોરંજક રિદ્ધિયોનો પણ લ્હાવો લઇ ચુકી છે. પરંતુ આ સમયે કોણ જાણે શાથી દૃષ્ટાને તે સરસ્વતીવિભૂષિત વિદુષિની દૃષ્ટિ, રોષ, અસંતોષ અને સ્નેહથી સ્ફુરાયમાન, દૃષ્ટિ ગોચર થાય છે.

એવામાં એ રમણીજ દૃષ્ટિનો મર્મ પ્રકટાવતી, પોતાના મનથી એકલીજ બોલી.

"મ્હારૂં શરીર અને હૃદય વેચાઇ ગયાં—વ્હેંચાઇ ગયાં—પર થયાં; છતાં ત્હેના વ્હેરનારને (ખરીદનારને) વા સોદનું સાટું કરનાર સ્વામિને તેની કિંચિત પણ સ્પૃહા નહિ ! કેવું વિપરીત ! શું કઠોરતા ખરીદની હોયતો પુરૂષના હૃદય-કોઠારજ કે શું ? સાગર રસપૂર્ણ છતાં માંહે ખારાશ શાથી છે ?"

"હશે એમને ફાવે તે કરે. મ્હારામાંજ કંઇ ઓછું અવલોક્યું હશે."

વાંચનાર ! આ રમણીને તમે ઓળખીજ હશે. મી. લાલચંદ્રની પત્નિ, તેના ગુણની પ્રભા પ્રમાણે તેનું નામાભિધાન પણ મણિજ છે.

મણિ ઉપર પ્રમાણે એકલી હૃદય-શોકોદ્‌ગાર કાઢે છે એવામાં લાલચંદ્ર અંદર પ્રવેશ કરે છે.

**લાલચંદ્ર**—કેમ પ્રિયા! મગજ ખસ્યું છે કે શું? એકલી એકલી કોની સાથે તડાકા મારે છે? મ્હને લાગે છે કે-વાંચવામાં ને વાંચવામાં ત્હારૂં મગજ કોઇ દિવસ ખસીજ જવાનું છે?

**મણિ**—પ્રાણ! આપે ક્યારનું ખેસવ્યું છે હવે ખસી જવામાં શું બાકી છે!

**લાલચંદ્ર**—મ્હેં શી રીતે ખેસવ્યું?

**મણિ**—સ્નેહપૂર્વક પાણિ ગ્રહણ કર્યા પછી તદ્દન અજાણ્યાજ થઇ જવું એ પીડા-પ્રહારથી ગમે તેવું સ્થિર મગજ પણ ખસીજ જાય!

**લાલચંદ્ર**—હું ક્યાં અજાણ્યો થયો છું?

**મણિ**—એ સ્નેહને ઇંગ્રેજી તાળું વાસ્યું, એ અજાણ્યા થઇ જવા તુલ્યજ છે.

**લાલચંદ્ર**—શું હું ત્હારા સ્નેહને વિસરજન થયો છું?

**મણિ**—વિસરજન થયા વિનાજ આપનું દર્શન દૂર્લભ થયું હશે?

**લાલચંદ્ર**—ચાલ, હવે એ માથાફોડ જવાદે. અત્યારે તો હું જાઉં છું કાલે જરૂર આવીશ.

**મણિ**—પ્રાણનાથ! અહિં આવવાથી આપને ઉદ્વેગ થાય છે ખરૂં?

**લાલચંદ્ર**—ના, ના. ઉદ્વેગતો શાનો? પણ આજે કહીં જવું છે.

**મણિ**—આપના પેલા સદ્‌ગુણ સંપન્ન વિચારદત્ત મિત્ર સાથે કે એકલા?

**લાલચંદ્ર**—ના, ના, એકલાજ. હવે એ ક્યાં મ્હારી પાસે આવે છે?

**મણિ**—વારૂ, મ્હારે આપને કંઇપણ કહેવાનો હક છે? આપને આપની સ્વતંત્રતા અખંડ રહો. પ્રાણેશ! જન-સમૂહ વચ્ચે પોતાના કરેલા હૃદયને દુભવવામાં પાપ છે!

**લાલચંદ્ર**—પાપબાપને અમે માનતા નથી. ડોન્ટ કેર. હવે મ્હારાથી ખોટી થવાય એમ નથી, હું જઇશ.

એમ કહિ જાય છે. મણિ એકલી નિઃશ્વાસ નાખતી:—

"અરેરે આર્ય બાળકો! તમારાં દુઃખો તમેજ સહન કરી શકો! જ્યાં સુધી સાંસારિક સ્થિતિ સુધરી નથી ત્યાંસુધી તમારા દેશની કોઇ ઉપાયે ઉન્નતિ નથી. પુરૂષ પશુ તો સ્ત્રી સુશીલ, સુશિક્ષિત, અને પુરૂષ સુશિક્ષિત, સુશીલ તો સ્ત્રી અશિક્ષિત, દૂર્વિનીત! આવાં દંપતી ક્યાંથી સુખી થાય? અને જ્યાં સુધી તેઓના તન, મન ચિંતાગ્રસ્ત છે ત્યાંસુધી તેઓ દેશ માટે શું કરી શકે? અસ્તુ." વળી જરા વિચાર કરી—

"એમનું હૃદય સારૂં છે તો આજ નહિતો કોઇ કાળે પણ કેટલાક સંસ્કારોથી એ સુધરશે તો ખરાજ ! ત્યાં સુધી દુઃખનો દુઃખજ ! ભવિષ્યમાં એમની અને મ્હારી વચ્ચે જ્યાં સુધીનો અંતરાય માંડયો હશે ત્યાં સુધી એ અંતરાય રહેશેજ. પ્રારબ્ધ-પ્રવાહને પ્રસન્ન ચિત્તે આદર આપવો, એ ભારતવર્ષીય આર્ય બાળાઓનું કુલ ક્રમાગત વ્રત છે."

મી. લાલચંદ્ર અહિંથી માતા પિતાની આજ્ઞા લઇ, સપાટાબંધ નવી ગુલજારના બંગલા તરફ ઉપડયા. ગુલજારનો બંગલો આવતાં ત્યાં ગાડી થોભી વિચાર દત્તના કાન ચમકયા. નવી ગુલજાર ગાતી બંધ પડી, અને 'શેઠજી આગે' એમ બોલતી, એકદમ ઉભી થઇ. વિચારદત્ત પણ ઉભો થયો. એટલામાં ત્રો લાલચંદ્ર ઝપાટાબંધ દાદરના પગથીયાં દબાવતો ઉપર ચડી આવ્યો.

**ગુલજાર**—શેઠજી ! બહોત મહેરબાનગી કી. બોલાજીયે.

**વિચારદત્ત**—મિત્ર ! જરા વારતો થઇ, તો પણ ઠીક આવ્યા. વારૂ, શેઠજીયે કેમ બોલાવ્યા હતા ? કંઇ આપણી બાબત તો નહોતાને ?

**લાલચંદ્ર**—ના, ના. નાહક નકામો ધકકો. બે ચાર દિવસ થવાં હું નહોતો ગયો તેથી અમસ્થોજ,-મારી તબીયત હવે કેવી રહે છે-તે જાણવા સારૂ બોલાવ્યો હતો.

**વિચારદત્ત**—તમે કહ્યું હતું કે મ્હારી તબીયત હજુ સુધરી નથી, માટે હજુ હું ત્યાંજ રહીશ.

**લાલચંદ્ર**—વિચારદત્ત ! એમાં મ્હને હવે કંઈ શીખવવું પડે એમ નથી. એતો મ્હેં એમને બરાબર સમજાવ્યા છે. કેટલીક મુદત સુધી તો હમણા આપણું નામ લે એમ નથી પણ હું બે ચાર દિવસે એમની પાસે જતો રહીશ.

**ગુલજાર**--હજુર ! દો ચાર દિનમેં એકાદ વખત જાનાતો અચ્છા, લેકીન અપની તબીયત અચ્છી સુધર ગઇ-યહ બાત જાહીર નહિ કરના.

**લાલચંદ્ર**—એતો મેં સબ બાત જાનતા હું. લેકીન આજ સબ યેહ ઠંડા મામલા કયૌં હે.

**ગુલજાર**—આજકલકે વખ્ત શેઠજી આપ જાનતે હેં. ઔર આપ જીસ દીનસેં યહાં તસરીફ લાતે હેં, ઉસ દીનસે મેં કોઇ પુરૂષકે યહાં નહિ આને દેતી હું ચાય વો ચાયજીતના માલદાર હો.

**લાલચંદ્ર**—કયૌં નહિ ગુલજાર ? તુમ્હારી મહોબત નેક હૈ. જૈસા તુમારા નામ હૈ. વૈસેહી તુમહો.

**વિચારદત્ત**—એમાંતો મીનમેખ ફરક નહિ.

લાલચંદ્ર—( પાકીટમાંથી નોટ કાઢી ) લો યહ દોસો રૂપેકી નોટ. ઓર દુસરી મ્હેં કલ તુમકો મેરે બંગલે બોલાઉંગા ઉસ વખ્ત દુંગા.

ગુલજાર—હજુર ! આપકી મેહેરબાનગી હૈ તો સબ કુછ હૈ. નોટ ક્યા ચીઝ હૈ ! ચંદા ! કબાટમેંસે વહ બાટલી લા ! શેઠજીસેં ક્યા જાસતી હૈ ? ( ચંદા બાટલી, ગ્લાસ લાવી મુકે છે. )

લાલચંદ્ર—વાહ ગુલજાર વાહ ! સબ માશુકોમેં તુમારા જેસી માશુક મી લના મુશ્કીલહૈ.

વિચારદત્ત—અને એમને પૈસાની કંઇ પરવાજ નથી, ફક્ત ખરી મહોબ્બતનેજ ચહાય છે.

લાલચંદ્ર—એતો ભાઇ મનોમન સાક્ષિ.

ગુલજાર—( ગ્લાસમાં દારૂ કાઢી ) શેઠજી લીજીયે ?

લાલચંદ્ર—ઐસા નહિ હોતાહૈ. પહીલે ગુલજારજી તુમ લીજીયે. ફીર હમ લેવેંગે.

ગુલજાર—કોન ? પહીલે મ્હેં લેઉ ? ઐસા કુછ હોતાહે હજુર ? મેં તો આપકી તાબેદાર !

લાલચંદ્ર—લે, વિચારદત્ત ! ત્યારે પહેલાં તું લે !

વિચારદત્ત પહેલા તમે, પછી હું. પહેલા વરરાજા પછી જાનૈયા.

લાલચંદ્ર—ઠીક, તેં મ્હને વરરાજા બનાવ્યો !

વિચારદત્ત—ઠીક ઠીક, હવે પી જાઓને ? માંહીંથી એનો બધો સત્વ ઉડી જાયછે ?

લાલચંદ્ર પી જાય છે. પછી ગુલજાર વિચારદત્તને ભરી પાય છે અને વિચારદત્ત ભરીને ગુલજારને પાય છે.

લાલચંદ્ર—અચ્છા ગુલજાર ! તુમતો ખરેખર ગુલજારહી હો ! અબ કુછ અચ્છી ચજ તુમારી હોનેદો.

ગુલજાર—શેઠજી ! આપકી જો મરજી હે સો ચીઝ મેં ગાઉં.

લાલચંદ્ર—અચ્છા ! વોહ જોગનીવાંવાળી ઠુમરી હોનેદો.

વિચારદત્ત—નહિ નહિ. હમ યહાં આયે ઉસ વખ્ત તુમ જો ચીઝ ગાતેહેથે વોહ ચીઝ ઉડનેદો.

ગુલજાર—વોહ ચીઝકાતો અબ વખ્ત નહિ. શેઠજી ઠીક ચીઝ ફરમાતેહૈં.

લાલચંદ્ર—ક્યોં ગુલજાર ! હમારી પસદગી કૈસી ઉમદાહૈ ?

**ગુલજાર**—વાહ હજુર ! આપકી કયા બાતકે ? આપ સબ વિદ્યામે પ્રવીણ્હૈ.

**વિચારદત્ત**—અચ્છા ! અબસુનીયે.

ગુલજાર ઠુમરી ગાય છે.

જોગનીયાંકો બેશ બનાકે,
પીયાકો ઢુંઢન જાઉં મોરી સજની—જોગ૦
નગર નગર વાકે દ્વાર ફિરિ મય
પીયા પીયા શબ્દ સુનાકે મોરી દઇયાં—જોગ૦

**લાલચંદ્ર**—વાહ ગુલજારજી વાહ ! તુમનેતો મસ્ત બનાદીયે. ( પાકીટમાંથી નોટ કાઢી ) લીજીયે યહ નોટ ગુલજારજી ?

**ગુલજાર**—વાહવાહ શેઠજી ! સંગીત કલામે આપકી કયા અચ્છી નીઘાહે ?

**લાલચંદ્ર**—( વિચારદત્તને ) અરે યાર ! હવેતો મ્હને કહેકે-કુસુમને મેળવવા ત્હેં શી યુક્તિ ગોઠવી છે ?

**વિચારદત્ત**—કહું દોસ્ત ? ત્યારે જો સાંભળ.

"આપણા બે ત્રણ દોસ્તોને પુરી સમજૂત આપી રત્નનગરી મોકલવા, ત્યાં તેઓ તરફથી કુસુમના પિતા વિદ્યાચતુરના નામથી સરસ્વતીચંદ્ર ઉપર એક બનાવટી કાગળ મોકલાવવો. એમાં જણાવવુંકે મહાલક્ષ્મી સ્ટેશને હું કંઇ કામસર આવુંછું માટે તમે અને કુસુમ બંને ગાડી વખતે સ્ટેશનપર સામા આવજો હું કદાચ એ ટાઇમે નહિ આવી શકું તો મારા નવા ગુમાસ્તા તો આવશેજ. તમે એમની સાથે જજો, અને તેમને તેમના કાર્યમાં યોગ્ય મદદ કરજો. હું બીજે દિવસતો જરૂર આવીશ. આવો બનાવટી કાગળ તેમની તરફથી લખી મોકલાવવો, અને તેઓ બરાબર મુકરર કરેલા વખતે મહાલક્ષ્મી સ્ટેશને ઉતરે. અહીં પણ આપણે સઘળી ગોઠવણ કરી રાખશું."

**લાલચંદ્ર**—યુક્તિતો પહેલા નંબરની છે પરંતુ કુસુમ સાથે સરસ્વતીચંદ્ર આવે ત્હેનું શું કરવું.

**વિચારદત્ત**—કંઇ નવીન કામનો સબબ કાઢી, તેમને વિદાય કરવા, અને પછી આપણા સંકેત કરેલા સ્થાને કુસુમને ઉપાડી જવી.

**લાલચંદ્ર**—વાહવાહ ! દોસ્ત ! ઓલરાઇટ ! થેંન્કયુ ! નંબર વન પ્લેન ! ( પોકેટમાં જોઇ ) યાર અફશોશ ! નોટતો ખલાસ થઇ. ચાલો હું બંગલે જઇ આપીશ.

**લાલચંદ્ર**—ગુલજારજી ! બંદગી ! આજ કુછ કામહૈ જરૂરીકા. હમકો અબ યાદ આયા. કલ હમ દોનું જરૂર ઇસ વખ્ત ઇહાં આયગેં, ઔર તુમકો ખુશ કરેંગે.

**વિચારદત્ત**—ગુલજારજી ! શેઠજી સચ ફરમાતે હેં. કલ તુમારી ઇચ્છા મુજબ હમ શેઠજી પાસસેં જરૂર તુમકો ઇનામ દીલવાયેંગે.

**ગુલજાર**—શેઠજી ! ઐસે મેં બાત નહિ માનતી હું. ઐસા બહાના નીકાલકર આપ નહિ પધારેં, ઔર મેં ઝુરઝુરકે મરજાઉં મેરે ગલે હાથ રખીયે ફીર મે માનું.

**લાલચંદ્ર**—યહ ગુલજારકે ગળે હાથ, ફીર કયા ?

**ગુલજાર**—શેઠજીકે હાથતો મુલામ હૈ ?

**વિચારદત્ત**—આપકા ગળાભી કહાં કમ હૈ ?

**લાલચંદ્ર**—ગળા બહારભી અચ્છા હૈ ભીતરભી અચ્છા હૈ.

**ગુલજાર**—વાહ ! મેરે સીરદાર ! આપનેતો ખુબકી ! હા ! અફશોશ ! મારદી. અચ્છા પધારીયે બંદગી !

**લાલચંદ્ર**—બંદગી.

લાલચંદ્ર અને વિચારદત્ત બેઉ મહ્લબારહીલ પોતાને બંગલે જાય છે.



# પ્રકરણ ૨૩ મું.

## ત્રિવેણીના ભિન્ન પ્રારબ્ધ-પ્રવાહ.



સૂર્ય વાદળથી છવાય છે પરંતુ તેથી કરી
તેના સ્વરૂપમાં ફેરફાર થતો નથી.
તારાઓ અસંખ્ય છે પરંતુ તે ચંદ્રની
પ્રભાને પહોંચી શકતા નથી.
મહા પુરૂષો,પર-જીવોના સુખ નિમિત્તે
પોતાની સુખ-સમૃદ્ધિયોનો હોમ આપે છે.
જ્ઞાન-સમૃદ્ધિથી પરિપૂર્ણ છતાં કર્મ કરવા
વાળો જીવ-લોક પરતંત્ર અને સદા પરતંત્ર દશામાંજ છે.

( લ. વ. યાદવ. )



એક ચિદ્ શક્તિ સ્વ-શરીર રથને લઇ, અગ્નિ-રથમાં વિરાજી, પ્રિય જીવનોની માળા ફેરવતી, વિશ્વ રચના અવલોકતી ચાલી આવે છે તેજ પળે તેજ ગુણવાળી બીજી ચિદ્ શક્તિ અગ્નિ રથમાં બેસી કોઇ પ્રિય પૂજ્ય વડીલને મળવાના ઉમંગમાં, પ્રારબ્ધને લઇ મહા લક્ષ્મી સ્ટેશન તરફ પુર મનોવેગમાં વેહેતી ચાલી જાય છે, ત્યારે પુરૂષ સ્વાંગે એક ચિદ્શક્તિ મુમ્બાપુરીના એક સુંદર, સ્વચ્છ ભુવનમાં મ્લાન મુખે—

'અરરર ! પિતાશ્રીની તબીયત તો અત્યારે વિશેષ નરમ લાગે છે ડાક્ટર પણ હજુ આવ્યા નહિ, અને હું મહાલક્ષ્મી શી રીતે જઇ શકીશ ?' આ સાંસારિક ચિંતનમાં ડુબી રહી છે.

પ્રિય વાચક બંધુ ! પ્રથમની ચિદ્ શક્તિ તે કુમુદજ ! સુવર્ણપુરથી ઉપડી સરસ્વતીચંદ્ર અને કુસુમને મળવા મુંબઇ આવે છે તેજ પળે કુસુમ કૃત્રિમ કાગળથી ભોળવાઇ મહાલક્ષ્મી સ્ટેશને પોતાના પિતા વિદ્યાચતુરને મળવા જાય છે અને સરસ્વતીચંદ્ર પોતાને સ્થાનેજ પિતાશ્રીની તબીયત જોવા માટે ડાકટરના આવવાની રાહ જુએ છે.

કુમુદ ગાડીમાં અનેક વિચાર–વમળમાં વહે છેઃ–

ઘેલી મ્હારી કુસુમ ! અનેક કષ્ટોના અંતે ત્હારા સૌભાગ્યના પૂર્ણ ચંદ્રનો ઉદય થવાથી, હું મ્હારા સર્વ વ્યતિત દુઃખો વિસરી જાઉંછું અને આનંદથી ઉભરાઉંછું. સરસ્વતીચંદ્ર ! તમે આલોકતો શું, પણ ત્રિભુવનમાં પૂજવા યોગ્ય છો. જંગલના તપસ્વીયો અને મૂનિયોથી તમે શ્રેષ્ટ છો, તમે સંસારની બળતી જ્વાળાઓ વચ્ચે દ્રઢાસન જમાવી તપ કર્યું છે–કરોછો, અને ઉપવનસ્થ તપસ્વીયો બીચારા, સંસારની ધગધગતી વિષય–વાસનાઓથી દગ્ધ થશું–એવા ભયથી જંગલમાં જઇ તપ કર્યાં કરે છે. અસ્તુ. "

" સરસ્વતીચંદ્ર ! મ્હારૂં મન તમારા તરફ શાથી તણાય છે ?

" કોઇ પણ પ્રકારની સાંસારિક તૃષ્ણાથી ?" " નહિજ, પરંતુ તમારી દીવ્ય જ્ઞાન–દીપ્તિયોથી, તમારી તપ–સિદ્ધિયોથી. "

" સરસ્વતીચંદ્ર ! મ્હારા કયા અંશને તમારી સાથે મૈત્રિ છે ? "

" તમારા દેહ સાથે ? " " નહિજ એતો નશ્વર છે જ્ઞાન કે અનુભવ સત્તારૂપ નિત્ય નથી. "

" તમારી પંચેન્દ્રિયો સાથે ? "

" નહિજ. કારણ કે વિષયો કિંવા અન્ય વસ્તુઓને જાણવાની શક્તિ ઇન્દ્રિયોમાં નથી, જો ઇન્દ્રિયોમાં એ શકિત હોયતો મરણ પછી અગ્નિના દાહનું દુઃખ ઇંદ્રિયો અનુભવી શકે–પણ તેમ નથી. "

" તમારા પ્રાણ સાથે ? "

" નહિજ. કારણકે રાત્રીયે નિંદ્રાવસ્થામાં ચોર આવ્યો હોય, તે વખતે પ્રાણ ચાલે છે છતાં તેને આવ્યાની ખબર પડતી નથી. "

" ત્યારે શું તમારા મન સાથે ? "

" નહિજ. કારણકે મન એકી વખતે સઘળી બીના જાણી શકવા સમર્થ નથી. જેવી રીતે–કોઇ નિબંધ આપણે વાંચતા હોઇયે તે વખતે આપણું મન જો નાટક જોવા ઉપડયું હોયતો એ નિબંધ આપણે ફરીજ વાંચવાની જરૂર પડવાની, કારણકે મન પરતંત્ર અને ઉન્માદી છે માટે એમાં સર્વ વ્યાપકતાનો ગુણ નથી. માટે જો

"સત્તા-સ્ફુર્તિને લઇ, સર્વે સત્તાવાન બનેછે તે સત્તા-સામાન્યરૂપેજ સત્તા વિશેષરૂપ સરસ્વતીચંદ્ર, એજ મ્હારા મિત્ર છે બંધુ છે નાથ છે."

" આહા ! પરમાત્મા ! આ દેહે મ્હેં કેવાં કેવાં સ્વપ્ન જોયાં ?"

આ પ્રમાણે કુમુદ-મસ્તિકાલયમાં અનેક વિચાર તરંગો વિકાસ પામી રહ્યા છે તેવામાં સામેથી એક સુસવાટ કરતી આવતી ટ્રેઇને ત્હેના કાન ચમકાવ્યા અને દ્વાર સન્મુખ દૃષ્ટિ મંડાવી. આવતી ટ્રેઇન ( ગાડી )ની ગતિ જેવી મંદ પડી, તેવીજ પોતાવાળી ટ્રેઇનની ગતિ જરા તીવ્ર થઇ; એવામાં સામેની ગાડીમાં વિરાજીત કોઇ પરિચિત પ્રિય દૃષ્ટિ સાથે દૃષ્ટિ સંધાઇ, સંધાતાંજ સ્નેહ ભર્યો મધુરવાણિ-પ્રવાહ વાયુમાર્ગે,—

કોણ ? બ્હેન કુમુદ ?

એ ધ્વનિ પ્રકટાવતો આવ્યો, અને કુમુદના શ્રવણપુટે અથડાયો.

કુમુદ-અંતર પણ વાણિરૂપે ઉભરાઇ આવ્યું.

કોણ ? કુસુમ ?

સ્નેહ-દ્રવિત હૃદયવાળી તણાતી દૃષ્ટિયોને તણાતીજ રહેવા દઇ (કૃપણ) ગાડી ઉપડી. સ્નેહના શ્વાસોશ્વાસ, ઉદ્ગાર સ્ટેશન આગળજ નિઃસત્વબની ઢોળાઇ ગયા. અને વાયુમાં વીખરાઇ ગયા. ઇતિમ્.



॥ श्रीगुंगुरुभ्योनमः ॥

# જાહેર ખબર.

## જયપુર મહારાજાશ્રિત, રાજકીય સંસ્કૃતપાઠશાલાધ્યાપક, ગવર્ન-મેન્ટ ડીપ્લોમાપ્રાપ્ત, પંડિતેન્દ્ર, વૈદ્યવાચસ્પતિ ભટ્ટાચાર્ય, જગત પ્રસિદ્ધ, રાજવૈદ્ય શ્રીમાન શ્રીકૃષ્ણરામ સ્થાપિત.

## ॥ आयुर्वेद चिकित्सालयः ॥

## ( દેશી દવાશાળા )

**॥ धर्मार्थ काम मोक्षाणामारोग्य मूल मुत्तमं ॥**

મહાશયો લક્ષમાં લેશોકે-ધર્મ, અર્થ, કામ, ને મોક્ષ એ ચાર પુરૂષાર્થોનું મુખ્ય સાધન શરીરની આરોગ્યતા છે, તે વીના સર્વ વૃથા છે. માટે આયુર્વેદ પ્રણીત ભગવાન ધન્વંતરીએ દર્શાવેલા આર્ય વૈદક સિદ્ધાન્તોના વિષયોનું મનન કરશો તો આરોગ્યતા સંપાદન કરી ચતુર્વર્ગ ફળ પ્રાપ્તિ કરવામાં પાછા પડીશુ નહી. આર્યવૈદકશાસ્ત્રમાં કથન કરેલી વનસ્પતિની તમામ ઔષધીઓ આર્યભૂમીના લોકોને જેવી માફક આવે છે તેવી વિદેશીય ઔષધીઓ ભાગ્યેજ અનુકુળ આવતી હશે. માટે ઘણા પરિશ્રમથી હજારો રૂપીઆનો વ્યય કરી શાસ્ત્રોક્ત દેશી દવાઓનો મોટો સંગ્રહ સદરહુ ઔષધાલયમાં રહે છે એટલુંજ નહીં પણ પુરૂષ, સ્ત્રી, તેમ બાળકના તમામ રોગોપર લાગુ પડતી વનસ્પતિની સર્વ ઔષધીઓ તથા ઘણીક મુદતે તૈયાર થયેલી સહસ્ત્રપુટી અભ્રખભસ્મ, તામ્રભસ્મ, ચાંદીનીભસ્મ, સુવર્ણભસ્મ, બંગ, ત્રીબંગ, નાગભસ્મ, સુવર્ણવસંતમાલતી, બંગેશ્વર, પંચામૃતપર્પટી, લોહભસ્મ વગેરે મહામાત્રાઓ તથા ગુટિકાઓ, ચૂર્ણ, શરબત, મુરબ્બા, નારાયણતૈલ, લાક્ષાદિતૈલ, ઇત્યાદિ ઉત્તમ દવાઓ અમારે ત્યાંથી યોગ્ય કીંમતે તૈયાર મળશે. આ વિષયમાં અમોને સારા ગૃહસ્થો તરફથી સર્ટીફીકેટો મળેલ છે તે અમોએ અમારા તરફથી પ્રગટ થયેલી **"औषधमूल्य दर्पण"** એ નામની ચોપડીમાં દાખલ કરેલ છે. જે અડધા આનાની ટીકીટ મોકલનારને મફત મોકલવામાં આવે છે. આથી વિશેષ હકીકત જાણવાની ઇચ્છાવાળાએ પત્ર પાઠવી ખુલાસો કરી લેવો. નોટ-પેટ પત્ર લેવામાં આવશે નહીં.

અમારા મિત્રમંડળ તરફથી ભલામણ હોવાને લીધે અમોએ "औषध मञ्जूषा" ( પ્રદેશ પેટી ) એ નામની પેટી તૈયાર કરેલ છે. જેના બે ભાગ પાડવામાં આવ્યા છે તેમાં સ્ત્રી પુરૂષ, તથા બાળકોના શરીરમાં દરેક જાતના અચાનક ઉપડી આવતા રોગોપર લાગુ પડતી અકસીર દવાઓ દાખલ કરી છે. સદરહુ પેટી પ્રદેશમાં જ્યાં વૈદ્ય તથા દાકતરોનો અભાવ હોય ત્યાં અતિ ઉપયોગી છે પેટી સંબંધી વિશેષ સુચના અમોએ ઉપર દર્શાવેલી ચોપડીમાં સવિસ્તર આપી છે. પેટીના ભાગ-૧ ની કીંમત. ૫-૦-૦ તથા ભાગ બીજાની કીંમત. ૩-૦-૦ આ પ્રમાણે રાખી છે.

મુ. અમદાવાદ.<br>ઠે. સ્વામિનારાયણના<br>મંદિર પાસે.

આયુર્વેદ ચિકિત્સાલય;<br>વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર.<br>'જયપુર રાજકીય સંસ્કૃત આયુર્વેદ ભિષગ્વર્ય"

॥ हरिः ॐ तत्सत् ब्रह्मार्पणमस्तु ॥



# અગાઉથી ગ્રાહક થઇ આશ્રય આપનાર સદ ગ્રહસ્થોનાં મુબારક નામ.

## અમદાવાદ

| નકલ | નામ |
|---|---|
| ૧૦ | નગરશેઠ. મણીભાઇ પ્રેમાભાઇ |
| ૮ | નગરશેઠ. ચમનભાઇ લાલભાઇ |
| ૭ | શેઠ. દુરગાપ્રસાદ સંભુપ્રસાદ લશકરી |
| ૩ | શેઠ. મોતીલાલ મનસુખરામ. બલાડીવાળા |
| ૧ | શેઠ. સાંતીલાલ મથાભાઇ |
| ,, | શેઠ. મણીભાઇ જેસંગભાઇ |
| ,, | શેઠ કાળીદાસ ઉમાભાઇ |
| ,, | શેઠ. અમરતલાલ વાડીલાલ |
| ,, | શેઠ. મંગળદાસ ગીરધર |
| ,, | શેઠ. ત્રીકમલાલ જમનાદાસ |
| ,, | શેઠ. વૈકુંઠરાય અંબાલાલ |
| ,, | વકીલ. મી. વરજલાલ સાંકરલાલ |
| ,, | વકીલ. મી. સાંકળચંદ રતનચંદ |
| ,, | વકીલ, મી. ચમનલાલ પરસોતમ |
| ,, | રા. મોહોલાલ મગનલાલ મુ. ક |
| ,, | ચંદુલાલ માધવલાલ મુ. ક |
| ,, | પટેલ. મફતલાલ ગગલભાઇ |
| ,, | ચતુરભાઇ ગંગાદાસ |
| ,, | રા. ભાઉસાહેબ. બાપુરાવ |
| ,, | શેઠ. નાથાલાલ ત્રીકમલાલ |
| ,, | શા. મોહનલાલ ચુનીલાલ |
| ,, | શા. ચંદુલાલ અમરતલાલ |
| ,, | શા. ત્રીભોવનદાસ પુરસોતમ |
| ,, | રા. ડાહ્યાભાઇ મોતીલાલ |
| ,, | રા. રા. રણછતરામ વાવાભાઇ |
| ,, | શા. કેશવલાલ મગનલાલ |
| ,, | ,, છોટાલાલ ડાહ્યાભાઇ |
| ,, | ,, મનુભાઇ ઉર્ફે છગનલાલ કેશવલાલ |
| ,, | ,, ત્રીકમલાલ પરશોતમદાસ ખરીદીઆ |
| ,, | ,, છગનલાલ દલસુખરામ |
| ,, | લવાર દલસુખરામ હરજીવનદાસ |
| ,, | શેઠ રણછોડલાલ સાંકળચંદ |
| ,, | વેદશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર |
| ,, | શા. ભગુભાઇ ચુનીલાલ |
| ,, | પટેલ. મુળચંદ કેવળદાસ |
| ,, | રા. ગીગાભાઇ જશમંત |
| ,, | મેતા. મણીલાલ હરીભાઇ |
| ,, | પા. મોહનલાલ મોતીરામ |
| ,, | પા. રણછોડ હરગોવનદાસ |
| ,, | રા. હીંમતલાલ ગોવીંદલાલ |
| ,, | ,, ચંદુભાઇ નગીનદાસ |
| ,, | જોશી છોટાલાલ નાથાલાલ |
| ,, | દેશાઇ હીરાલાલ છોટાલાલ |
| ,, | શા. બાલાભાઇ હુકમચંદ |
| ,, | ,, જગજીવનદાસ મહાસુખરામ |
| ,, | ,, સકરાભાઇ જેસંગભાઇ |
| ,, | ,, ખેચરભાઇ છગનલાલ |
| ,, | ,, તારાચંદ દોલતચંદ |
| ,, | રા. ચંદ્રપ્રસાદ જે. મહેતા |
| ,, | ,, મોહનલાલ ખુશાલીદાસ |
| ,, | પા. નારણદાસ ગીરધરલાલ |
| ,, | ચોકસી મણીલાલ છગનલાલ |
| ,, | દેશાઇ કાંતીલાલ ભોગીલાલ |
| ,, | શા. બાલાભાઇ નથુભાઇ |
| ,, | મી. મોહન લાલજી |
| ,, | શા. મણીલાલ વાડીલાલ |
| ,, | મારફતીયા ચીમનલાલ ગીરધર |
| ,, | પા. ત્રીકમલાલ જેઠાભાઇ |
| ,, | પણ્ડિત લક્ષ્મણલાલજી કનકકીર્તિજી |
| ,, | શા. વીઠલદાસ મોતીચંદ |
| ,, | ,, મણીલાલ છગનલાલ |
| ,, | ભાવસાર ચુનીલાલ ગોપાળજી |
| ,, | મહેતા પોપટલાલ ચુનીલાલ |
| ,, | શા. વાડીલાલ મગનલાલ |
| ,, | ,, માણેકલાલ ડાહ્યાભાઇ |

નકલ નામ

,, ,, ભોગીલાલ મનસુખરામ
,, ,, ચમનભાઈ ભગુભાઈ
,, કસનલાલ મોતીલાલ કાપડીયા.
,, શા. વ્રજલાલ કસ્તુર
,, કડીયા મોતીરામ નાનસા
,, શેઠ ડોસાભાઈ વીઠલ
,, મી. અંબાલીદાસ જીવરાજભાઈ
,, ચોકસી મણીલાલ ન્હાહાલચંદ
,, શા. ઓઘડ ધારસી ( પથરના
કંટ્રાકટર)
,, ,, મંગળદાસ જેસંગભાઈ
,, શેઠ ચીમનલાલ મગનલાલ
,, કીસ્નરાવ ભોળાનાથ દીવેટીયા
( બેરીસ્ટર એટલો )
,, જુઠાભાઈ રામચંદ કાપડીયા
,, શા. નાથાભાઈ ભગુભાઈ
,, દ્વારકાંદાસ કલ્યાણદાસ પટેલ
,, મી. કેશવલાલ મહિપતરામ
,, મીસીસ આનંદરાય મોતીલાલ
,, બાલાભાઈ નગીન

## મુંબઇ

૨ રા. ભગવાનદાસ ચતરભોજ ખીમજી
૧ રામચંદ્ર માધવરામ ભટ
,, શા. ચુનીલાલ ઝવેરચંદ
,, મેરાઈ અરજુન પ્રેમજી
,, જાની દામોદર જહુરામ યાજ્ઞીક
,, રા. ધીરજલાલ વંદ્રાવનદાસ
,, ડાકટર પોપટલાલ પ્રભુરામ એલ.
એમ.
૧ મહેતા નાનજી મંગળદાસ—જાફરાબાદ
,, ગાંધી પ્રમાણંદ જગજીવન—અમરેલી
,, બાણુ વીઠ્ઠલદાસ હરીદાસ છાયલવાળા
,, શા. કેશવલાલ લક્ષ્મીચંદ
,, ,, પુનમચંદ વસ્તારામ
,, ,, કેશોરદાસ પરશોતમ
,, ,, અમ્રતલાલ ઓધવજી
ભાવનગરવાળા.
,, ,, શીરધરલાલ ગુલાબચંદ

નકલ નામ

,, ઠા. ગોપાળજી ધનજી
,, બેહેચરદાસ મુળજી કળસારકર.
,, ઠા. મથુરદાસ ગોવીંદજી

## એડન.

૧ દેશાઇ જમનાદાસ વા. પરભુદાસ
કુતીયાણાવાળા.

## મસ્તક (એરેબીયા)

૧ નરસિંહવર્મા ધમનમલ

## પેશાવર

૧ હરીલાલ બી. મહેતા. જમાસજી
એન્ડસન.

## માંડલે (બરમા.)

૧ અંબાલાલ મોરારજી વ્યવસ્થાપક
દેશાઈ બ્રધર્સ કલબ

## મોમ્બાસા (બ્રીટીશ ઈસ્ટઆફ્રીકા)

૧ ઠા. હંસરાજ ગોવર્ધનદાસ
,, ,, નેનસિહ હંસરાજ
,, લુ. ઠા. નારાયણ હરીરામ પ્રેમજી
,, ઠા. વિશ્વનાથ ડાહ્યાભાઇ
,, મણીલાલ પ્રાણશંકર મહેતા
,, ખીમજી લાધા વાઘેલા

## હૈદરાબાદ (સિન્ધ)

૧ વીથાભાઇ ઝીનીભાઇ પટેલ કોન્ટ્રેકટર

## હૈદરાબાદ (દખણ)

૧ શેઠ લાલજી મેઘજીની દુકાન

## કાનરા (મલબાર સોર્થ)

૧ ખત્રી વલ્લભજી પરશોતમ
ભાવનગરવાળા

## ચંદ્રધરપુર (બેંગાલ)

૧ નથુશંકર વિ. ગીરજાશંકર ભટ

## દેહેરાડન (ઇમ્પીરીયલ કેડેર કોર્સ)

૧ ઠાકોર જોરાવરસિહજી ઓફ ભાવનગર

## શીકારપુર (સિન્ધ)

૧ વિશ્વનાથ મનસુખરામ પંડયા
મીકેનીકલ એનજીનીયર

## હુબલી

૧ ગીરજાશંકર લાલજી આચાર્ય
ઉંઝાવાસી સ્કુલ માસ્તર.

નકલ નામ

**નીલેસર (જીલ્લે સાઉથ કાનરા)**

૧ મીસ્ત્રી કલ્યાણજી વીરજી

**કલકત્તા**

૧ દ્વારકાંદાસ લક્ષ્મીદાસ હોપરાણી
૧ એમ. સી. આત્મારામ ભુખણવાળા

**જામનગર**

૧ મકવાણા વેલજી આણંદજી
૧ આચાર્ય બજીભાઈ કલ્યાણજી
૧ પોપટ વેલજી દવે

**માંડવી (જીલ્લે સુરત)**

૧ દેશાઇ ધરમદાસ ફોરેસ્ટરાય

**અવાણીયા ( પોસ્ટ માળીયા )**

૧ ઠા. માધવજી ત્રીકમજી

**ભડકવા (કાઠીયાવાડ)**

૨ રાણાશ્રી અખેરાજજી ગજસીંગજી
ભડકવા દરબાર
૧ શામા લધુભા ઉમેદસીંગજી
૧ રા. રાયચંદ મોતીચંદ કામદાર

**નઇનીટાલ (યુનાઇટેડ પ્રોવીન્સ)**

૧ યાદવરામ પંડ્યા–સીવીલ સેક્રેટરીએટ
૧ મોતીલાલ માધવલાલ દીવાન
૧ રામજી ભીખાભાઇ મુ. ડરબન–
નાટાલ

**ત્રાજ (ખેડા)**

૧ પોલીસ પટેલ દ્વારકાંદાસ લક્ષ્મીદાસ

**ગવરીદડ (કાઠીયાવાડ)**

૧ પાટવીકુમારશ્રી દીપસિંહજી

**ભરૂચ.**

ચીમનલાલ આર દેશાઇ, બુકસેલરની
મારફત—
૧ રાયચંદ દીપચંદ લાયબ્રેરી
૧ સેક્રેટરી નૃસિંહ લાયબ્રેરી
૧ દેશાઇ વિષ્ણુપ્રસાદ કલ્યાણરાય
૧ ચીમનલાલ હરદેરામ

**વરેડીઆં (પોસ્ટપાલેજ)**

૧ માસ્તર ગણપતરામ કાળીદાસ
પુરોહિત નાદોદ
૧ રા. મગનલાલ ધનેશ્વર નાદોદ

નકલ નામ

૧ „ જશવંતરામ નાગેશ્વર હજુર
સીરસ્તેદાર

**રંગુન**

૧ ત્રીવેદી હીરજી આણંદજી
„ રામજી ત્રીભોવન ભરૂચી
„ ભટ જીણાભાઇ દુર્લભરામ બલેશ્વરકર
„ શા. જેવંત હરખચંદ
„ પારેખ ત્રીભોવનદાસ શીવલાલ
„ ભટ નરશેરામ અજરામર
„ રા. માધવજી ઠાકરશી ધ્રુ.
„ „ જમીયતરામ કેશવરામ દેશાઇ

**ઇડર (મહિકાંઠા)**

૧ સુરજરામ લક્ષ્મીચંદ બાયડ તલાટી
„ સોની સરૂપચંદ મોતીચંદ
„ સચ્ચિદાનંદ લક્ષ્મણરાવ કમ્પાઉન્ડર
„ દોસી જેઠાલાલ ગુલાબચંદ

**સુરત**

૨ રા. મુળજીભાઇ આશારામ મેનેજર
૧ „ રતીરાય મોતીરાય
૧ „ શીવલાલ જગજીવનદાસ
૧ „ કાળીદાસ લાલભાઇ–ફલોરમીલ
૧ „ નથુભાઇ કીકાભાઇ માસ્તર
૧ „ કે. ટી. સ્ટોરવાળા, ગનીસેન્ડર

**ગણદેવી**

૧ કેસરબેન વી. દેશાઇ.

**હળવદ (કાઠીયાવાડ)**

૧ રા. પ્રભાશંકર રતનજી ઉપાધ્યાય

**રાજકોટ કેમ્પ**

૧ રા. નરભેરામ જીવણલાલ
૧ „ કે. એમ. દોસી. બી. એ. એલ.
એલ. બી. હાઇકોર્ટ પ્લીડર.
૧ „ મનસુખરામ પ્રાણજીવન પટેલ
૧ „ ભાનુસુખ નિર્ગુણરામ મહેતા
૧ „ કેશવ બાબારાવ દીવેટીયા

**બોરસદ (બોચાસણ)**

૧ પટેલ ભાઇલાલ મગનભાઇ

| નકલ | નામ |
|---|---|
| | **શાહબંદર ( કરાંચી )** |
| ૧ | રા. નર્મદાશંકર સદાશીવ હેડમાસ્તર ગુજરાતી સ્કુલ. |
| | **કડી** |
| ૧ | શેઠ જેઠાલાલ મનસુખભાઇ |
| | **ભાવનગર** |
| ૧૦ | શેઠ કુંવરજીભાઇ આણંદજી–શ્રી જૈન ધર્મ પ્રસારકસભા તરફથી |
| | **સાદરા (મહીકાંઠા )** |
| ૧ | પારેખ મગનલાલ કાશીદાસ |
| | **વડીયા (કાઠીયાવાડ)** |
| ૫ | દરબારશ્રી બાવાવાળા સાહેબ–વડીયા |
| | **પાલીટાણા** |
| ૧ | લાલાજી હરીદાસ મુનસી. પ્રા. સેક્રેટરી. પા. |
| | **વડોદરા** |
| ૧ | રા. મગનલાલ નરશીદાસ |
| ૧ | ,, ચંદુલાલ મોતીલાલ કંટ્રાકટર |
| ૧ | મા. છગનલાલ સાંકળચંદ |
| ૧ | રા. મણીભાઇ બાલાજી મજમુદાર |
| | **ચુડા (કાઠીયાવાડ)** |
| ૨ | પા. હાથીલાલ કલ્યાણદાસ |
| ૧ | શા. છગન ડોસાભાઇ |
| ૧ | ,, કસ્તુર તલકશી |
| | **રાણપુર (કાઠીયાવાડ)** |
| ૧ | શા. વર્ધમાન ચતુરભુજ |
| | **વળા (કાઠીયાવાડ)** |
| ૬ | ઠાકોર સાહેબશ્રી વખતસિંહજી–વળા |
| | **બીદડા (કચ્છ)** |
| ૧ | રા. પરશુરામ રણછોડજી સ્કુલમાસ્તર |
| | **વ્યારા ડીપો** |
| ૧ | શેઠ મોરારજી લીમજી તારાપોરીઆ |
| | **દાહોદ (પંચમહાલ)** |
| ૧ | તલાટી હરિકૃષ્ણ દલપતરામ |
| | **ખાંભોદ (કાઠીયાવાડ)** |
| ૧ | ડાહ્યાલાલ મેઘજી પંડ્યા સ્કુલ માસ્તર |

| નકલ | નામ |
|---|---|
| | **હાંસોટ (ભરૂચ)** |
| ૧ | દેશાઇ ભગુભાઇ પ્રાણવલ્લભદાસ |
| | **અછારણ (સુરત)** |
| ૧ | પટેલ માધવ રતનમાળી |
| | **કીમ** |
| ૧ | રા. ત્રીભોવનદાસ લલ્લુભાઇ રીસલર |
| | **જુનાગઢ** |
| ૨ | પારેખ ગોવીંદજી નાનજી બુકસેલર |
| | **ચીખોદરા (આણંદ)** |
| ૧ | રા. મોતીલાલ ભોગીલાલ સંચાવાળા |
| | **વલસાડ** |
| ૧ | રા. નારણજી બી. દેશાઇ |
| ૧ | ” ગોપાળજી ડી. દેશાઇ |
| | **ભુજ (કચ્છ)** |
| ૧ | રા. દલપતરામ વી. અંબાશંકર ધોળકીયા |
| ૧ | ,, લાલાજી હાથીરામ માંકડ |
| ૧ | ,, કેશવલાલ ભગવતિદાસ ધોળકીયા |
| | **અંજાર (કચ્છ)** |
| ૧ | મે. રા. ભગવાનલાલ નવલરામ ધોળકીયા મ્યુનીસીપાલ સેક્રેટરી |
| ૧ | ઠા. નારણજી પુંજા |
| | **ડાહાણું** |
| ૧ | વીઠલદાસ મણીલાલ પંજવાણી |
| ૧ | નાનુ નરોતમ અઢીયા |
| ૧ | પુરૂષોતમ ગોવીંદજી શાહ. |
| | **અણાર (ત્રાપજ)** |
| ૧ | બહેચરલાલ ભગવાનભાઇ ભટ |
| | **ફોર્ટ સોનગઢ (ટા. વે. રે.)** |
| ૧ | શા. ચુનીલાલ જીવણદાસ |
| | **ભાદરવા (વાસદ)** |
| ૧ | મી. મણીભાઇ પુંજાભાઇ |
| | **વઢવાણ કાંપ** |
| ૧ | પ્રાન્તવકીલ ખુશાલચંદ લક્ષ્મીચંદ લીંબડી. |
| | **ગોધરા** |
| ૧ | દવે હરિશંકર કૃષ્ણરામ કારકુન |

| નકલ | નામ |
|---|---|
| | **ધ્રાંગધ્રા** |
| ૧ | વ્યાસ વ્રજલાલ મગનલાલ વીરમગામવાળા |
| | **વડનગર** |
| ૧ | ઠકર ભીખાભાઇ છોટાલાલ |
| | **રૂપનગર (વીયા હારમોરા રાજપુતાના)** |
| ૧ | વ્યાસ સંપતરામ નાગર પોસ્ટ માસ્તર |
| | **પોરબંદર** |
| ૧ | વાઘજી પરશોતમ મહેતા—વીરપુરવાળાં બાસાહેબના કામદાર |
| | **બારડોલી** |
| ૧ | માસ્તર દલપતરામ મંછારામ |
| | **ઠાકોર** |
| ૧ | મહેતા ચુનીલાલ મગનલાલ |
| | **સમલાયા (પોસ્ટ શાવલી)** |
| ૧ | ગુલાબભાઇ અંબાલાલ દેશાઇ |
| ૧ | મકનજી ભીમભાઇ દેશાઇ |
| ૧ | મણીશંકર સૂર્યરામ પંડયા સબ ૫. વ. ઇન્સપેક્ટર |
| | **ગોંડળ** |
| ૧ | પ્રાણજીવન મકનજી ભાટીયા |
| | **કચ્છ—ખંતીરા** |
| ૧ | મીસ્ત્રી શામજી પેથા |
| | **કચ્છ—કુંભારીયા** |
| ૧ | મીસ્ત્રી રામજી ધનજી |
| | **ઉમરાળા—(કાઠીયાવાડ)** |
| ૧ | કવિ છોટાલાલ દલપતરામ |
| | **બજાણા (કાઠીયાવાડ)** |
| ૧ | રા. મોહનલાલ જીવણલાલ બેરી. એટલો. અને ચીફ કારભારી બજાણા સંસ્થાન |
| | **વાંકાનેર** |
| ૧ | રાવળ ત્રંબકલાલ દેવશંકર—વાંકાનેર આર્ય હિતવર્ધક નાટક કંપનીના માલેક |

| નકલ | નામ |
|---|---|
| ૧ | રાવળ ત્રંબકલાલ રામચંદ—વાંકાનેર આ. હિ. ના. કંપનીના માલેક |
| | **કીલ્લા પારડી** |
| ૧ | શા. પ્રાણજીવનદાસ નંદલાલ |
| | **આબુરોડ** |
| ૧ | મી. શીવપ્રસાદ આસી. રે. ગુડસકલાર્ક |
| | **તાસોલ (મારવાડ)** |
| ૧ | આરતશંકર મુનશી—તાસોલ ડીસ્પેન્સરી. |
| | **મોહનપુર (મહીકાંઠા)** |
| ૨ | શ્રીયુત મોહનપુર ઠાકોર સાહેબશ્રી હિમતસિંહજી. |
| | **ઝરણ (આલીરાજપુર)** |
| ૧ | મહારાવળ મહિપાલસિંહજી |
| | **ગવાડા (વિજાપુર)** |
| ૧ | કાળીદાસ સાંકળચંદ વખારીયા |
| | **ઓગણજ (દસક્રોઇ)** |
| ૧ | ઓગણજ લોકલબોર્ડ સ્કુલના મેહેતાજી |
| | **નાપાડ (આણંદ)** |
| ૧ | ઠાકોર સુરતસિંહજી બાપુજી |
| | **ટુટીકોરી** |
| ૧ | રા. વસનજી રતનજી |
| | **બીલખા (કાઠીયાવાડ)** |
| ૧ | રા. ઇકરાય ઓચ્છવરાય મુન. |
| | **છોટાઉદેપુર** |
| ૧ | મી. છોટાલાલ ચતુરદાસ શાહ |
| | **કલભા (દસક્રોઇ)** |
| ૧ | મે. કણભા પુસ્તકશાળાના સેક્રેટરી |
| | **ધરમપુર** |
| ૧ | સંઘવી ત્રંબકલાલ હરગોવીંદ |
| | **ધોરાજી** |
| ૧ | રા. પાનાચંદ માણેકચંદ. |
| | **મદ્રાસ.** |
| ૧ | શા. ત્રીભુવનદાસ પ્રેમજી |

| નકલ | નામ |
| --- | --- |
| | ઇડર—અહમદનગર |
| ૪ | રા. રા. ડાહ્યાભાઇ નાથાભાઇ |
| ૨ | ,, ,, છબાભાઇ નાથાભાઇ |
| ૨ | ,, ,, ફુલશંકર વિ. કલ્યાણરાય |
| ૨ | ચાંદરણીઠાકોર દોલતસિંહજી |
| ૧ | દેગામડાઠાકોર પ્રતાપસિંહજી |
| ૧ | વકીલ વીરચંદ ઉદેચંદ |
| ૧ | ,, મહાશંકર અનોપરામ |
| ૧ | ,, ભુદરલાલ મોહનલાલ |
| ૧ | ,, સાંકળચંદ હીરાચંદ |
| ૧ | ,, સોભારામ હીંમતરામ |
| ૧ | વોરા હાથી હરીચંદ |
| ૧ | મી. આશાભાઇ છબાભા દેશાઇ |
| ૧ | ,, ચકુલાલ ગીરધર |
| ૧ | ,, અમથાલાલ પરમશી |
| ૧ | ,, ભુરા પ્રેમચંદ |
| ૧ | મેતા પરશોતમ ધેહલજી |
| ૧ | મી. જગજીવન કાળીદાસ |

| નકલ | નામ |
| --- | --- |
| ૧ | ,, કેવળ સખમલ |
| ૧ | ,, પાનાચંદ રણછોડ |
| ૧ | દવે ઉમીયાશંકર ઇશ્વર—બડોલી |
| ૧ | શાહ ભાઇચંદ પદમશી |
| ૧ | મી. માહીદાસ અંબાવીદાસ |
| ૧ | રા. નહાનચંદ પુંજીરામ |
| ૧ | મી. નેમચંદ બહેચર |
| ૧ | ગાંધી ચુનીલાલ અમથા |
| ૧ | વકીલ લલ્લુ સુખદેવ |
| ૧ | મોહનલાલ જેશંકર સીરસ્તેદાર |
| ૧ | વૈકુંઠ કુબેરદાસ, અવલકારકુન |
| ૧ | નીલકંઠ છગનલાલ સીરસ્તેદાર |
| ૧ | અંબાલાલ ગોવીંદરામ સીરસ્તેદાર |
| ૧ | રેવાશંકર અમથારામ |
| ૧ | જોધા મુળજી વજેસહ |
| ૧ | મી. સ્વરૂપચંદ હરીચંદ |
| ૧ | મી. ચુનીલાલ હરીચંદ |

—०:०:०—

શ્રી.

સુચના

## આ પુસ્તક નીચેના ઠેકાણેથી મળશે.

પ્રસીધ કર્તા,

શા. મયાભાઇ પ્રેમચંદ દલાલ. અમદાવાદ રામજીમંદીરના પોળ તરફથી અગર નીચેના એજન્ટોને ત્યાંથી પણ મળશે.

બુકસેલર—મહાદેવ રામચંદ્ર જાગુસ્ટ,-અમદાવાદ

**શ્રી જૈન ધર્મ પ્રસારક સભા**

હા. શેઠ. કુંવરજી આણંદજી

મુ. ભાવનગર

**એન. એમ. ત્રીપાઠી.**

મુંબઇ, કાલબાદેવીરોડ.